# પ્રાસ્તાવિક

લોકસાહિત્યમાં તે તે પ્રજાની આત્મકથાનો મહત્ત્વનો ભાગ રજૂ થતો હોય છે. પ્રજાની રહેણી, રીતરસમો, માન્યતાઓ, વિધિઓ : એ બધું લોકસાહિત્યમાં પ્રતિબિંબિત થતું હોય છે, તે સાથે સાથે પ્રજા-હૃદયની ઊંડી આશાઆકાંક્ષાઓ અને એષણાઓના, એના આદર્શો અને સ્વપ્નોના પડઘા પણ એમાં સંભળાતા હોય છે. પોતાની જીવન-યાત્રામાં પ્રજાએ જે કાંઈ સંસ્કારમૂડી સંચિત કરી હોય છે તેની લોકસાહિત્ય એ મહામૂલી ગઠડી છે.

✓લોકસાહિત્ય એટલે લોકજીભે રમતું, લોકકંઠે જીવતું સાહિત્ય. કોણ જાણે તે તે કૃતિ ક્યારે રચાઈ હશે, પણ જમાને જમાને બદલાતી ભાષામાં લોકજીભે એનું રૂપાંતર થતુ આવતું હોઈ અત્યારે બોલાતી ભાષામાં એ સાંભળવા મળે છે. અલબત્ત, લોકસાહિત્ય એ લોકકંઠની હલક દ્વારા — અને નહિ કે પોથીઓમાં — જીવતું હોઈ, સ્થળ સ્થળની જુદી જુદી બોલીઓમાં એ મળવાનું.

✓ લોકસાહિત્ય એ નિરક્ષર, આદિમ, પછાત લોકોનું જ સાહિત્ય છે એવું નથી, ભણેલા — કે સભ્ય લેખાતા — વર્ગના સંસ્કારજીવનમાં પણ લોકસાહિત્ય સારો એવો ભાગ ભજવતું હોય છે અને ગીતો, કથાઓ, કહેવતો, હલરડાં, ઉખાણાં, આદિ રૂપે જીવતું પણ હોય છે. લોકસાહિત્ય એ આખી પ્રજાની ચેતનાને તળિયે ઠરી પડેલું છે તેનો કંઈક તાગ આપતુ હોય છે. યુંગ જેને 'સામૂહિક અચેતના' (કલેક્ટીવ અન-કૉન્સ્યસ) કહે છે તે લોકસાહિત્યમાં પ્રગટ થતી હોય છે.

લોકસાહિત્યના રચનારાઓ અનામી છે, કેટલીક જાતિઓનું લોક-સાહિત્ય લિપિબદ્ધ થયું હોતું નથી એટલું જ નહિ, પણ કોઈ કોઈ જાતિને કોઈ જાતની લિપિનો પરિચય સુધ્ધાં હોતો નથી. ભણેલા લોકોમાં સાહિત્યકૃતિઓ રચાઈ–સચવાઈ તેના રચનારાઓનાં નામ પણ સચવાયાં છે એટલો જ એ સાહિત્ય અને લોકસાહિત્ય વચ્ચે તફાવત નથી. એ

સાહિત્ય સમાનપણે કલાપ્રવૃત્તિ અથવા તો જ્ઞાનપ્રવૃત્તિ તરીકે જોડાયું હોય છે અને એમાંનો જૂજ ભાગ જ લોકસાહિત્ય જેટલો બહુજન-ભોગ્ય હોય છે એમાંનો કેટલોક ભાગ લોકસાહિત્યમાંથી સામગ્રી કે પ્રેરણા લઈને રચાયેલો પણ હોય. આરંભમાં છે લોકસાહિત્ય, સાહિત્ય એ પછીની સરજત છે.

લોકોના કંઠમાં જીવતા લોકસાહિત્યને–જનશ્રુતિને લિપિબદ્ધ કરવાના પ્રયત્નો જૂના કાળનાં આપણાં પુરાણો, બૃહત્કથા (અને પશ્ચિમના સાગાઓ) આદિમાં મોટા પાયા ઉપર થયા છે. માણસની પુરાણકલ્પન-(મિથ–મેકિંગ)શક્તિ જીવનરહસ્યને પામવાની એક અનોખી શક્તિ છે દરેક પ્રજાના સાહિત્યમાં, ખાસ કરીને લોકસાહિત્યમાં, પુરાણકલ્પનો સચવાયાં હોય છે પુરાણોને પાંચમા વેદ તરીકે ઓળખાવવામાં આવ્યાં છે ખરે જ, એ લોક–વેદ છે

મુદ્રણયંત્રનો પ્રચાર વધ્યા પછી લોકોમાં પ્રિય થયેલાં ગીતો, ગીતકથાઓ, આદિને ગ્રથસ્થ કરવાની પ્રવૃત્તિ વધારે સરળ બની. ઔદ્યોગિક ક્રાન્તિ પછી ગામડાં તૂટ્યાં, શહેરી જીવન એક દાયાનું બનતું ચાલ્યું, તે પછી ગ્રામજીવનના અવનવીન રંગો પ્રગટ કરતું લોકસાહિત્ય વધુ આકર્ષક પણ જણાયું હોય. એ સદંતર લોપ પામે એ પહેલાં એને સંગૃહીત કરી લેવા પણ કોઈ પ્રેરાયા હોય. આમ તો લોકલાડીલાં ગીતો વગેરેને ગ્રંથસ્થ કરવાનું અવારનવાર ચાલ્યાં કરતું હશે, પણ ગઈ સદીના મધ્યકાળમાં લોકસાહિત્યસંચયની પ્રવૃત્તિને ઔદ્યોગિક ક્રાન્તિએ જન્માવેલા જીવનપરિવર્તને વેગ

શરૂઆતમાં તો, લોકો જે સાહિત્યનો આસ્વાદ લે છે તે પણ સાહિત્યગુણદૃષ્ટિએ કેવું કલાત્મક, કેવું માતબર છે, જરી નજર તો કરો, કાન તો માંડો, એવા અહોભાવ કે ઉત્સાહી મુગ્ધભાવથી લોકસાહિત્યના સંચયો થવા માંડે એ દેખીતું છે. (આપણે એ તબક્કો વટાવી ગયા છીએ એમ હજી હિંમતભેર ભાગ્યે જ કહી શકાય.) પણ પશ્ચિમમાં નગરજીવનની હાંચાબંધીનું આક્રમણ સમગ્ર ગ્રામપ્રદેશ ઉપર જેમ જેમ વધતુ ચાલ્યું અને વિલય પામતા વિવિધરંગી ગ્રામજીવનનાં લોકસાહિત્યમાં પડેલાં પ્રતિબિંબોને સાચવી લેવાના પ્રયત્નો થવા માંડયા, તેમ તેમ લોકસાહિત્યસંચય પાછળ કેવળ સાહિત્યાસ્વાદનો રસ પ્રધાન ન રહ્યો, લોકસાહિત્યને સમગ્ર લોકજીવન સમજવા માટેની સામગ્રીરૂપ લેખવાનું વલણ વધતું ગયું પશ્ચિમની પ્રજાઓ વેપાર અને સામ્રાજ્યનો વિસ્તાર કરતાં દુનિયાની અન્ય અનેક જાતિઓના સંપર્કમાં મુકાઈ, તેમને સમજવામાં એમણે તે તે જાતિના લોકસાહિત્યના અભ્યાસને અગત્યનું સ્થાન આપ્યું. તે ઉપરાંત, આ વિષયમાં વૈજ્ઞાનિક રસ વધતાં વિદ્વાન સંશોધકોએ જુદા જુદા પ્રદેશના લોકસાહિત્યનો તુલનાત્મક અભ્યાસ પણ આદર્યો. લોકસાહિત્યમાં માનવજાતિના બાલ્યકાળની પ્રાચીનતમ સ્મૃતિઓ સચવાઈ હોઈ, માનવનું સાચુ સ્વરૂપ સમજવામાં પણ લોકસાહિત્યના અભ્યાસને સ્થાન મળ્યું અત્યારે માત્ર સાહિત્યરસિકો જ લોકસાહિત્યનો પરિચય સાધવા પ્રેરાતા નથી, સમાજશાસ્ત્રીઓ એમાં પોતાના રસની અઢળક સામગ્રી જુએ છે, ભાષાવિજ્ઞાનીઓ માટે તો એ એક કીમતી ખાણ છે, ઇતિહાસકારો લોકસાહિત્યમાં પ્રજાના ઇતિહાસના અંકોડા પડેલા જુએ છે, નૃ-તત્ત્વવિદોને માટે લોકસાહિત્ય સાંસ્કૃતિક નૃ-તત્ત્વવિદ્યા( કલ્ચરલ ઍન્થ્રોપોલોજી )ના અભ્યાસ માટે અનિવાર્ય બની ચૂક્યુ છે, મનોવિજ્ઞાન અને ધર્મવિજ્ઞાન લોકસાહિત્યમાં ઉપલબ્ધ થતી પુરાણકલ્પનાઓ ( મિથ્સ )માંથી મહત્ત્વનાં અર્થદર્શનો ઘટાવે છે.

'લોકસાહિત્ય' શબ્દ આપણે ત્યાં પહેલો ક્યારે યોજાયો? કાકા કાલેલકરના ૧૯૨૨માં લખાયેલા સ્વ. રણજિતરામકૃત 'લોક-

of Folk-lore, Mythology and Legend (૧૯૫૦)ના બે ગ્રંથોમાં ચર્ચેલા ચારેક હજાર વિષયો ઉપર નજર ફેરવવાથી સમજાશે.

અલબત્ત, લોક-વિજ્ઞાનવિદોને હાથે આ કાર્ય થાય ત્યાં સુધીમાં લોકસાહિત્યના સંગ્રહો જેટલા પ્રસિદ્ધ થાય તેટલા આવકારપાત્ર છે, ખાસ કરીને હવે જ્યારે આપણા પ્રદેશોમાં ઝડપી પરિવર્તનો થઈ રહ્યાં છે ત્યારે. નવસારી-વલસાડમાં કારખાનાં નીકળ્યાં એના લોકગીતો પણ રચાઈ ચૂક્યાં: "પારનેરા પારડીનું ગામ, ત્યાં ચાલ્લુ સાંચાનું કામ."[1] સાગરકાંઠાની વસ્તીના કંઠમાં હજી એણે પેઢીઓ સુધી ગાળેલા સમુદ્રજીવનના ભણકારા જાગે છે, એટલે સાગરલોકગીતની લેહમાં સાંચાકામ વિશે પણ કદીક એ લલકારી બેસે છે પણ ધીમે ધીમે સમુદ્રનું એને સમરણું જ રહી જાય, આજીવિકાના નવા રસ્તાઓ એને સમુદ્રગીતોથી પણ વિછોડાવી દે. અમદાવાદનાં કારખાનાંઓમાં ઈડર, ડુંગરપુરના ભીલ, ઠાકરડા, વણજારા પણ આગવાપણું ખીંટીએ મૂકીને હાંચાબંધી જીવનનો અંગીકાર કરી રહ્યા છે. લોકજીવનના કેટલાક રંગ એમ જલદી છૂટતા નથી (જેમ કે રબારીની વેશભૂષા), તેમ છતાં હવેનાં વેગીલાં પરિવર્તનો જોતાં લોકસાહિત્યનો સંગ્રહ (ગ્રંથાકારે તેમ જ ધ્વનિપટ્ટિકાઓમાં)

ગુજરાતના તે તે વિભાગમાં વસતાં લોકસાહિત્યરસિયાં ભાઈબહેનોની મદદથી અભ્યાસીઓ એ બધી લોકસાહિત્યસમૃદ્ધિ એકત્રિત કરવામાં નજદીકના ભવિષ્યમાં સફળતા પામે એવી આશા રાખીએ.

આ સંગ્રહમાં સૌરાષ્ટ્રનાં લોકગીતો ઝાઝાં નહિ જોવા મળે, સૌરાષ્ટ્રનાં લોકગીતો પ્રમાણમાં સુપરિચિત પણ છે. પરંતુ સુરતનો સાગરકાંઠો, રાજપીપળા, પંચમહાલ, મેવાસ, ચરોતર, નળકાંઠો, ઉત્તર ગુજરાત — એ વિભાગોનાં લોકગીતોમાંથી કેટલીક વાનગીઓ એક પુસ્તકમાં રજૂ કરી છે, એથી ગુજરાતના લોકસાહિત્યની વિવિધતાનો કાંઈક ખ્યાલ આવશે. ગુજરાતનો આવડો મોટો દરિયાકિનારો છે તેની પ્રતીતિ કરાવતી સુરતકાંઠાની 'અખાવણી' અને સૌરાષ્ટ્રની 'ભામણી' ગુજરાતી લોકસાહિત્યને કેવો અનોખો રંગ અર્પે છે, — એ જાતની લાક્ષણિકતાઓ તરફ પણ ધ્યાન ખેંચાશે. પહોર-વાર-તિથિ-મહિનાનું આપણી ભાષામાં વિપુલ સાહિત્ય છે, તેમાંથી કેટલુંક રજૂ કર્યું છે. ભડલીવાક્યો, દૂહા કક્કો — એના નમૂના પણ આપ્યા છે. ઐતિહાસિક રાસડા માત્ર બે આપ્યા છે. 'જસમાનો રાસડો' થોડેવત્તે અંશે પરિચિત છે, પણ સમગ્રરૂપે કદાચ પહેલી વાર અહીં ગ્રંથસ્થ થાય છે. સં. ૧૮૭૪ના 'ઉટાંટિયાનો રાસડો' ઈ. સ. ૧૯૧૮ના ઇન્ફ્લુએન્ઝાના ઉપદ્રવનો પણ ખ્યાલ આપે એવો છે. લોકકથા અને વ્રતકથાઓ સ્થળસંકોચને કારણે નમૂનારૂપ જ આપી શકાઈ છે. એવું જ ભવાઈના 'વેશ'નું છે. માત્ર એક, 'જસમા ઓડણનો વેશ' અહીં પ્રગટ કર્યો છે.

ગ્રંથસ્થ થયેલી સામગ્રી સંગ્રહમાં ન લેવા સામાન્ય રીતે ખ્યાલ રાખ્યો છે. તેમ છતાં તિથિ-મહિના જેવા વિભાગોમાં કંઈક અપવાદ હોય પણ. જે કૃતિને અંતે કવિનું નામ હોય તે ન આપવી એવું સામાન્યપણે વલણ હોવા છતાં કોઈ કવિની કૃતિ, જેની ઉછળી કહીમાંથી કવિનામ દૂર થયું હોય એવી, સમાવેશ પામી નહિ હોય એમ આ જાતના સાહિત્યમાં કહેવું મુશ્કેલ છે. અંક ૨૯૩ 'ગોવાળીલાલ'

ખારસું લોકગીત લાગે છે, છતાં અંતની પંક્તિ—'ગોવાળીલાલ ! હેમાના સ્વામીની મહેર થઈ'—માં લેખક હેમાનો ખોંખારો સંભળાય છે, એવા કેટલાક દાખલા પણ આવા સંગ્રહોમાં રહી જવા સંભવ. કેટલાક ગીતો એવડાતાં પણ જોવા મળશે, પણ લોકગીત જરીક એ ડગલાં પ્રવાસ કરે છે ને કેવું જરીક લહેકાઈ–બદલાઈ જાય છે તે એવા દાખલાઓમાં જોવા મળે છે. અંક ૯૩ અને ૩૫૭ સરખાવો, બન્ને રૂપો સાચવવાં ગમશે. એક જ વિભાગમાં એક ગીત કેવા જુદા જુદા આકાર ધારણ કરે છે તે અંક ૨૭૦, ૨૭૬ અને ૨૮૩ માં વર્ણવેલા પ્રસંગની રેખાઓ સરખાવવાથી સમજાશે. સુરતકાંઠાની અબારણી· (અંક ૧ થી ૪૪) માં જ એક વસ્તુનાં બે વાણીરૂપો મળે છે (સરખાવો ખાસ તો અંક ૧૯ અને ૩૨) એ અબાવણીઓ અને સૌરાષ્ટ્ર· કાંઠાની 'ભામણીઓ' (અંક ૩૨૭ થી ૩૩૬) માં પણ કેટલાક ટુકડા સરખા તરત તરી આવે છે. સાગરગીતો તો ખલાસીઓની સાથે દૂર દૂર બીજી ભાષાઓના પ્રદેશો સુધી પણ સફર કરે, તેમાં સુરતકાંઠાના કેટલાક ગીતખંડો સૌરાષ્ટ્રકાંઠે પણ ગુંજે એમાં આશ્ચર્ય શું ? ખાસ તો અંક ૬ અને ૩૨૮ માં 'પાણી ભરે પાણિયારી' તે ચિત્ર સરખાવો.

જેવા કૃતિના આરંભમાં ઋષિ-અપ્સરાઓવાળા પ્રસંગમાં અને અંતના ફકીરવાળા પ્રસંગમાં પ્રયત્ન થયો છે સામાજિક-ઐતિહાસિક દૃષ્ટિએ નોંધપાત્ર તો એ છે કે 'જસમાનો રાસડો'મા લોકકવિએ સિદ્ધરાજ જેવા સિદ્ધરાજ પાસે 'જસમાજી, તારે દરબાર હું કેમ ન સરજ્યો ખોરડો[2] આવા રૂડા જસમા તારા હાથ, કાને સાહી ખોળે બાંધતે'—એ ઉદ્ગારો કઢાવીને કામુકતાની હાસ્યાસ્પદતાને ઉઘાડી કરી દીધી છે, જ્યારે 'જસમા ઓડણનો વેશ'નો નાટ્યકવિ નારીની વિમાનનાના ફળરૂપે પાટણમા 'મહેલના ઠેકાણે મસીદ'ની આગાહી આપે છે ઉત્તર ગુજરાતમાં, અને તે ઉપરાંત પણ ભવાઈ જ્યાં લોકપ્રિય છે તે દક્ષિણ રાજપૂતાનામાં, ઇસ્લામ પ્રત્યે જોવાની એક વિશિષ્ટ લોકદૃષ્ટિ આ જાતની કૃતિઓમાં વરતાય છે એ દૃષ્ટિ સ્વ-પર-પક્ષવાદમાં બંધાનારી નહિ, પણ નાજુક નિર્ભયતાથી જીવનસત્યને સારવવા મથનારી છે એ જોઈ શકાય છે

આ સંગ્રહમાં કૃતિઓના સળંગ અંક આપ્યા છે, જેથી કૃતિના નિર્દેશની સગવડતા રહેશે પુસ્તકને અંતે કૃતિઓની પ્રથમ પંક્તિ કે પંક્તિખંડની સૂચિ પણ આપી છે

ઉમાશંકર જોશી

# નિવેદન

લોકસાહિત્યના સંગ્રહ અને પ્રકાશન માટે મુંબઈ સરકારે તેના (તે વખતના) ત્રણ પ્રાદેશિક વિભાગો — ગુજરાત, મહારાષ્ટ્ર અને કર્ણાટક — માટે ત્રણ પ્રાદેશિક લોકસાહિત્ય સમિતિઓ કેળવણીખાતાના ઠરાવ નં. બીએપી – ૧૦૫૫–એચ તા ૨૪–૭–૧૯૫૬ થી નિયુક્ત કરી છે. ગુજરાતી સમિતિમાં નીચેના સભ્યો છે.

શ્રી ઉમાશંકર જોશી (અધ્યક્ષ)

પ્રો. પુષ્કર ચંદરવાકર

ડૉ સુધા દેસાઈ

ડૉ. મંજુલાલ ર મજમૂદાર

શ્રી લાલચંદ ધૂળાભાઈ નીનામા

શ્રી મધુભાઈ પટેલ

સમિતિના મંત્રી તરીકે અમદાવાદ જિલ્લાના શિક્ષણાધિકારીને નીમવામાં આવ્યા છે

એ સમિતિએ લોકસાહિત્યનો સંગ્રહ કરવાનું અને તેને યથાકારે પ્રસિદ્ધ કરવાનું કામ હાથ ધર્યું છે તેના પરિણામરૂપ 'ગુજરાતી લોકસાહિત્ય માળા'નો આ પ્રથમ મણકો છે

'ગુજરાતી લોકસાહિત્યમાળા'ના આ પ્રથમ પ્રકાશનમાં લોકસાહિત્યમાં રસ લેનાર અનેક ભાઈબહેનોની મદદ સમિતિને મળી છે. વર્તમાનપત્રોમાં સમિતિની નિમણૂક અને એના કાર્ય વિશે જાહેરાત થતાં અને લોકસાહિત્યની સામગ્રી મોકલી આપવા સમિતિ તરફથી જાહેર વિનંતિ થતાં ગુજરાતના જુદા જુદા ભાગોમાંથી લોકસાહિત્ય-રસિકોએ લોકગીતો, લોકકથાઓ, ઉખાણાં, કહેવતો, આદિ સમિતિને

મોકલ્યાં હતાં. એ માટે સમિતિ તે સૌની ખૂબ ઋણી છે. મહારાષ્ટ્ર પ્રદેશ લોકસાહિત્યસમિતિના એક સભ્ય શ્રી દા. ગો. બોરસેને મરાઠી લોકસાહિત્યના પુસ્તક માટે મરાઠી લોકગીતો એકઠાં કરતાં દક્ષિણમાં વસતા ગુજરાતી સમાજમાં ગવાતાં ગુજરાતી લોકગીતો કુ. સુમન મૂળશંકર મહેતા તરફથી પ્રાપ્ત થતાં તેમણે તે આ સમિતિને મોકલી આપ્યાં એ બદલ સમિતિ તેમની અત્યંત ઋણી છે.

આ પુસ્તકના મુદ્રણકાર્યમાં અમદાવાદ જિલ્લા શિક્ષણાધિકારી કચેરીના હેડકલાર્ક શ્રી દુર્ગાશંકર ભટ્ટે પ્રૂફ તપાસવા વગેરેની અવૈતનિક સેવાઓ આપી છે. પૂંઠા ઉપરનું ચિત્ર કળાકાર શ્રી સાગ્રા પાસે તૈયાર કરાવ્યુ છે. પીઠ ઉપરનું ચિત્ર સમિતિના સભ્ય શ્રી મધુભાઈ પટેલ પાસેથી મેળવેલું છે. આ પ્રકાશનમા સહાયરૂપ થનાર સૌ કોઈનો અત્રે આભાર માનીએ છીએ.

અમદાવાદ . ૧૯૫૭

**ઉમાશંકર જોશી**
અધ્યક્ષ, ગુજરાતી લોકસાહિત્ય સમિતિ

## અનુક્રમણિકા

## રાજપીપળા પ્રદેશનાં લોકગીતો

### (૧) હોલિયા ગીતો

(૧) સુરત વિભાગનાં હાળી
નૃત્ય ગીતો*



પંચમહાલના ભીલોનાં
લોકગીતો



* ઉપર પ્રમાણે સુધારીને વાંચવુ.

## ચરોતરનાં લોકગીતો

## નળકાંઠાના પઢારોનાં લોકગીતો



## ઉત્તર ગુજરાતનાં લોકગીતો

## ઉત્તર ગુજરાતના ઠાકોરોનાં ફટાણાં



## સૌરાષ્ટ્રનાં લોકગીતો



## દૈદાનાં ગીતો



## કચ્છી લોકગીત



## મહારાષ્ટ્રમાં ગુજરાતી સમાજમાં ગવાતાં લોકગીતો



## ખાંડણિયાં

(૬) રાગના દુહા

સામેરીના દુહા



કેદારાની સાખીઓ



સોરઠ રાગની સાખીઓ



મારુ રાગની સાખીઓ



કલ્યાણ રાગની સાખીઓ



ફક્કા ગીત



લોકકથા



ભવાઈનો વેશ

# સુરતવિભાગનાં લોકગીતો

## અબાવણી-૧

સંગ્રાહક : ઉમાશંકર જોશી

કાંઠાવાળાઓને શ્રમગીતોનું વ્યસન લાગેલું છે એમ કહી શકાય. દરિયો ખેડનારાઓ પોતાની અનેકવિધ નાનીમોટી પ્રવૃત્તિ ગાતા ગાતા જ કરે છે. અમથું દોરડું વીંટાળીને મૂકવું હોય તોપણ માણસ ગાયા વગર એટલું કામ કરી શકશે નહિ. સ્વાભાવિક છે. દરિયો ગાયા કરે અને માણસ મૂંગોમૂંગો શી રીતે કામ કરી શકે? વહાણ સાથે અથડાતાં મોજાંનું ગર્જન એ એનો સાજ. એની સાથે સાથે માણસ પણ પોતાની વાત ગાયાં કરે. આ સાગરગીતોને અબાવણી (અમામણી, અબુવણી) કહે છે. કાંઠાના એક ભાઈએ એની આમ+વાણી એવી વ્યુત્પત્તિ આપી. એ અબાવણીઓનો પાર નથી. એક જુવાને કહ્યું : એ અબાવણી ખૂટે નહીં. બાપદાદાથી મળેલી આ ગીતસમૃદ્ધિ દીકરો દરિયો ખેડતો થાય ત્યાં કંઠગત કરતો આવે એને કામ કરતી વખતે હજી સુધી કદી અબાવણી ખૂટી નથી. કાંઠાની વસ્તીના કેટલાક ભાગનું જીવન દરિયા પર નિર્ભર ન રહ્યું. પુલ વગેરેનાં કંટ્રાક્ટનાં કામે મંડળીઓ જવા લાગી. ત્યાં પણ અબાવણીની ટેવ ચાલુ રહી. કોઈ ને કોઈ શ્રમગીત તો જરૂરી હતું જ. કાંઠાવાળાઓએ પોતાને પરિચિત અબાવણીનો જ લાભ લીધો. સંજોગ પ્રમાણે નવી નવી અબાવણીઓ રચાઈ અથવા જૂનીમાં વધારા થયા.

અબાવણીનો સાચો પરિચય તો એને ગવાતી સાંભળવા મળે ત્યારે જ થાય. અને તે પણ કામ ચાલતું હોય ને ગવાતી હોય ત્યારે. કાંઠાના ભાઈઓને અબાવણી સંભળાવવા કહીએ તો એ માન રાખે, પણ બેઠા બેઠા અબાવણી ગવાય જ નહીં. વાંસી-બોરસી ગામમાં

ભાઈઓએ ઝાડના થડ સાથે બાંધેલી ગરગડીમાંથી દોરડાં ખેંચતાં ખેંચતાં જ અમાવણી સંભળાતી.

√અમાવણીમાં ન સમજાય એવું ઘણું છે. ક્યાંક એનો અર્થ પૂછો તો કહેશે કે એ તો એવી અમાવણી છે. ક્યાંક શબ્દ અરબી અને બીજી ભાષાના છે—અને એવા શબ્દો ગવાતાં ગવાતાં બદલાઈ ગયા છે. અશ્લીલ લીટીઓ પણ આવે (જેમ કેટલાય લોકગીત પ્રકારોમાં આવે છે) અને એથી પણ એ ગીતો સંભળાવનારાઓને સહજ સંકોચ રહે છે. અમાવણીની બધી પંક્તિઓનો અર્થ કરવો મુશ્કેલ છે. એ ગાનારાઓમાંથી જ કોઈક ભાષારસિક જાગે અથવા કાંઠાના કોઈ ભાષાવિદને અમાવણીનો—અને તે ગાનાર સમાજનો ઘનિષ્ઠ પરિચય થાય તો જરૂર વધુ પ્રકાશ પડે.

## ૧. લંગર ખેંચતાં-૧

શાસ્ત્રોમાં ઓ–મ્ આવે છે એમ આરંભનો ઉદ્ગાર છે:

હલોમ હે!

સાંભળતાં જ સૌ તૈયાર થઈ જાય. ત્યાં અવાજ આવે:

હે રે લાગ જુવાન!

સૌ એકસાથે ગાય 'હેઈસો!' અને લંગર ખેંચે. પછી તો ગીત ગવાતું જાય ને લંગર ખેંચાતું જાય:

હે રે જુવાન રે જોરે હેઈસો!

નીચેની રીતે પણ શરૂ થાય અને આગળ ચાલે:

હેઈસો!
હે વાણામાલી હેઈસો
લાગો જુવાન ભાઈ હેઈસો
જુવાન રે ભાઈ રે હેઈસો

આંધેલી ખાડી હેઈસો
ખાડી કલાઈની હેઈસો
પાણી દેહું ઊણું હેઈસો
ઊણામાં દરિયો હેઈસો
જાવાનો ખાલી હેઈસો
આવસું ભરીને હેઈસો
હેલામાં ચાલી હેઈસો
ચાલીમાં વલ્લા હેઈસો
નિસાણુમાં અલ્લા હેઈસો
નામ તો નબીનાં હેઈસો
બીજા ખોદાનાં હેઈસો
ખોદામાં તાલા હેઈસો
જાતો બંગાલા હેઈસો
બંગલામાં રાણી હેઈસો
ચાલવા લાગેલી હેઈસો
ઊણાં પડયાં પાણી હેઈસો
પાણીને ધારિયે હેઈસો
નારી ચતુરના હેઈસો
માટીડા બોધા હેઈસો
ભરીઓ ઘોઘારી હેઈસો
વ્હાણનો વેપારી હેઈસો
વેપાર માંઈડા હેઈસો
સરોવરની પાળે હેઈસો

પાણી આછાં છે, રમતમાં સફર થશે, અલ્લાતાલાની અને નબી સાહેબની દુઆ છે, ચતુર નારીના માટીડા બોધા છે, વગેરે અનેક વાતો

લંગર ખેંચાતાં ખેંચાતાં અખાવણીમાં ગૂંથાતી—ગવાતી આવે છે. ખારોવાની પાળે વળી ગોય પ્રસંગ હશે? માણસ દરિયા પર, ઉપર આકાશ ને નીચે પાણી એ રીતે, સમય વિતાવતો હોય ત્યારે આ અખાવણીઓ દ્વારા એ જગતનાં કેટકેટલાં દશ્યો સાથે સંકળાયેલો રહે છે!

*

## ૨ લંગર ખેંચતાં-૨

લંગર કે દોરડું ખેંચવાની બીજી એક અખાવણીનો ઢાળ—ખાસ કરીને ત્રણ ટુકડે શ્વાસ ખાતાં ખાતાં સમૂહે બોલવાના શબ્દો 'હોબેલ માલ હોબેલાં'નો લય—ધ્યાન ખેંચે એવો છે. અખાવણીને 'હોબેલાં' પણ કહે છે

દાયમ મોલાના હેટલે સે
મૌલા હલાલી હોબેલાં, હોબેલ માલ હોબેલાં.
સાકર બંગાલી હેલ્લે સે
બંગા તારા લિયા હોબેલાં, હોબેલ૦
વ્હાણે સાડી ફિરમી હેલ્લે સે,
ચાલ્યા માહિમ જાઉં હોબેલાં, હોબેલ૦
માહિમ તો મોટું થાણું હેટલે સે,
પોરજી થાણાની હોબેલાં, હોબેલ૦
લુબતી[1] તો વાગી હેટલે સે
લુબત લાલી કીના હોબેલાં, હોબેલ૦
આંજત લે સલમીના હેટલે સે
સલમી તો વાળી અલ્લા હોબેલા, હોબેલ૦
ડાચા તો ના રે અલ્લા રેટલે સે
અલ્લા તે વાળે નામે હોબેલાં, હોબેલ૦

---

૧. નોબત

વાળી ડુંગણું ચાલે હેલ્લે સે
ડુંગર લે દરિયાના હોબેલાં, હોબેલ૦
કાલુ તો લે છબિયાના હેલ્લે સે
હોબેલાં, હોબેલ માલ હોબેલાં.

*

### ૩. લંગર ખેંચતાં-૩

ચીખલ(કાદવ)માંથી રોપડું(લંગર) ઉપાડતી વખતે માછીઓ 'હોઈસો' ને બદલે 'હેલાવ' સમૂહસ્વરે ગાય છે અને 'હલોમ હે!' ને બદલે 'એ હેલાબો!' થી શરૂ કરે છે હોડી ખસે છે, ચાલવા લાગે છે, તારમાં તરવા પડે છે, વગેરે ક્રિયાઓ અગાવણીમાં ગૂંથાઈ છે :

એ હેલાબો હેલાંય
આખરમાં વારી રે હેલાંય
બેરીઆનો ભારી રે હેલાંય
બેડીમાં રાણી રે હેલાંય
ચાલવા લાગી રે હેલાંય
ઊંડાનાં પાણી રે હેલાંય
ઊંડામાં દરિયા રે હેલાંય
જાવાના ખાલી રે હેલાંય
આવસુ ભરીને રે હેલાંય
પાલવ ભરિયો રે હેલાંય
ભરિયા ઘોઘારી રે હેલાંય
વહાણનો વેપારી રે હેલાંય
વેપાર માંડ્યો રે હેલાંય
માંડ્યો પૂરો રે હેલાંય

માંસ ખાવાના રે હેલાંય
ખોઈ દો કૂવો રે હેલાંય
કૂવાને કાંઠે રે હેલાંય
ઢોલને બજાવું રે હેલાંય
ઢીલામાં ઢોલ રે હેલાંય
બેરી સંડાઈ રે હેલાંય
ચાલવા લાગી રે હેલાંય
ખારવા ઊંડાં પાણી હેલાંય
પાણી ને દઈને રે હેલાંય
વહાણને ગોરાબે રે હેલાંય
ગોરાબ ગલિયાના રે હેલાંય
ભલી આવી તાર ભાઈ હેલાંય
દેવલાં રમવાની રે હેલાંય
સરોવરની પાળ ભાઈ હેલાય
સરોવર સાથી રે હેલાંય
વેચેલા ઘોડા રે હેલાય
લીધેલા હાથી રે હેલાંય
તેની બદલમાં હેલાંય
હાથીના હાલમા રે હેલાય
નાગરફૂટા ભાલમા રે હેલાંય
નાગલીમાં રાણી રે હેલાંય
ચાલવા લાગી રે હેલાંય

*

## ૪. દોરડાં ઊભાં ખેંચતાં–૧

દોરડાં ખેંચતી વખતની અભાવણીમાં 'હેઈસો' જેટલા ઉદ્‌ગારથી પતે એમ નથી. એ ખેંચવાની ગતિને અનુકૂળ 'ઝુમાલ સે, ઝાલ્લા ઝુમાલ સે' એવો સમૂહે ગાવાનો ઉદ્‌ગાર છે :

ઝુમાલ સે, હેલ્લે ઝુમાલ સે.
લાગી લેઓ રે ઝુમાલ સે.

આખો સમૂહ જોર કરે અને ગાય :

'ઝાલ્લા ઝુમાલ સે.'

ગવડાવનાર બોલે :

'પાનનો બીડો રે ઝુમાલ સે'

સામેથી સૌ ગાય :

'ઝાલ્લા ઝુમાલ સે'

'સુનારા જોઈને ઝુમાલ સે,' 'ઝાલ્લા૦'
'મેલ્યાં બાર કે ઝુમાલ સે,' 'ઝાલ્લા૦'
પારકે બેડે ઝુમાલ સે, ઝાલ્લા૦
આવી જાગે રે ઝુમાલ સે, ઝાલ્લા૦
તલમાં બેડાં રે ઝુમાલ સે, ઝાલ્લા૦
તરતાં તાર રે ઝુમાલ સે, ઝાલ્લા૦
જાવાની બેડલે ઝુમાલ સે, ઝાલ્લા૦
લચકરવારું રે ઝુમાલ સે, ઝાલ્લા૦
લાંબાં લચકર રે ઝુમાલ સે, ઝાલ્લા૦
બંદર ખંભાતની ઝુમાલ સે, ઝાલ્લા૦
લાંબી ખાડી રે ઝુમાલ સે, ઝાલ્લા૦

વાટ જોવાની ઝુમાલ સે, આદલા૦
ખંભાતની મે'તી રે ઝુમાલ સે, આદલા૦
એના મહિયરમા ઝુમાલ સે, આદલા૦
આઆ વીરા રે ઝુમાલ સે, આદલા૦
આણુલે અણુગમતુ ઝુમાલ સે, આદલા૦
પિયર પનોતી ઝુમાલ સે, આદલા૦
મૂઓ એનો બાજી રે ઝુમાલ સે, આદલા૦
ફૂટવા લાગેલી રે ઝુમાલ સે, આદલા૦
કુંવારી ફૂટે રે ઝુમાલ સે, આદલા૦
પરણેલી લૂટે રે ઝુમાલ સે, આદલા૦
તાપીમા ભર્યા પાણી ઝુમાલ સે, આદલા૦
માણેક મોતી રે ઝુમાલ સે, આદલા૦
તારા મોતીને ઝુમાલ સે, આદલા૦
હૈડે જોતી રે ઝુમાલ સે, આદલા૦
હૈડાની હેલી રે ઝુમાલ સે, આદલા૦
ગિયા કાફલાની ઝુમાલ સે, આદલા૦
મોસમ ગેયલી રે ઝુમાલ સે, આદલા૦
મોસમડી માપે રે ઝુમાલ સે, આદલા૦
ઊઇગા ફાગણુમા ઝુમાલ સે, આદલા૦
લોથારી[1] કાપે રે ઝુમાલ સે, આદલા૦
લખાઈમા લાખુ રે ઝુમાલ સે, આદલા૦
પાણી ઊંડા રે ઝુમાલ સે, આદલા૦
મીઠાઈનો મેવો રે ઝુમાલ સે, આદલા૦

---

૧ લગરનુ દોરડુ

સાયબી સુરતમાં ઝુમાલ સે, ઝાલ્લા૦
જોઈને લેવાનાં ઝુમાલ સે, ઝાલ્લા૦
પાણીલાં મીઠાં રે ઝુમાલ સે, ઝાલ્લા૦
જાવાના મઝ્ઝા રે ઝુમાલ સે, ઝાલ્લા૦
ઘોડા – બારીનું ઝુમાલ સે, ઝાલ્લા૦
પાણી મીઠું રે ઝુમાલ સે, ઝાલ્લા૦

*

### ૫. દોરડાં ઊભાં ખેંચતાં–૨

ઘોઘામાં આછર મોરાદી ઝાલ્લા ઝુમાલ સે,
થોઘુ તોરું ને મોરુ ઝાલ્લા૦
વચમાં સામળ કઠોડુ ઝાલ્લા૦
સામી અટલા સારદીના ઝાલ્લા૦
પ્હેલી કલમ માર દીના ઝાલ્લા૦
ખાતર લિખાના ઝીણી ઝાલ્લા૦
ઝીણી જાય કલ્લા ભરૂની ઝાલ્લા૦
ઘોસી બ્હાણુ દામણુ દામા ઝાલ્લા૦
દામણ સવાયાની હાલી ઝાલ્લા૦
માછીને માછલી બ્હાલી ઝાલ્લા૦
સાધુને તીરથ બ્હાલી ઝાલ્લા૦
માછી ગયો મદરાસી ઝાલ્લા૦
દરિયો ઊંડો અગાસી ઝાલ્લા૦
દરિયો રેહજો કિનારા ઝાલ્લા૦
મેસ્કતી કાંઠે કિનારા ઝાલ્લા૦

કાંઠે કિનારાની લાસી ઝાલ્લા૦
ભઠ્ઠી ચઢે ધૂમ ગાસી ઝાલ્લા૦

દૂરનાં ને નજીકનાં બંદરોની અને સંસારની આવી અનેક ખાટીમીઠી વાતો સાગરના ખેડનારને દુનિયાથી બાંધી રાખે છે. ઉપરની જ અમાવણી 'હે રે ધમઘોર સે'ના સમૂહોદ્‌ગારથી પણ ગવાય છે :

હેલ્લે ધમઘોર સે,
'પાનનો બીડો રે ધમઘોર સે,' 'હે રે ધમઘોર સે'
'સુનારા જોઈને રે ધમઘોર સે,' 'હે રે ધમઘોર સે'

*

૬. દોરડાં ઊભાં ખેંચતાં–૩

જુદાં જુદાં બંદરો ને બંદરો પરનાં માતાનાં થાનક, દૂર દરિયામાંથી સુરત બંદરના દેખાતા મિનારા, તાપીનાં ભર્યાં ભર્યાં પાણી, એ દોરડાં ખેંચવા વખતની બીજી એક અમાવણીમાં ગવાયાં છે :

તારો બળિયા સાજ લીના ઝાલાના ઝાલે
પરભુ તેરા નામ લીના ઝાલાના ઝાલે
પરભુ પરથમ પોતે રાજા ઝાલાના ઝાલે
આપ્યા ઓદારીમાં આંજા[1] ઝાલાના ઝાલે
ઓદારી સારો સલામત ઝાલાના ઝાલે
બેલી તું રહેજે સલામત ઝાલાના ઝાલે

---

૧. આજા એટલે હાળ, શઢ ચઢાવવા-ઉતારવા માટે ખેંચવાનાં દોરડાં. 'હાળ અગડી ગયા' એ પ્રયોગ આપણે કરીએ છીએ તે દરિયાનો છે. શઢ ઉતારવા માટે દોરડું ઢીલું મૂકે, હાળને અગડવા દે, એટલે વાયરો અનુકૂળ હોય ને શઢ વહાણની ઝડપ વધારી આપે એ સ્થિતિ તો ન જ રહી. આથી નિરાશા સૂચવવા માટે 'હાળ અગડી જવા' એ પ્રયોગ થાય છે.

અગાસી ગોવાનું બંદર ઝાલાના ઝાલે
બંદરે બાંધ્યાં ઘોઘાનાં ઝાલાના ઝાલે
વચમાં પીરમ–જંજીરા ઝાલાના ઝાલે
જંજીરા જાના કબીરા ઝાલાના ઝાલે
કબીરે માતા સિંગોતેર ઝાલાના ઝાલે
સિંગોતેરે સરોવરિયા ઝાલાના ઝાલે
આમલી ખાટી સમુદરિયા ઝાલાના ઝાલે
દરિયાથી દીઠા સુનારા ઝાલાના ઝાલે
સહેલાઈમાં સુરત બંદર ઝાલાના ઝાલે
તાપીમાં ભર્યાં ને પાણી ઝાલાના ઝાલે
પાણી ભરે પનિહારી ઝાલાના ઝાલે
નાકમાં સોનાની વાલી ઝાલાના ઝાલે
સોનું પે'રી છલકાતી ઝાલાના ઝાલે
રૂપું પે'રી મલકાતી ઝાલાના ઝાલે
એનાં તો રૂપિયામાં હુમર ઝાલાના ઝાલે
સોના અવલ કાન ફૂટા ઝાલાના ઝાલે
કાન ફૂટા નાક તૂટા ઝાલાના ઝાલે

દરિયો ન લાગે માટે ખાટી આમલી લેવાની સૂચના આપે છે. પીરમ ટાપુ વચમા આવે છે તેને 'તરતો ડુંગર' પણ કહે છે નજીકમાં પાણીના મોજાંની ક્રિયાથી એક પથ્થર ઠમાઠમ વાગ્યા કરે છે એમ કહેવાય છે સુરત જવું સહેલુ છે ભરૂચનું એવુ નથી. ભરૂચ જવું હોય તો એક પાણીએ પહોંચી જવું જોઈએ. ભરતી ઊતરી ગઈ તો મુશ્કેલી. વચ્ચે ખડકોમાં લગર નંખાય નહિ, દોરડું કપાઈ જાય. ત્યાં ડાંડાની ખબર પડે એવુ નથી. ભરૂચ પાસે તાણુ પણ એટલી છે કે દોરડું ઝાલ્યું રહે નહિ. આંગળી કપાઈ જાય.

*

### ૭. શઢ ધોતાં-૧

શઢ ધોવાની અભાવણીઓના ઢાળ ઘણુંખરું વિલંબિત છે. ઉપરનાં સાગરનાં શ્રમગીતોમાં કડાવના ટુકડાઓનો ઉપયોગ છે. શઢ ધોવા વખતની અભાવણીના ઢાળ રીતસર ગેય કાવ્યોના છે. એમાં ખલાસીઓની રસિકતા પણ ડોકિયાં કરે છે :

આવતી જા, જતી જા,
તારા માલમને મલતી જા.
હાંસી રે વલ્લામલીલી,
તારા માલમને મલતી જા.
નબી રે સલવાર ને જોરુ, તારા૦
માલમ મમ્મદજી કરાણી, તારા૦
ઝાઝાં બંદર પારસીનાં, તારા૦
પારસી રે ડાંડે બંધાવ્યાં, તારા૦
કલીઆં રે ઊંધાં મરાવ્યાં, તારા૦
સહિયર રે આવતી ને જાતી, તારા૦
એલચી સાથે પાન ખાતી, તારા૦

*

### ૮. શઢ ધોતાં-૨

સેલડિયો રે સેલડિયો
ઘોઘાનો માલમ સેલડિયો.
હાંસી રે વલ્લામલીલી, ઘોઘાનો૦
સાહેબકા બંગલા છાયા હે,
કલવાઈકા ચૂના લગાયા હે,
ઘોઘાનો માલમ સેલડિયો.

*

### ૯. શઢ ધોતાં–૩

તંબાકુ રે તંબાકુ,
લાલ સુરેખી તંબાકુ
તાપીમાં ભઈરાં પાણી, લાલ૦
પાણી ભરે પનિહારી, લાલ૦
નાકમાં સુનેરી વાળી, લાલ૦

'લાલ સુરતની' પણ બોલાય છે અને આખી અમાવણી આગળ આવી ગયેલી અમાવણી (૬. દોરડાં ઊભાં ખેંચતાં–૩)ની પંક્તિઓથી પૂરી થાય છે.

*

### ૧૦. શઢ ધોતાં–૪

આવ્યા સ્હેરી ભાઈ વંટીલુ,
લાલ રંગીલા વંટીલુ.
સ્હેરી તારું આવે વંટીલા, લાલ રંગીલા૦
જોબન લાવે રે વંટીલા, લાલ રંગીલા૦
ભાઈ જોબન કાંઠો રે વંટીલા, લાલ રંગીલા૦
છાંડી નાઠો રે વંટીલા૦
છાંડો છેવડો રે વંટીલા૦
ફૂલની વાડી રે વંટીલા૦
સોંઘો કેવડો રે વંટીલા૦
સોંઘી શેરડી રે વંટીલા૦
પાન મોંઘાં રે વંટીલા૦
પાન બિછાવીને વંટીલા૦
પાછાં વાળ્યાં રે વંટીલા૦
પાછલી બાણી રે વંટીલા૦

પાછળ વાળી જાઉં વંટીલા૦
વેળ પાછલીના વંટીલા૦
ભાંગી ગેલાં પાણી રે વંટીલા૦
પાણી વારે દઈને વંટીલા૦
ગોરાબ ગલિયાના ભાઈ વંટીલા૦
કાલુ છબિયાના વંટીલા૦
છબિયા તે વાળી સાળી વંટીલા૦
લાલી ચડે ઘોડે વંટીલા૦
દાવલે મચ્છી મારી વંટીલા૦
મચ્છી પડી લૂટી વંટીલા૦
લાલી પર છે બલા વંટીલા૦
બલિયા તે વાળો સલામ વંટીલા૦
લાલી ચોર બંડારી વંટીલા૦
નકવા હીરનો માલમ વંટીલા૦
માલમ વાળા ઘૂસા વંટીલા૦
ઝુંબે ભાળેલા હું વંટીલા૦
લાલી મંગિયા ડોસા વંટીલા૦
ડોસા રામનો દાણી વંટીલા૦
નાગર જાય ઉજમણી વંટીલા૦
ઉજમણે બેલાં નગરી વંટીલા૦
ગામના ગાંડા લોક વંટીલા૦
ગાંડી તે વાળે ઘેર વંટીલા૦
કાથે બાંધી દોરડી વંટીલા૦
લાલીના બાલ કાથલમાં વંટીલા૦

વીરાના વહાણે જાઉં વ ટીલા૦
મડદાં તાણી ઘાલુ વ ટીલા૦
લાલીના આપણુ તાણ્યુ વ ટીલા૦
સાયબા લોકે જાણ્યુ વ ટીલા૦
સાયબા ધણીના વ ટીલા૦
વહાણુમાં રૂડાં રાજ વ ટીલા૦
તેના તો મારી રાજે વ ટીલા૦
બંદર ચાલ્યા જાઉ વ ટીલા૦
ચાલતાં કોને વારે વ ટીલા૦
લાલી લૂકમા સીરા વ ટીલા૦
મારી દેસે ગાંધીઓ વ ટીલા૦
ગાંધીઓ તો ઘરડા ઘોડો વ ટીલા૦
ઘાલીને તેલમા ચોળો વ ટીલા૦
તેલ તો લે સીંગાણી વ ટીલા૦
ઘાચણુ ત્યા વાળી ઘાણી વ ટીલા૦
અડધા દીવેલ પાણી વ ટીલા૦
પાણી તે વાળે દઈને વ'ટીલા૦
વીરાને વ્હાણુ ઘોડા બે વ ટીલા૦
ગોરાબ ઘોસીના વ ટીલા૦
વહાણુ તો પુરાવ્યા વ ટીલા૦
મલબાર કોચીનનાં વ ટીલા૦
કોચીન કાનાનૂરી વ ટીલા૦
રાઉસ મલબારી વ ટીલા૦
મલબાર મોહ્યાના વ ટીલા૦
રોજ તો થયાના વ ટીલા૦

દરિયે તોફાન થયું હોય તો તેની વાત પણ કામ કરતાં કરતાં જ આ રીતે કરી લે. વખત તો બગડવા જ ન દે. ભંડારી( વહાણમાં રસોડું સંભાળનાર )ને સૂચના પણ કામ કરતાં કરતાં જ આપવાની :

'ભંડારી ભાઈ હેઈસો
ચા મૂકવા જા તો હેઈસો'

*

૧૩. કાઠી મારતાં-૨

કાઠી મારતાં—વાંસની મદદથી હોડી ખસેડતાં—ગાવાની અભાવણીમાં દૂરના શહેરના નર સમી પત્નીની વાતનો ઇશારો છે :

મલબારી મુશલ કમાના મહાંની બોટ પર લાલ વાવટો
મુસલમાની દો ઇમાની ,,
મક્કાથી ચઢ્યા મુસાફર ,,
મક્કા તું જાના મદીના ,,
છોકરાં બીજા ધણીનાં ,,
નબી સલ્લેવાને જૂરુ ,,
જૂરુ તો મક્કાનું નૂરુ ,,

*

૧૪. કાઠી મારતાં-૨

કાઠી મારતાં, વાંસ વડે હોડીને ઠેલતાં, ગાવાની બીજી અભાવણી એ શ્રમને અનુકૂળ દેહાતા વિલંબિત લયની છે :

હેલ્લે આવ્યાં શહેરી રે ઝાલ્લા શ્હેરીનું આવે.
એ લાવે જોબનમાં રે જોબનમાં કાંઉં
માલ હરામી રે ખારવા છાંડી નાકું
હે છાંડત પડ્યો કેવડો હે વાડી ફૂલડાંની

સોંઘા તે લાવી કેવડા આલ્લા પાન ને મોંઘેરાં
પાન બિછાવીને રે આલ્લા પાછેલાં વાળ
વેળ પાછલીના રે આલ્લા ભાંગેલાં પાણી
પાણી વાળે દઈને આલ્લા વાણુ ને ગોરાબે
ગોરાબ ગલિયાંના આલ્લા કાલુ છબિયાના
છબિયાં તારી સાળી હેલ્લે ચઢચો ઘોડો
દાલવે મચ્છી મારી હેલ્લે મારી મચ્છી લૂંટી
લાલી મારી પરસે બલા આલ્લા બલિયાંના સલામ
ચોર ભંડારી રે આલ્લા હિન્નાળો માલમ
નાવડું નહિ ચાલે ભાઈ આલ્લા ચલાવ્યું ચાલે
હિંમત રાખી મારું આલ્લા હિંમતનાં કામ છે
હિંમતી હૂતો રે આલ્લા રીસ લાગી ને
ખડબે સૂતો રે ભાઈ આલ્લા ખડબું ખાલી
સોદાગરની રે ભાઈ આલ્લા ગામતરી ખાલી
ખાધી દલાલી રે આલ્લા રૂઠચા મહમ્મદ
વાતો વક્તાંની રે આલ્લા ડિંગલ હાલી

ડિંગલ એટલે કાઠી. ખડબું એટલે માલખી, સુકાન ઉપર બાંધેલી ગપરી, કેબિન.

*

## ૧૫. 'ડાર' છોડતાં

ડાર છોડવાની વખતે ઝડપભેર ગાવાની અભાવણીની ગતિ જુઓ :

સાલવા
જસલવાઈઆ સાલવા
દરિયાના બેરી સાલવા

સાથી મારો બાર દરિયે સાલવા
આવ્યાં લ્હેરી રે સાલવા
લ્હેરી તારું આવે સાલવા
લાવે જોબન રે સાલવા
જોબન કાંઠું રે સાલવા—'

પછી ઉપરની 'જાળ વીંટતાં' વખતની(૧૧) અખાવણીની સામગ્રી આ લયમાં ચાલે

*

૧૬. ઝૂમલાં છૂટાં પાડતાં

પૂર્ણાના મુખ આગળ દરિયામાં 'ઝૂમલાં' નામની ઉમદા માછલી મોટા જથ્થામાં મળે છે. ઝૂમલાં છૂટાં કરતી વખતની અખાવણીમાં સમૂહસ્વર જુદો છે, બાકી શબ્દો ઉપરની અખાવણીના જ છે :

શહેરીનું આવે હે ઝાલા હે
જોબન લાવે રે હે ઝાલા હે
જોબનમાં કાંઠું રે હે ઝાલા હે

એ જ અખાવણી 'ઝલા ઝલા!' ના સમૂહસ્વરે પણ ગવાય છે :

જોબનમાં કાંઠું ઝલા ઝલા
છાંડી નાકુ ઝલા ઝલા

*

પ્રસંગે આવવાનો સંભવ છે. દરિયાના છીછરાં પાણીમાં જાળ નાખવા માટે એને જેની સાથે બાંધવી હોય તે ખૂંટા જમીનમાં શી રીતે મારવા ? પાણી હોય એટલે કોદાળી ખોદવાનો સવાલ જ ન રહ્યો. માછીઓએ સુંદર રસ્તો શોધ્યો છે. પોચી જમીનમાં ખૂંટા થોડાક ઉતારી ઊભો કરે અને એની સાથે એક આડી બાંધી એની ઉપર ચારપાંચ જણા એકમેકના ખભા ઉપર હાથ ટેકવી ઊભા રહી અખાવણી ગાતા ગાતા કૂદે. અખાવણીના તાલે તાલે સૌનું વજન આડી દ્વારા ખૂંટા પર જાય અને એને જમીનમાં ઊંડા ઉતારે.

'ઝલા' શબ્દ આવતાં સૌ એકસાથે કૂદતા હોય તે બેચાર વખત એ રીતે કૂદીને, 'અલા ઝલી રે૦' વાળી પંક્તિ આવતાં દરેક 'ઝોલ' આગળ બધા જ એકસાથે ઝોલ બોલતા બોલતા કૂદે. ખૂંટાને જમીનમાં ગયે જ છૂટકો.

હે રે માલી ઝલા
સવા તારી હાલી ઝલા
સૂતેલો સરંગ[1] ઝલા
જાગેલો માલમ ઝલા
અલા ઝલી રે ઝોલ ઝોલ ઝોલ ઝોલ
માલમ[2]ના ઘોસા[3] ઝલા
ભારેમાં લાખુ ઝલા
મંગિયા ડોસા ઝલા
મંગિયા દાણી ઝલા
જાય ઉજમણી ઝલા
ભાઈ રે જુવાન ઝલા

---

૧. ખલાસીઓનો ઉપરી. ૨. ટંડેલ નીચેનો માણસ.
૩. વહાણ તરફનું દોરડું.

પાઘડીમાં પાન ઝલા
હાથમાં રૂમાલ ઝલા
રૂમાલ બિછાવીને ઝલા
પાઉેલાં વ્હાણ ઝલા
વેળ પાછલીના ઝલા
ભાગેલા પાણી ઝલા
પાણી વાળા દઈ ને ઝલા
વ્હાણને ગોરાબે ઝલા
ગોરાબ ગલિયાના ઝલા
અલા દાવલ પીર ઝલા
અલા ડોસમા ગીર ઝલા
અલા દોહલી વેળા ઝલા
અલા મદદ કરસે પીર ઝલા
અલા પીર તારે નામે ઝલો
અલા વીરા ખીરીઓ પામે ઝલા
અલા બેરીમા રાણી ઝલા
અલા ચાલવા લાગેલી ઝલા
અલા ઊંડાના પાણી ઝલા
અલા ઊંડા રતનાગરના ઝવા
અલા ઊંડા અલિગ દરિયા ઝલા
અલા ઝલી રે ઝોલ ઝોલ ઝોલ ઝોલ

*

## ૧૮. હુલેસાં મારતાં

હલેસાં મારતાં મારતાં ગાવાની અભારણીના સમૂહબોલ છે "સામિયાં માલેક!"—

લાયાં મોતી રે લોબાની સામિયા માલેક  
લોંડીને ચરખે પિલાણી ,,  
લોંડીને આસી રે દરિયા ,,  
આસી ખબર બેરિયાણી ,,  
વાત માડુ બોમિયાની ,,  
ભમે મારુ શમ ચિરા ,,  
છાતી ઉપર હાથ બેરા ,,  
છાતીને મેલો તપાસી ,,  
પીગડીનાં પીંગ બારાં ,,  
નાયલા ઘોડી હમારા ,,  
ખારવા કરે બિચારા ,,  
ખારવા માગે બેરસલ્લા ,,  
આપડી આપદાના ભારા ,,  
આપદા થકી દાય મલ્લા ,,  
દાંય ભુલાણી ને સટલા ,,  
તુ મારુ સલમા વદીના ,,  
અહો ગોબા નરસંઈના ,  
મુંબઈ સુરત પારસીના ,,  
પારસી દાડે હો દાયરા ,,  
ગળીઆં ઊંધા મરાવ્યાં ,,  
પરબની વાળાને કહીએ ,,

દસ્તૂરી ખેંચીને લઈએ સામિયાં સાલેક
તાલ્લું મક્કા સાજ લીના ,,
સાહેબ કેશ નામ લીના ,,
જાઉં સબીલાના બંદર ,,
સવાની સપરીમાં ટંડેલ ,,
ટંડેલી દાઉદ મૂસા ,,
મૂસાએ ખાધી દલાલી ,,
એક વાર રૂઠ્યા મહંમદ ,,
અલ્લાએ વ્હાણમાં સખી ,,
ઊંચકી ગામતમાં નાખી ,,
ગામત બંગાલાના સફર ,,
સફરી આવલ પદીના ,,
નામણું લેજો હરિનાં ,,
હરિ પોતે રામ રાજા ,,
આપડી ઓદારીમાં હાંજા ,,
ઓદારી સારી સલામત ,,
મલબારી સુમલ કમાના ,,
બેડલી, જા રે સલામત. ,,
બેલ્લી હલકી ને ફલકી ,,
જાતે ખગાડીને લડકી ,,
લડકીના ગુઆ દલાસા ,,
જલમે લાંબા ને મૂસા ,,

*

## ૧૯. મળદ નાખતાં

મુળદ નાખતાં—એટલે કે છેડે સીસું બાંધેલું હોય એવી દોરી પાણી કેટલું ઊંડું છે તેનું માપ કાઢવા માટે દરિયામાં નાંખતાં—ગવાતું ગીત નીચે ઉતાર્યું છે એના લયનો ખ્યાલ શી રીતે આપવો? એ ધીરુ ધીરુ બોલાય ત્યારે દરિયાનું વાતાવરણ સહેજમાં રચાઈ જતું અનુભવાય છે દોરીને આંતરે લાફો (ગાંઠ) હોય છે. દોરી પાણીમાંથી બહાર કાઢતા અંધારામાં પણ આંગળાં વડે ગાંઠની ગણતરી કરી શકાય. નાલો લાફો (નાની ગાંઠ) બે વામને આંતરે, મોટો લાફો ચાર વામને આંતરે હોય છે. ખારવો દોરી ખેંચે ને ગીત ગણગણે, માપ દર્શાવતો આંકડો આવે ત્યારે એ શબ્દ મોટા અવાજે બોલે, જેથી 'સુખાણી'—(સુકાની)ના સાંભળવામાં આવે અને અહીં લંગર નાખી મુકામ કરવો કે કેમ તેનો એ નિર્ણય કરી શકે:

લાફો રે નાલા તો બરોબર પાણી બે વામ છે રે
લાફોઈ હાંઆંઆં
લાફો રે મોટા તો બરાબર પાણી ચાર વામ છે જો
લાફોઈ હાંઆંઆં
લાફો રે મોટા તો વામે માઠીસ[1] પાણી
ત્રણ વામ છે જોઓઓ
લાફોઈ હાંઆંઆં
બેઈયે હેએએ બેવાળી બરોબર પાણી
છ વામ છે જોઓઓ
જમીન ખરેની છે જોઓઓ
ચાર રે હેએએ ચાર વાળી વાગે
માઠેરી[1] પાણી સાત વામ રેએએ હેએએ હાં

---
૧. ઓછા.

ચાર રે હેએએ ચાર વાળી વામે
 બરોબર પાણી આઠ વામ રેએએ
 ભોંય કાદવની છે જે હેએએ હાંઆંઆં

ચારે હેએએ ચાર વાળી વામે
 આઝેરી પાણી નવ વામ હેએએ હાંઆંઆં

છઈયાં રે હેએએ છ વાળી વામે
 આઝેરી પાણી અગિયાર વામ રેએએ હાંઆંઆં

વચ્ચે બીજા થોડા શબ્દો સાબગિયા (હીચકા) પર સૂતા ટંડેલને અને માલખી(કેબિન)માં સૂનારા ડોડિયા(ટંડેલની નીચેના માણસ)ને ઉદ્દેશીને કહે, એના અવાજથી પેના ઊચે-કાન થયા હોય અને છેવટનું માપ ઉચ્ચારાય તે ચૂકી ન જાય :

દહેણના ફેરનારા, ને માલખમીના સુનારા,
સાબળિયાના સૂનારા ટંડેલ,
માલખીના સૂતારા ડોડિયા,
ખારવા જગાડી વ્હાણ ચલાવજે,
મોટા તો વામે આઝેરાં પાણી
 પાંચ વામ જોઓઓ હેએએ હાંઆંઆં

*

## ૨૦. શઢ વીંટતાં-૧

જહાજ ઉપર શઢ વીંટતા માતા મહાલક્ષ્મીની અને પીરની આશિષ માગે છે :

માતા તો માલખમી રે
 મેરબાની કર માડી હેલાંય

પીર ભૂઓ પાલી રે
ઉઠાવી તો લે ભાઈ રે હેલાંય
જાવાનો તો ખાલી રે હેલાંય
આવસું તો ભરિયો રે હેલાંય—

*

## ૨૧. શઢ વીંટતાં—૨

શઢ વીંટતાં અથવા ધીમે ધીમે કાંઈક ખેંચતાં ગવાતી અખાવણીનો સમૂહબોલ 'હેલાંય' છે.

વહાણનું નામ રૂપારેલ છે. વહાણોનાં રૂપારેલ, લક્ષ્મીપ્રસાદ, ધનપ્રસાદ, જાવરી, રત્નાગિરિ, મોતીપ્રસાદ, દરિયાદોલત એવાં નામ હોય છે. મછવાઓનાં પણ પૂર્ણપરસાત (પૂર્ણપ્રસાદ, પૂર્ણા નદી સાથે પણ નામનો સંબંધ હોય), ધનપ્રસાદ, માણેકપ્રસાદ, નાગણસવાઈ એવાં નામ હોય છે.

સોના એ કાંબી ને હેલાંય
સોનીની સેલ ભાઈ હેલાંય
વહાણનું નામ રે હેલાંય
રૂપા તો રેલ ને હેલાંય
રૂપિયામાં નાણું ને હેલાંય
બેઠા મુંબઈમાં રે હેલાંય
અંગરેજી થાણું ને હેલાંય
ભર થાણાંની ને હેલાંય
નોબત વાગી ને હેલાંય
લાંબા કિનારાને હેલાંય

આંજા ઠલમી[1]ના હેલાંય
અલ્લાને નામે રે હેલાંય
ચાલિયા જાશું ને હેલાંય
ચાલી વહાને હેલાંય
નામ સુક્કર હાલી રે હેલાંય
સુક્કર બંગાલા રે હેલાંય
ફૂલે ગિયા ને હેલાંય
ફૂલે હોડી ને હેલાંય
નાચે ગોરી ને હેલાંય
ગોરી કા ગુના ને હેલાંય
બરકત ફૂનાં રે હેલાંય
બરકત હારી ને હેલાંય
કામ સરકારી ને હેલાંય
ઠેકાદારી ને હેલાંય
મારામારી ને હેલાંય
લીધો ભાગ ને હેલાંય
એ પંગરીનો રે હેલાંય
લાગે ને લગાસી રે હેલાંય
ગોવાની પામે રે હેલાંય
બદર અગાસી રે હેલાંય

---

૧. વહાણને ઘણુંખરું બધું મળીને પાંચ શઢ હોય છે: ૧ મોટો શઢ તે મુખ્ય, ૨. કલમી – તેની પાછળનો, ૩. ગોરી – કલમીની પાછળ (વહાણને 'ગોઢ'માં લઈ જવું હોય ત્યારે છોડવાનો), ૪. ફૂલશઢ – તદ્દન આગળ અણીદાર ભાગ ઉપરનો નાનો શઢ, અને ૫. બાબિયુ – ઉપરના ભાગમાં મોટા લાકડા પર નાના લાકડા વડે બાંધેલો શઢ.

અગાસી આંબો રે હેલાંય
ચીખલે જાઓ રે હેલાંય
ચીખલે સૂતેલી રે હેલાંય
ચાડિયાની કુંવર રે હેલાંય
એકલી સૂતેલી ને હેલાંય
ચોર તો પેસેલા ને હેલાંય
ભૂસલે કૂટી ને હેલાંય
ભૂસલાનો માર રે હેલાય
આખરી સમાલી ને હેલાંય
આખરની વાડી રે હેલાંય
બેઠીઓ ભાળી રે હેલાંય
બેલની રાણી રે હેલાંય
ચાલવા લાગી ને હેલાય
ઊંડા દરિયા રે હેલાંય
જવાનો ખાલી રે હેલાંય
આસોપાલવ ભરિયો રે હેલાંય
વહાણનો વેપારી રે હેલાંય
વેપાર તો માંડયો રે હેલાંય
હરામજાદીનો રે હેલાંય
લખખણનો પૂરો રે હેલાંય
ભૂંડી રાંડનો મરસે રે હેલાંય
ગામ બધીની રે હેલાંય
ખલા જાસે રે હેલાંય
બાલિયાની સાલમ ને હેલાંય

ઊઠ અલી તું બેઠી થા
એમાંનું એક ઝીંશું તું હેકી ખા—ઝાહ્‌૰
જેમ ઝીંશું રાતું થાય,
તેમ બાઈનો સોળે જાય—ઝાહ્‌૰
ઊઠ અરે તું ઊભી થા
તરવાડામાં વેચવા જા—ઝાહ્‌૰
તરવાડા તો મારા ભાઈ
પેટ ભરીને તાડી પાય—ઝાહ્‌૰
તરવાડાને તાડી વહાલી
તુંબડી દેખાડી ખાલી—ઝાહ્‌૰

*

## ૨૪. નાનીઓ-મોટીઓ

હેલ્લે નાનીઓ મોટીઓ બંધેઓ ભાઈ ઝાહ્‌ ઝુમાલ સે
વાડીએ સૂવાને જાય ”
સૂતાં સૂતાં કરે વાત ”
વાડીનાં સૂકાયાં ભાત ”
સૂકાયાં સૂકાવા દો ”
સૂપડાં બંધાવા દો[1] ”
સૂપડાં બાંધ્યાં સેરમાં ”
પાણી ચાઈલાં કેળમાં ”
કેળની કકડાવી લૂમ ”
રખેવાળે પાડી બૂમ ”

---

૧. પાણી કાઢવા માટે.

ભાંગ્યો શેરડીનો સાંઠો — આહા ઝુમાલ સે
ત્યાં રખેવાળ નાઠો — „
બૂમ પાડી જેમતેમ — „
રખેવાળો નાહે કેમ — „
નાનીઓ મોટીઓ બંધેઓ ભાઈ — „
કૂવામાં ખલેડી[1] હાઈ — „
નાનીઓ કે' કે હેકી ખાઉં — „
મોટીઓ કે' કે ભૂંજી ખાઉં — „
દરિયામાં તો લ્હેર લ્હેર — „
પેટી આવે મ્હેર મ્હેર — „
પેટીને કાંઠે કઢાઓ — „
ગામના સિપાઈ બોલાવો — „
પેટીનાં તાળાં તોડાવો — „
પેટીમાં તો કાંઈ નહિ — „
સિપાઈની તો પાઈ નહિ — „

ઉપરની અખાવણી બીજા ઢાળમાં પણ સુંદર રીતે ગવાય છે. એ લીટી બોલાઈ રહે પછી સમૂહ આખો 'હાં રે હાં ભાઈ!' બોલે :

"નાનીઓ મોટીઓ બંધેઓ ભાઈ,
વાડીએ સૂવાને જાય," "હાં રે હાં ભાઈ!"

*

## ૨૫ નિશાળિયાની અખાવણી

હેલ્લે વીરા ઊઠમજી રે ઊઠમજી
સવારના પોરમાં ઊઠમજી; કે આહા ઝુબેસે

1. ખિસકોલી.

હેટલે વીરા દાતણપાણી કરોજી
તમે ગમનુ નામ લેઓજી હે આલ્રા૦
કટકો કોરો ખાઓજી
નિસાળે ભણવા જાઓજી હે આલ્રા૦
પહેલી સલામ માતાજી મહી,
બીજી સલામ મ્હેતાજી સહી હે આલ્રા૦
કોઈ ઊઠ કરે તો ઊઠમજી
કોઈ બેસ કરે તો બેસમજી હે આલ્રા ગુબેસે

ઊઠમજી – બેસમજી એ બાળકે કરેલા નવતર શબ્દપ્રયોગ અને પિતાજીને વડેના મૂકી માતાજી–મ્હેતાજીને જ પૂજ્ય ગણવાની કાંઈક અનુપ્રસપ્રીતિ આકર્ષક છે

*

## ૨૬ પારનેરા–સચાનુ કામ

આ બધી અભાવણીઓ કૉન્ટ્રાક્ટરનાં (પુલ વગેરેનાં) કામ કરતી વખતે ગવાય છે પારડી અને વલસાડ વચ્ચે પારનેરા ડુગ ની છાયામાં મોટુ કારખાનુ નખાય છે, તો એની અભાવણી પણ શ્રમગીતોના કોઈ અજ્ઞાત કવિએ રચી – પ્રચારી દીધી છે

ભાઈ રે પારનેરા પારડીનું ગામ આલ્રા ગુમાલસે
ત્યા આવ્યુ સચાનું કામ ,,
સચે સચે વાવી ડાગી ,,
ભાઠલિયાને કાઢયા ટાગી ,,
ભાઠલિયા તો ભૂતની વાડી ,,
વાદર ચાલે વાકી ડાળી ,,
વાદર આવ્યો ઊશમૂશ ,,
બળી રે રાવણની મૂછ ,,

*

## ૨૭ ગામોની અભાવણી

પોતાનાં વતનનાં ગામોની લાક્ષણિકતાઓને પણ કોઈ લોકકવિએ અભાવણીમાં ઉતારી પાડી છે એમાં જે ગામ પોતાને ન ગમતું હોય તેનું નામ ખરાબ દેખાય એ રીતે મૂકીને લીટીઓ બોલાય નીચેની લીટીઓમાં ગામોનાં નામ છે તે, તે તે ગામની ટીકાના કશા જ આશય વગર, જેમ અભાવણીમાં મળેલાં તેમ રજૂ કર્યાં છે

હેટલે માર ઝુબેસે
હેટલે આજલ ગામના આવા કોળી
મારી બન્દૂક પાડે તોડી, ઝાલા ઝુબેસે
મટવાડ ગામના આવા આડા
ઘેર ગોધા ને જોડે પાડા, ઝાલા ઝુબેસે
સામાપોરના સુવાળા
મોટા મોટા કુવારા, ઝાલા ઝુબેસે
.વાળા, મારા સાળા
હગમખોર, કનોટામાં દારુ ચોર
વાગી ગામના આવા લોક
લૂબે હોડી કાઢે દોટ, ઝાલા ઝુબેસે

છેલ્લી લીટી નીચેની રીતે પણ બોલાય છે

…ગામના એવા લોક, તેવા લોક
આપે જઈને મૂકે પોક ઝાલા ઝુબેસે

*

## ૨૮ પ્રભાતિયું

આ 'ઝાલા ઝુબાન ને' અને માછીઓમાં પ્રચલિત છે તે પ્રમાણે 'ઝાલા ઝુબે સે'—એ શબ્દગોળનો કોઈ અર્થ જડે છે કેમ એનો વિચાર કરતાં 'યા અલ્લાહ, જમાલ હૈ' જેવો કાંઈક આ ન આરવાઓની અસરથી આવેલો ઉદ્ગાર અપભ્રંશરૂપે તો નહિ હોય

એવો પ્રશ્ન ઉદ્ભવ્યો. અરબીના એક વિદ્વાનને પૂછતાં 'જલ્લા જલાલ હુ' (એ મોટો છે) એવા અરબી ઉદ્ગારનો પત્તો મળ્યો. જો આરબ ખલાસીઓ સાગરશ્રમના ગીતોમાં દરેક પંક્તિને અંતે 'જલ્લા જલાલ હુ' ગાતા હોય, તો તેનું અપભ્રંશ 'ઝાલા ઝમાન મે' ('જલ્લા જમાલ સે') – અને તેને મળતું 'ઝાલા ઝુએસે' પણ – થાય એ સંભવિત છે પણ ખરેખર દરિયો ખેડનારા આરબો કેવાં શ્રમગીતો ગાય છે અને એમાં 'જલ્લા જલાલ હુ' આવે છે કે કેમ–એની ખાતરી હું કરી શક્યો નથી. આરબોને લીધે અને હિંદના મુસલમાન ખલાસીઓની સંગતને લીધે ખારવણીઓને ઇસ્લામનો ઘેરો પાસ લાગેલો છે એ ઉપરના નમૂનાઓ પરથી સ્પષ્ટ થયું હશે. સહજ સરળ ભક્તિની, લાડભરી ખારવણી પણ હોય છે એક નમૂનો જોઈએ

હેલ્લે રે પ્રભાતના પોરમાં હે ઝાલા ઝુએસે
વીરા, દીઠા રે ડાકોરમાં ,,
ગોમતીના ઘાટમાં ,,
પરભુ તે મળ્યા વાટમાં ,,
હરિ તો એવા રસિયા ,,
આવીને ડાકોરમાં વસિયા ,,
હનુમાન એવા તો બળિયા ,,
કૂદીને લંકામાં પડિયા ,,
શિવજી એવા તો ભોળા ,,
હાથમાં ભસમ તણા ગોળા ,,
જંગલમાં તે જટાધારી ,,
કરી નંદી પર અસવારી ,,
શિવજી એવા તે ખાખી ,,
જટામાં ગંગાને નાખી ,,

* * *

## અબાવણી–૨

સંગ્રાહક : મધુભાઈ પટેલ

**અ**બાવણી એટલે આબ (પાણીની ?)વાણી. દરિયાની છાતી પર ઝૂલનાર ખલાસી અથવા ખારવાનાં ગીતો અબાવણીને નામે ઓળખાય છે. એને હોબેલાં કે હોબેલી પણ કહે છે.

અબાવણી એટલે શુદ્ધ શ્રમગીત. હેલકરીનું હૈસો ગીત. 'હૈસો' એટલે વજન ઊંચકતાં નીકળતો સ્વાભાવિક ઉદ્ગાર. એ ઉદ્ગાર સમૂહને જોમ પ્રેરે છે, અને એ જોમને લયબદ્ધ કરી સતત ટકાવી રાખવા અબાવણી ગવાય છે. વહાણમાં ને ગાડીના ડબ્બામાં ભારેખમ લાકડાં ને બીજો માલ ચઢાવતાં ઉતારતાં, હોડીને કાંઠી મારતાં, ચણાતી ઇમારતનાં ભારોટિયાં ભૂમિ પરથી ઊંચકી મોભે મોકલતાં, કૂવામાં બોરિંગ મૂકતાં, પાણીનો ચંપારો ખેંચતાં ને વહાણનાં શઢ ધોતાં કે સામૂહિક શક્તિ વાપરી એકાદું કાર્ય કરવાના પ્રસંગે કવિયો અબાવણી ગાય છે. દોરડાને છેડે દશપંદર માણસનું ઝૂમખું વળગ્યું હોય, કવિયો અબાવણી લલકારે અને એક જ હલકારા સાથે દોરડું ખેંચતાં "હૈસો" કે "હૈ સમાલ હોબેલાં"માં બીજા જવાબ આપે છે. વજન ઊંચકાતું જાય તેમ કવિયો (કવનાર) તેજ લયમાં ઝમકદાર, જોશીલા ને પ્રેરક-શબ્દોનાં જોડકણાંના ટહુકા નાખતો જાય. ઝડપી કાર્ય સાથે જલદ લયવાળી અબાવણી ગવાય છે.

સુરત જિલ્લાના સાગરકાંઠાનાં વહાણના ખારવાને જેમ શ્વાસોચ્છ્વાસ તેમ આ અબાવણી, નાનું કાર્ય પણ અબાવણી ગાયા સિવાય તેઓ કરશે નહિ. દરિયાના પાણીનું માપ કાઢતી વખતે એ જે દોરડું અંદર મૂકશે તે પણ અબાવણી સાથે જ. કહે છે કે "લાટડાળો ગાય ટોએ બાવન ડાળે પૂગી ની હાય ને એને માડું ની ને પૂછળું ની[1]"

[1] રાતદહાડો ગાય તોયે બાવન દહાડે પૂરી ન થાય ને એને (અબાવણીને) માથું નહિ ને પૂછડું નહિ, અર્થાત્ નહિ એને શરૂઆત કે નહિ અંત.

જે આ અખાવણી વાંચતાં આપણને સહેજે થશે કે અખાવણીની ગીત-રચનામાં અર્થ કરતાં શબ્દોની જ ઝમક હોય છે શ્રમ કરતાં સહેજે ઉચ્ચારાય એવી સમૂહને બોલવાની એની મુખ પંક્તિ ધ્યાન ખેંચે એવી છે. દા ત, 'હે', 'હંસો', 'ટેલ્લે', 'લાકુદાઈ', 'ઝલ્લાઈ', 'ઝલ્યાના ઝુબેસે'.

### ૨૯ ખલાસીભાઈ

લાગ લાગ રે ખલાસીભાઈ હોબેલાં–હે સમાલ હોબેલાં
લાગ લાગ રે જુવાનિયા હોબેલાં–હે સમાલ હોબેલાં
જોરનાં કામ ભાઈ હોબેલાં–હે સમાલ હોબેલાં
જોર નહિ કરે હોબેલાં–હે સમાલ હોબેલાં
જોરે જવાબ હોબેલાં–હે સમાલ હોબેલાં
જોરે જોરે હોબેલાં–હે સમાલ હોબેલાં
ડુંગર કોરે હોબેલા–હે સમાલ હોબેલાં

*

### ૩૦ કલિંગર માલી

આલા આલા રે કલિગર માલી હે હે રે કલિંગર માલી
મારા મલબારી કલિગર માલી હે હે રે૦
હે આવે કલિગર માલી હે હે રે૦
તારી સફર કલિંગર માલી હે હે રે૦
છત્રી લાઈવા કલિગર માલી હે હે રે૦
વા'ણ તો બાઈધા કલિંગર માલી હે હે રે૦
છાપાનાં ઠેકા કલિગર માલી હે હે રે૦
શાની સફર કલિગર માલી હે હે રે૦
બાલા ઝાલા કલિગર માલી હે હે રે૦
મામીના હાથ કલિગર માલી હે હે રે૦

આખર વાત કલિગર માલી હે હે રે૦
આધુની વાડી કલિગર માલી હે હે રે૦
બંગલા લીધા કલિગર માલી હે હે રે૦
જોબન લાવે કલિગર માલી હે હે રે૦

*

૩૧. દરજીડા

આઈવા તે શે'રી કે'વાય હો મારા દરજીડા
જોબન તો' કાંકુ કે'વાય–હો મારા દરજીડા
શે'રી આઈવા કે'વાય–હો મારા દરજીડા
નવા જોબન કે'વાય–હો મારા દરજીડા
કેવા સુંદર કે'વાય–હો મારા દરજીડા

*

૩૨ લાકુ હાંઈ[1]

નેડલા બરાબર પાણી બે વામ છે–લાકુ હાંઈ
મોટા બરાબર પાણી બે વામ છે–લાકુ હાંઈ
નેડલા ઝાઝેરાં પાણી હવા બે વામ છે–લાકુ હાંઈ
નેડલા ઝાઝેરાં પાણી અઢી વામ છે–લાકુ હાંઈ
નેડલા ઝાઝેરાં પાણી પોણા તણ વામ છે–લાકુ હાંઈ
નેડલા ઊંડેરાં પાણી તણ વામ છે–લાકુ હાંઈ

---

૧. દરિયાના પાણીનું ઊંડાણ માપવા ગવાય છે. સરખાવો નં. ૧૮. બે સંપાદકોએ જુદા જુદા સ્થળેથી જુદા જુદા માણસો પાસેથી અજાણપણે ઉતારેલી કોઈ એક જ વસ્તુ કાંઠા વિસ્તારમાં પણ કેવા જુદા રૂપે મળે છે તેના અનેક દૃષ્ટાંત અહીં રજૂ થયા છે.

મોટા માટીડે પાણી હવા તણુ વામ છે–લાકુ હાંઈ
મોટા માટીડે પાણી હાડી તણુ વામ છે–લાકુ હાંઈ
મોટા માટીડે પાણી પોણી ચાર વામ છે–લાકુ હાંઈ
મોટા બરાબર પાણી ચાર વામ છે–લાકુ હાંઈ
નેડલા બે વારી બરાબર છ વામ છે–લાકુ હાંઈ
બે બે વારી ઝઝેરાં પાણી સાત વામ છે–લાકુ હાંઈ
મોટા માટીડે પાણી સવા સાત વામ છે–લાકુ હાંઈ
ચારે ચાર વારી માટીડે પાણી હાડી આઠ વામ છે–લાકુ હાંઈ

*

## ૨૩. સાલવો

સાલવો – – સાલવો
હે વણાં માલી
જાય આલી
આલી વહલા
નીસરહલા
નીસર કવિ
ભરકત નબી
નબી નામે
બીલિયા ખામી
બેલી લાણી
ચાંલવા લાગી
ઊંડાં પાણી

પાણી વા'રે ધાઈને
વહાણુને ગુલાબે
ગુલાબ કલ્યાણ્યા
કિલ્લો સખીયાના
સખિયાની મારી
ચડાઈવે ઘોડે
દાવલે મચ્છી મારી
મચ્છી રોટી
વરસે ખલ્લા
ખલિયાના સલામ
ચોર ભડારી
હીરનો માલમ
માલમ ગુસ્સા
લાઈવો ભારો
મગિયા ડોહા
ડોહા ધણી
જાય ઉજમણી
ઉજવણી નગરી
ગાંડા લોક
ગાંડીને ઘરે
ઘેર ડાંકલિયા
વલજી કાથલિયા
લાલી વાણી જઈને
તાણી ધાઈલા

આપણાં થાણાં
આપણે આઈલાં
ધણી સાયબાનાં
વા'ણમાં રૂડાં રાજ
તેને મારી રાજે
બંદર ચાઈલા જાશું[1]

*

## ૩૪. સાલવા

ગેલા પિતરભાઈ સાલવા
આલી ગામના ખોજા ભાઈ સાલવા
આખર બેલાંવાલી સાલવા
સાધુ બિરિયા ભારી ભાઈ સાલવા
બેડી પૂછે લાણી ભાઈ સાલવા
ચાલવા લાગી ભાઈ સાલવા
ઊંડા મહીના પાણી ભાઈ સાલવા

*

## ૩૫. ઝૂંબેજા

હેલે માલે ઝૂંબેજા
લાગ બે લાયાની હાલી—હેલે માલે ઝૂંબેજા.
હેલે બાંધું કે લિયા મગીરા—હેલે૦
હેલે તીને પલગ માલ હીરા—હેલે૦
હેલે માલકી જાની દેવાની—હેલે૦
હેલે જાયો જાની દેવાની કૂવા—હેલે૦

---

૧. એકદમ ત્વરિત ગતિએ ખેંચતા ગવાય.

હેલે માછીને લાગી તલુવા—હેલે૦
હેલે ભયો માછી ગેલો મદરાસી—હેલે૦
હેલે ભયો દળિયો દાવે લગાસી—હેલે૦
હેલે ભયો દળિયો હેજો કિનારા—હેલે૦
હેલે ભયો ગોરીને માલુમ તુજારા—હેલે૦
હેલે ભયો તુજારવંતી ખેરખટલા—હેલે૦
હેલે ભયો આપણી આપદા ને ભલા—હેલે૦
હેલે ભયો આપદા સખી ઘાય મલ્લા—હેલે૦
હેલે ભયો ઘાય ભૂલો મોય મટલા—હેલે૦
હેલે તેને તો માલુ સલમા વાહીનો—હેલે૦
હેલે તેને લાયા ગોવાના શસીના—હેલે૦
હેલે તેને મબઈ હે ગેલે પારસીના—હેલે૦
હેલે તેને પારસી દા'ડી બંધાવ—હેલે૦
હેલે તેને ગાળિયા દો ચાર લગાવ—હેલે૦
હેલે ત્રણ વાડી વાળાને કહીએ—હેલે૦
હેલે દસ્તુબી તાણીને લઈએ—હેલે૦
હેલે તાણે મે કસા જલીના—હેલે૦
હેલે સાયખા વાડીના મલીના—હેલે૦
હેલે જાવું સે સખિલાને બદર—હેલે૦
હેલે સખાની ખારીમાં ટડલ—હેલે૦
હેલે ટડેલી દાઉદને મુસા—હેલે૦
હેલે માર મુસલ્લાને સિધી—હેલે૦
હેલે ભયો સિધી વના જાન વિધી—હેલે૦
હેલે વાણિયા આવી ગરીબી—હેલે૦

હેલે તેના ઘર લીધુ ખલાસી—હેલે૦
હેલે હુરતી વાણિયો લાખ અગાસી—હેલે૦
હેલે સવાયો સુરત બંદર—હેલે૦
હેલે તાપીમાં ભરવાનાં પાણી—હેલે૦
હેલે પાણી ગેલી પનિહારી—હેલે૦
હેલે નાખે દે સોનાની વારી—હેલે૦
હેલે સોનેમાં રૂપે જલાલી—હેલે૦
હેલે ભઈરા નાગર કોટવાળી—હેલે૦
હેલે કોટવાળી ધનરાજા—હેલે૦
હેલે આઈવા હો ઘાળીમાં હાંજ—હેલે૦
હોલે હોધાળે સાળી સલામ—હેલે૦
હેલે મલબારી મુસલકામાન—હેલે૦

*

૩૬. જોબન[1] કાઠું

હેરે આલબેલ ઉઠાવ
હેરે ઉઠાવતે બાલાં
બાલરે પીર
ધરજે ધીર
ધીર ધીર
મારે રે જોર
જોરે જોરે
ડુંગર તોડે
ભરવલ ખાની
ચાઈલા સાથી

---

૧. ત્વરિત ગતિએ કાર્ય કરતા ગવાતું અભાવણી ગીત.

પોઈરાં તેને
લાઈ ડાયરે
સરામટી ડાયરે
ડુંગર દરિયા
– ડાયરે
સુતેરો સારંગ
– ડાયરે
હેરે આઈવા સેરી
સેરી વારુ આવે
આવે જોબન
જોબન કાઢું
સાંઈ નાઢું
સાંઈ સપર
વારૂ વા'ણુમાં
માહી ખેપરી
હેરે જીવન રાગે
હેર જોર કેવું માગે
જોરના પણુ ધીરા
રાંડ ગધીના
જુવાન છોકરા
છોકર માછલિયું
ડોસા માટીનું
હોધારી ફૂરિયુ
હોધારીમાંથી
આ દરિયે નાકઃ

ચાન મા રાત
પોકારે વાસ
વાસિયાનું બારણું
કોઈની ખોરે
ખોરે દરવાજા
વાણીઆની લોડી
પીતરડી બોળે
ભીંતે ભંગાળિયુ
આખલિયાજી
ટીલી ચોડી
મયરે ચાલી
તેના મયરે
ઝાઝા વીરા
હેરે વીરાને
ઉતારી રેવું
ઉતારી ટોપી
ભઈરા સરામા
સરામા રામા
ભાઈનો જામો
જામો હોય તે
સાટી મળડીપે
જોર બી જોયલો
જોરના કામ
અવલ સભામા

*

## ૩૭. અલ્લાના ઝું બેસે

હેલ્લે ઝુ બેસે
અલ્લાના ઝું બેસે –
એ નાખમાં સોનાની વારી
સોનેમાં રૂપે જડાવી—અલ્લાના ઝુ બેસે૦
ભાઈરા નાગર કોટવાળી—અલ્લાના ઝુ બેસે૦
કોટવાળીના ધનરાજા—અલ્લાના ઝુ બેસે૦
હવાઈ સુરતીનું બંદર—અલ્લાના ઝું બેસે૦
તાપીના મીઠાના પાણી—અલ્લાના ઝું બેસે૦
સુરતના તો એવાં લોક—અલ્લાના ઝું બેસે૦
તાપી ભરે મારે શોક—અલ્લાના ઝુ બેસે૦
કેડમાંની તો સાંકળી—અલ્લાના ઝુ બેસે૦
રૂપે ઘડી વાંકડી—અલ્લાના ઝુ બેસે૦
કેડમાં તૂણીઉ વારી ભાઈ—અલ્લાના ઝુ બેસે૦
માઢળુ પાહી માણે ભાઈ—અલ્લાના ઝું બેસે૦

*

## ૩૮. અલ્લાઈ

આખર તો વાડી છે—અલ્લાઈ૦
વીલિયાની વાડી છે—અલ્લાઈ૦
વેલીમાં લાણી રે—અલ્લાઈ૦
ચાલતા લાગી રે—અલ્લાઈ૦
ઊંડાનાં પાણી રે—અલ્લાઈ૦
ઊંડામાં દરિયા રે—અલ્લાઈ૦

જાવાના ખાલી રે—ઝલ્લાઈ૦
પાલવ પડીઆ રે—ઝલ્લાઈ૦
પોંચી પાલવડી રે—ઝલ્લાઈ૦
ખંભાતની ખેતી રે—ઝલ્લાઈ૦
બંદર ખંભાતમાં રે—ઝલ્લાઈ૦
લાંચે લાંબી ખાડી રે—ઝલ્લાઈ૦
લંબાઈનું લાંબુ રે—ઝલ્લાઈ૦
વારી મખીયા જાંબું રે—ઝલ્લાઈ૦
મખ્યા મદીના રે—ઝલ્લાઈ૦
ભઈરા ખજૂર રે—ઝલ્લાઈ૦
ખજૂરનું ખોટું રે—ઝલ્લાઈ૦
ખેલડિયે ભૂંડે રે—ઝલ્લાઈ૦
લાલીનાએ જોબન જોયું રે—ઝલ્લાઈ૦
જોબન કરાડી જોયું રે—ઝલ્લાઈ૦
માઈરા મલબારી રે—ઝલ્લાઈ૦
મલબાર મોયાંના રે—ઝલ્લાઈ૦
લોજ થયાના રે—ઝલ્લાઈ૦
લોજ બીબીના રે—ઝલ્લાઈ૦
કણાર સીંધીના રે—ઝલ્લાઈ૦
સીંધી હલાલી રે—ઝલ્લાઈ૦
સાંખર બંગાલી રે—ઝલ્લાઈ૦
બંગા તે મારા લિયા—ઝલ્લાઈ૦
વાણેમેં કીલમી સાંહી—ઝલ્લાઈ૦
વીરાના પરથાણાની સાંહી—ઝલ્લાઈ૦

*

### ૩૯ જુવાનની ટોળી

લાગો લાગો રે ભાઈ
લાગો રે જુવાનની ટોડી
બદર તો લાખે ને તોડી
હૈસો જુમાલ છે!
એ જુમાલ છે રૂમાલ છે
રેશમી રૂમાલ છે
ગજવે ઘડિયાલ છે
હૈસો જુમાલ છે!
જોરે જોરે જોબનિયાં
જે જુવાનિયો જોર ની કરે
તેની બૈરી બીજો કરે
હૈસો જુમાલ છે!

*

### ૪૦. બંગલા બેરી[1]

હે બંગલા બેરી—હૈસો૦
આઇવા શે'રી—હૈસો૦
શેરી લોઢો—હૈસો૦
બાય બજૂર—હૈસો૦
મારે ઠરિયો—હૈસો૦
ઠરિયો ગાઢો—હૈસો૦
આંખે કાઢો—હૈસો૦

---

૧. જલદ લયમાં ગવાઈ

ઠરિયા રાણી—હૈસો૦
ભરે રે પાણી—હૈસો૦

*

## ૪૧. હલ્લેસાં

મલબારી વા'ણ હોબેલાં
—હલ્લેસાં માર હોબેલાં.
મલબારી વા'ણમાં ઊંડા કૂવા
—હલ્લેસાં માર હોબેલાં.
ખારવા તેટલા બધા સુવા
—હલ્લેસાં માર હોબેલાં.
તણ સુવા તણ માદા પઈડા,
—હલ્લેસાં માર હોબેલાં.

*

## ૪૨ ધનબાઈ

સાગ સીસમની પેટી
હેલે ભારીના ભારા બધાય
કટેરીના લેખાં થાય
તે લઈને બજારે જાય.
તે સાગ ને સીસમ વેરાઈ
તેની તો પેટી ઘડાઈ
પેટી દળિયે ઝોકાવા જાય
સુરતનો સુથાળી બોલાવો

પેટીનાં તાળાં તોડાવો
પેટીમાંથી ધનબાઈ નીકળી
ધનબાઈ ધનબાઈ સીખલો
રાજાના દરબાર જો
રાજાની તો કોલી ગાય
ઓકળિયામાં ચરવા જાય
ઓકળિયેનું ઊજળું દૂધ
જાય પઇડું કણબીને દેશ
કણબી કણબી રામરામ.

*

૪૩. માછીળાની જાળ

હે હાટ પાટીની હાળોહાળ
ટાં માછીળો માળે જાળ
હે માછીળાના છોકળા
માગે લુપિયા લોકળા
હે ભીખુ ભાણાની છોકળી
પાંહે ના પાઈ લોકળી

*

૪૪. ઝાંઝર

ઝાંઝર ઝમકે વેલું વાગે
કા'નો આવી મારો છેડો સાંઈ

મેલ મેલ કાનો ફાટેલ ચીર
હું તારી બેનડી, તું મારો વીર
કઈ કઈ બેની કયા કયા વીર
જસોમતી નિર્મળ નીર.

卐

## (૨) માછીમારનાં લગ્નગીતો

સંગ્રાહક મધુભાઈ પટેલ

### ૪૫ મંડપ

માળે મગળભાઈએ માંડવે રોઈપે ઓઈ બાપા ઓઈ જે !
એ લેવટાને ઠલે બોઈપે ઓઈ બાપા ઓઈ જે !
એ ભુમલેની ટોરણુ બાઢી ઓઈ બાપા ઓઈ જે !
એ કચલાની ચોળી ઠાપી ઓઈ બાપા ઓઈ જે !
એ હોળિયાના હાઠિયા પૂઇળા ઓઈ બાપા ઓઈ જે !

[મારા મગળભાઈએ દીકરીના લગ્નપ્રસંગે મંડપ રચાવ્યો, જેમાં લેવટાના થાંભલા, ભુમલાની તોરણ, કરચલાની ચોરી અને હોળિયાના સાથિયા પૂર્યા છે માછીમારને જાતજાતની માછલી મળે છે તો તે દરેકના ગુણદોષ અને સ્વભાવ પ્રમાણે દરેકનો ઉપયોગ કરે છે માછલીનો માંડવો કેવો બને ઓઈ બાપા ઓઈ રે! ]

*

## ૪૬. તોરણ

ટાજે રે ખૂમલેની ટોળણુ બઢાવો ળે માળે મંગળિયે !
હૂકે રે ખૂમલે લાવજે ળે માળે મંગળિયે !
હૂળેટના બામણુ બોલાવજો ળે માળે મંગળિયે !
બેનીના લગન લઢાવજો ળે માળે મંગળિયે !
બામણુને ખૂમલો ખવાડજો ળે માળે મંગળિયે !
કપાળે ચાંડલો કળજો ળે માળે મંગળિયે !
ચાંડલે ચોખા ચોળજો ળે માળે મંગળિયે !
પયા આલી વડા કળજો ળે માળે મંગળિયે !

સુરત જિલ્લાના દરિયાકિનારે વસતી માછી કોમની હળવી ભાષાનાં આ લગ્નગીતોમાં એમના વ્યવસાયની વાણી સંભળાય છે જાતજાતની માછલીઓનો ઉલ્લેખ, એમનો હાસ્યરસ, કટાક્ષ, ખાવાપીવાનો આનંદ અને એમના ભોળા જીવનની ઝાંખી થાય છે

## ૪૭. કન્યાની પસંદગી

સફળી વા'ણમાં કોણ ભાઈ વેપાળી વીળા બે મોળા.
સફળી બે વા'ણમાં........ભાઈ વેપાળી વીળા બે મોળા.
સફળી વા'ણ ટો કયે બે બંદળ જાય વીળા બે મોળા.
સફળી વા'ણ ટો લંકા બંદળ જાય વીળા બે મોળા.
લંકા બે જાજે ને સોના બે લાવજે વીળા બે મોળા.
નેડલી ચોને કંઠીની ઓંશ બે વીળા બે મોળા.
કંઠી લાઈવા ટેટો ભાંગી ટોડી લાખી વીળા બે મોળા.
કાંકળેની છોડી બો લાંઠ બે વીળા બે મોળા.
કાંકળેની છોડીને છોડજે બે વીળા બે મોળા.
ઉંભળેઠની છોડીને લાવજે બે વીળા બે મોળા.
ઉંભળેઠની છોડી ગળીબ બે વીળા બે મોળા.

[ સફરી વહાણના...... ભાઈ વેપારી વીરા રે મોરા. એ વેપારી લંકાથી સોનું લાવ્યા. નાની વહુને કંઠીની હોશ, કંઠી લાવ્યા તે તોડી નાખી એવી એ કાંકરા ગામની છોડી લાંઠ—હરામી હોય છે. તેવી નહિ લાવજે પણ ઉંભરેઠ ગામની છોરી ગરીબ હોય છે તેવીને પસંદ કરજે. ]

*

## ૪૮. વરજાન

બલાડીના બલિયા કળી લાઈવા કે લાજ કેળે લીમડે.
કાંઠાંની ગાડલી કળી લાઈવા કે લાજ કેળે લીમડે.
કાડોનાં પૈડાં કળી લાઈવા કે લાજ કેળે લીમડે.
ઠૂવળિયાનાં ઢાળિયાં કળી લાઈવા કે લાજ કેળે લીમડે.
કાંચળીનાં જોટળ કળી લાઈવા કે લાજ કેળે લીમડે.
ઘાઘળાના ઓઢા કળી લાઈવા કે લાજ કેળે લીમડે.
વાંદળભાઈ ટો જાન એવી લાઈવા કે લાજ કેળે લીમડે.

[ બિલાડીના બળદિયા કરી લાવ્યા કે રાજ કેરે લીમડે. કાંઠાની ગાલ્લી, કાદવનાં પૈડાં, થૂવેરિયાનાં ધોરિયાં, કાંચળીનાં જોતર, ઘાઘરાના ઓઢા એવી એ વાંદરભાઈની (વેવાઈની) જાન તો જુઓ !]

*

૪૯ વરઘોડો

ભાઈ બે સુઠાળીને બેટે કે કઈયાં કબો અમ્માળાં રે.
ભાઈને બે લગને બાજેઠ લઈ આવો—
કે લાડા–લાડકડીને કાજે બે.
લાડા લાડકડીને કાજે બે.
આઈવે બે વાસુદેવ કેબે નઠ
પૂનેમ કેબે ચઠ
ડીવા કેબી જોટ,
મોટી કેબી ઝૂલે—
ભલે ભલે અજવાળાં બે,
ભલે ભલે અજવાળાં બે.
ભાઈ બે માળીડને બેટે કે કઈયા કબો અમ્માળાં બે.
ભાઈને બે લગને ગજબે લઈ આવો—
કે લાડા–લાડકડીને કાજે બે,
લાડા–લાડકડીને કાજે બે.
આઈવે બે વાસુદેવ કેબે નંઠ
પૂનેમ કેબે ચંઠ
ડીવા કેબી જોટ
મોટી કેબી ઝૂલે—
ભલે ભલે અજવાળાં બે,
ભલે ભલે અજવાળાં બે.

[ ભાઈ રે સુથારીના ને માળીડાના બેટા કલ્યાં કરો અમારાં રે! ભાઈના લગ્નમાં બાજઠ અને ગજરો લઈ આવે.

આવ્યા રે વાસુદેવ કેરા નંદ
પૂનેમ કેરા ચંદ
દીવા કેરી જ્યોત
મોતી કેરી ઝૂલ-વગેરે. ]

*

## ૫૦. કટાક્ષચિત્ર

સોળાં ગોળાં[1] લાડી બેન લાલ સીંધવરણી.
એવા કાળાએ મન મોયાં લાલ સીંધવરણી.
એનું ગોળી જેવડું માડું[2] લાલ સીંધવરણી.
એના છૂપડાં[3] જેવડા કાન લાલ સીંધવરણી.
એનું નળિયાં જેવડું નાક લાલ સીંધવરણી.
એનું ગાગળ[4] જેવડું પેટ લાલ સીંધવરણી.

* * *

## ૫૧. કુંટાણું

છોળાનાં ઊઘટિયાં ઘડાવો છોળો ઊંઘે છે.
છોળાની માડીને બોલાવો છોળો ઊંઘે છે.
માડી ઢવળાવી જગાડો છોળો ઊંઘે છે.

[ છોકરાની ઊંઘ ઉડાડવા આ ગીત ગવાય છે. નાની ઉંમરનો વરરાજા હોય તો સ્વાભાવિક છે કે માંડવામાં ઊંઘી જાય. એટલે ' , છે કે : છોકરાની માને બોલાવો અને વગાડીને ઘવરાવી જગાડો. ]

*

---

૧. ગોરી. ૨. માથું. ૩. સૂપડાં, ૪. ગાગર. જમાઈનું—વરરાજાનું આ કુંટાણું આણાં માટે પણ કેટલેક સ્થળે ગવાય છે.

૫૨.

છોળાની બાજઠ ટળે બલાડો,
ટે ટો ઇયાંઉ–મિયાંઉ બોલે;
લોંહો લાખે ટો ખાઈને જાઉં,
ની ટો વળડાડો હૈને બેવું.

છોળાની બાજઠ ટળે બલાડી,
ટે ટો ઇયાંઉ–મિયાંઉ બોલે;
લોંહો લાખે ટો ખાઈને જાઉં,
ની ટો વળમાડી હૈને બેવું.

[ ઓરાની બાજઠ તળે બિલાડો બેઠો બેઠો ઈયાંઉ–મિંયાઉં બોલે છે. શું કહે છે? લોઢો–લચકો નાખે તો ખાઈને ચાલી જાઉં, નહિ તો વરદાદો થઈને રહેવું એ જ રીતે બિલાડી વરમાડી થઈને રહેવા કહે છે ]

*

૫૩.

છોળો બેઠો બે ભલ્લી બાજણુમાં,
જાણે માછણુ ટાળો બેટો બે!
માછણુ માડીએ ઠવાઈડા બે,
માછી ડાડે લમાઈડા બે.

લાડીબાઈ બેઠાં બે બલ્લી માંજનમાં,
જાણે ઉહાણુ ટાળી બેટી બે!
ઉહાણુ માડીએ ઠવડાવી બે,
ઉહાઈ ડાડે લમાડી બે.

[ પેલો વરગજા તો જુઓ ! ભરી ખાજણુમાં બેઠો છે, જાણે માછણુનો બેટો, માછણુ માડીએ ધવરાવ્યો ને માછી દાદે રમાડયો. ત્યારે આપણા લાડીબાઈ તો ભરી મહાજનમાં બેઠાં છે, ને દેસાણુ માડીએ એને ધવરાવી છે ને દેસાઈ દાદે એને રમાડી છે ! ]

*

૫૪

છોળો માંડવે માંડવે ફળી વઈળો,
નઈ ળે છોળાનો બાપ—હળિલસ નાંગળવેલ !
એટલે વડ પળથી વાંડળો બોલી પઈડો :
ઉ ળે જમાઈનો બાપ—હળિલસ નાંગળવેલ !
છોળો માંડવે માંડવે ફળી વઈળો,
નઈ ળે છોળાની માડી—હળિલસ નાંગળવેલ !
એટલે વડ પળથી વાંદળી બોલી પઈડી :
ઉ ળે જમાઈની માડી—હળિલસ નાંગળવેલ !
છોળો ઓવડે ઓવડે ફળી વઈળો,
નઈ ળે છોળાની બેની—હળિલસ નાગળવેલ !
એટલે માળ પળઠી બલાડી બોલી પઈડી,
ઉ ળે જમાઈની બેની—હળિલસ નાગળવેલ !

[ છોરો માંડવે માંડવે ફરી વળ્યો, નહિ રે છોરાનો બાપ, હરિરસ નાગરવેલ ! કંઈક વિધિમાં જરૂર પડી અને વરનો પિતા દેખાયો નહિ ત્યારે ફટાણું ગવાયું ત્યાં તો વડ પરથી વાંદરો બોલી પડયો કે : 'હું રે જમાઈનો બાપ !' એ રીતે મા પણ વડ પરથી વાંદરી થઈને બોલે છે બેનીને શોધવા તે ઓરડે ઓરડે ઘૂમે છે, નથી મળતી તો માળ પરથી બિલાડી બોલે છે કે હું છુ જમાઈની બેની ! ]

આવાં વેવાઈ, વેવાણ વર અને વહુને સંબોધતાં અનેક વિનોદ-ગીતો – ફટાણાં લગ્નપ્રસંગે સામસામાં ગવાય છે, આખોય પ્રસંગ હળવો અને રમૂજી બને છે, ગંભીરતા દૂર થાય છે, કોઈ કોઈને માઠું લાગતું નથી એવી ખેલદિલીથી તે બધાં ગવાય છે અને ઝિલાય છે.

*     *     *

૫૫. જમણવાર

બુઢાનાં ટેઈડાં અમે આઈવાં જો–
માળા લાજા ઢોલા !
બુઢાને ઘાઇલો વચલે ઘોલે જો–
માળા લાજા ઢોલા !
હાળુ હુતળુ ટે ખુદો ખાય જો–
માળા લાજા ઢોલા !
અમાળો હું પઈડો વાંક જો–
માળા લાજા ઢોલા !
માળો ગોડો ને કાઢો બા'ળ જો–
માળા લાજા ઢોલા !

[ બુધાનાં તેડ્યાં અમે આવ્યાં રે, મારા રાજા ઢોલા. બુધાભાઈ દીકરો પરણાવવા નીકળ્યા છે. અમને બોલાવ્યાં તો અમે આવ્યાં, પછી આવો ભેદભાવ શાને કે બુધાભાઈને ઘોલામાં—ખૂણામાં બેસાડી એકલાને જમાડે છે ! સારુંસુતરું તે બધું બુધો ખાય અને અમારો શો વાંક કે અમને ગમે તેવું ખવડાવે ! માટે એ સ્વાર્થી માણસને ગોદો મારી બહાર કાઢો. ]

*

## ૫૬. બજારી માછલી

હૂબેટ બજારની માછલી જો,
આવી બજારણુ, લાવી બજારી માછલી જો !
પેણુંમાં વધારી બજારી માછલી જો !
કોને રે ભાણે પીરસી બજારી માછલી જો !
વેવાઈને ભાણે પીરસી બજારી માછલી જો !
વેવાઈને ભાંઇગો કાંટો બજારી માછલી જો !
ટાણી બાંઇઢા પાટો બજારી માછલી જો !
રુવે સારી રાત બજારી માછલી જો !
નહીં માઈને બાપ બજારી માછલી જો !
કોણુ રે છાનો રાખે બજારી માછલી જો !

[ સુરત બજારની માછલી લઈ આવી પેલી બજારણુ અને પેણામાં વઘારી વેવાઈને ભાણે પીરસી જમતાં માછલીનો કાંટો લાગ્યો, તો પાટો તાણી બાંધ્યો તેમ છતાં સારી રાત તે રૂએ છે. એના માબાપ નથી તો કોણુ છાનો રાખે ? ]

*

## ૫૭. સોનારૂપાની માછલી

સોનારુપાની મારી માછલી જો,
માછલી રે કોને ભાણે રુપાની માછલી જો,
માછલી રે જમાઈને ભાણે રુપાની માછલી જો.
માછલીએ મારી લાટ,
લાઈખો ચટ્ટો-પાટ,
હઇયે મેઈલો હાટ,
રુવે સારી રાત,
સાંભળે મા ને બાપ-
રુપાની માછલી જો !

[ભોજન કરતાં જમાઈની ઠેકડી કરતું આ ફટાણું જાનરડીઓ ગાય છે. સોનારૂપાની માછલી તો જમાઈને ભાણે શોભે. જમાઈ માછલી ખાવા જાય છે ત્યાં તો એ રૂપાની (રૂપેરી) માછલીએ તેને પૂંછડીથી લાત મારી ચત્તોપાટ નાખી દીધો. હાય હાય મૂઆ તે સારી રાત રૂએ છે અને માબાપને યાદ કરે છે.]

*

## ૫૮. નાવલ સાજનિયું

ડુંગળિયા ડળાની માછલી નાવલ સાજનિયું!
ખળંડી ડાળુ મંગાઈવો છેલ નાવલ સાજનિયું!
એક ચલાણું મેં પીધું છેલ નાવલ સાજનિયું!

[નવલા સાજનને ડુંગરિયા દરા–ખાડાની માછલી જમાડીએ. એવી ખાસ માછલી જોડે તો ખાન્ડી દારૂ જોઈએ, તો તે મંગાવ્યો અને તેમાંથી એક પ્યાલી મેં ગટગટાવી.]

*

## ૫૯. સોનાની ભઠ્ઠી

સોનાની ભઠ્ઠીએ સાયબાઈ ડાળુ ગળાય બે,
ટે ટો લુપીએ હેળ વેચાય બે,
પીએ ઠોડ ને સાયબાઈ ઢાળે ઘણું બે–
એના મોલ પણ ઊડે બે ગોલાલ!

ઝીણી ટે પીછોડી માળે પાંચે' બે ભાઈની
ટે ટો ઓઢી કેમ જણાય બે;
ઓઢે ઠોડી ને સાયબાઈ ટોટ ઘણી બે–
એના મોલ પણ ઊડે બે ગોલાલ!

[ સોનાની ભઠ્ઠીએ સાચમા દારૂ ગળાય રે,
તે તો રૂપીએ શેર વેચાય રે,
પીએ થોડો ને સાંયબા ઢોળે ઘણો રે
એના મોંલ પર ઊડે રે ગુલાલ !

ઝીણી તે પીઠાડી માગ પાંચા રે ભાઈની,
તે તો ઓઢી કેમ જણાય રે,
ઓઢે થોડી ને સાયબા તોડે ઘણી રે
એના મોંલ પર ઊડે રે ગુલાલ ! ]

*

## ૬૦ તાડીનુ ગીત

નવે બૂંહેની ટાડી બે માળે ઘેલે કાંન !
કે ઘોડવાડેનું ઘડિયું બે માળે ઘેલે કાંન !
કે જલાલપુળનું બાણુ બે માળે ઘેલે કાંન !
કે પીપલઢળેનુ પાટણુ બે માળે ઘેલે કાંન !
કે વેવાણુને જોઈ જોઈ નામજે બે માળે ઘેલે કાંન !
કે કાળીને મેલજે ટાળી બે માળે ઘેલે કાંન !
કે કોસીને જોઈ જોઈ નામજા બે માળે ઘેલે કાંન !
કે ઢીંગણીને લાખજે ઠણુકે બે માળે ઘેલે કાંન !
કે લાબીને જોઈ જોઈ નામજે બે માગે ઘેલે કાંન !
કે લાબી લપેટ આળશે બે માળે ઘેલે કાંન !

[ નવે બૂંહે=પહેલા છેદની ખજૂરી. પહેલી વાર છેદાની હોય એની ખજૂરીની તાડી કદાચ વધુ કેફવાળી હશે નહિ તો માન ઘેતો કેમ

થઈ જાય ! એવી તાડી માટે ઘડિયું–માટીનું વાસણ તો ઘોડવાડા ગામથી મંગાવ્યું, તાડી ગાળવા જાળું (ખજૂરીના છટિકાંની ગળણી) જલાલ-પુરનું ને નામીને—રેડીને પીવા માટે પાતરું પાંદડું પીપલધરા ગામનું મંગાવ્યું. વેવાણને જોઈ જોઈ નામજો—રેડજો—પાજો ! કાળીને ટાળી મૂકજો, દીંગણી સ્ત્રીને ઠણકી જજો પણ લાંબીને જોઈ જોઈ પાજો કેમ કે લાંબી પીને લપેડા મારશે ત્યારે જોવાની ગમ્મત પડશે ! ]

*

## ૬૧. પાણી જ નહિ

નવલે વેવાઈએ વેળી ખોડાવી
વેળીમાં ટો પાણી જ નંઈ જો
પાણી જ નઈ યો
ડોળિયામાં તો ડણુકેલો વાઈ ગો !

નવલે વેવાઈએ જમવા નોટઈળાં,
વાલ ભઈડીને સડણુ જ ળાંઈધુ,
કોડળા ભઈડીને કોડળીજ ળાંઢી
લડળક ભાજીનો બઈળો હવાડ !

[ જમતાં પાણી મંગાવ્યું પણ જલદી આવ્યું નહિ. એટલે જાનરડીઓ ચિડાણી. નવલા વેવાઈએ વીરડી ખોદાવી. વીરડીમાં પાણી નહિ મળે તો પછી દોરિયો–ઘડામાં ક્યાંથી હોય ! ઘડો ખાલીખમ છે. રણકો વાગે છે. 'દોરિયામાં તો રણુકેલો વાગ્યો.'

નવલા વેવાઈએ વેરી ખોદાવી
વેરીમાં તો પાણી જ નહિ રે,
પાણી જ નહિ રે
દોરિયામાં તો દણુકેલો વાઈ ગો !

નવલા વેવાઈએ જમવા નોતર્યાં,
વાલ ભરડીને સદરૂ જ રાંધ્યું,
કોદરા ભરડીને કોદરી જ રાંધી,
બદક ભાજીનો બગ્યો સવાદ!]

*

## ૬૨. કન્યાવિદાય–૧

સુખીબેન લમટાં જે બહ્લા મોગળિયા હેઠ,
લમટાં ને ભમટાં જે સુખીબેન બંઢ પઈડાં.
મેં ની જાઈણું જે મારા વીળા સમળઠ,
બંઢને પઈડાં જે વીળા છોડવે!
વીજે આલી જે બહ્લી ગવળીની જોડ,
ભાભીએ આલી જે ડોવા ટાંબડી!

[લમ એટલે બંધન. આજ સુધી એ ભાઈને ત્યાં રમતી હતી, ખેલતીકૂદતી ને ગીત ગાતી. આજે એ રમત પૂરી થાય છે અને સદાને માટે બંધનમાં પડે છે એણે જાણ્યું કે એનો સમર્થ વીરો બંધનમાંથી છોડાવશે, પણ એણે તો ગવરીની જોડ આપી અને ભાભીએ દોહવા તાંબડી આપી વિદાય દઈ દીધી.

સુખીબેન રમતાં રે ભલા મોગરિયા હેઠ,
રમતાં ને ભમતાં રે સુખીબેન બંધ પડ્યાં!
મેં નહિ જાણ્યું રે મારા વીરા સમરથ
બંધને પડ્યાં રે વીરા છોડવે!
વીરે આલી રે ભલી ગવરીની જોડ,
ભાભીએ આલી રે દો'વા ત્રાંબડી!]

*

## ૬૩. કન્યાવિદાય–૨

લાડીબેન લમટાં જો આની ફૂઈને ખોળલે,
લમટાં ને ભમટાં જો લાડીબેન ખંઢ પઈડાં.
ફૂઈએ આલી જો ભલ્લી ગાડલીની જોડ,
ફૂવાએ આઈલા જો જોડવા ધોરીડા.
ટૈ પણ બેહટા[1] જો ભલ્લા છોકળા ને છોકળી,
લમટાં ને ભમટાં જો લાડીબેન ખંઢ પઈડાં!

*

## ૬૪. કન્યાવિદાય–૩

ઉટાવળ કળો જો નેમાભાઈ વીળ,
આપળે જાવું વીળા વેગળી લોંય.
છોળીને લે જશું વીળા આપળે ડેશ.
છોળીની નગળીમાં ઢોળિયા લોક,
ઢોળિયા પે'જે વીળા ઝીઝાના લંગોટ.
આપળી જો નગળીમાં દેહાઈ લોક,
દેહાઈ પે'જે વીળા ડખણી ચીળ.
છોળીની નગળીમાં ખાળવા લોક,
ખાળવા પે'જે વીળા ચામડાના ચીળ.
આપળી જો નગળીમાં વાણિયાં લોક,
વાણિયાં પે'જે વીળા ડખણી ચીળ.

[ વરરાજાને સંબોધીને ગાય છે કે તમે ઉતાવળ કરો, આપણે વેગળી ભોય જાવું છે. સાથે છોરીને (વહુને) આપણે દેશ લઈ લેશું.

---

[1] બેસવા.

ઘોરીની નગરીમાં ઢોડિયા (ભીલની એક જાત) લોક વસે છે જે ઝીંઝાના—ડાભડાના લંગોટ પહેરે છે અને ખારવા લોક ચામડાનાં ચંદ્રિ પહેરે છે. જ્યારે આપણી નગરીમાં તો દેસાઈ ને વાણિયા લોક વસે છે અને દખણી ચીર પહેરે છે.]

*

## ૬૫. લાડી ચાલ વે'લેરી

પાણી ભર્યાં જો ભળપૂળ લાડી ચાલ વે'લેળી !
ટાળાં ઢીંગલાં લમ્મટ લે જો લાડી ચાલ વે'લેળી !
ટાળો ડાડો ટળિયો લે જો લાડી ચાલ વે'લેળી !
ટાળો ભાઈ ભવાયો લે જો લાડી ચાલ વે'લેળી !
ટાળી માડી લાંઢણ લે જો લાડી ચાલ વે'લેળી !
ટાળી બેન બુવાઇડી લે જો લાડી ચાલ વે'લેળી !
ટાળી ભાભી ખાંડણ લે જો લાડી ચાલ વે'લેળી !
ટાળી સઇયળ ડળવા લે જો લાડી ચાલ વે'લેળી !

[ખારી ખાજણમાં જુવાળ ભરાયા છે—ભરતી આવી છે એટલે વહુને ઉતાવળે કરી વહેલી ચાલવા કહે છે. પાણી વધી જશે તો પછી ઉતરાશે નહિ. નહિ ઉતરાય તો એના દાદાને સાથે લઈ લેવો પડશે તે સારો તરીઓ (તારો) છે. નાની વયની વહુને પોતાનાં ઢીંગલાં રમવા લઈ લેવા કહે છે. સાથે કોણ કોણ લેવા કહે છે?—ભાઈ ભવાયો, માડી ગંધણ, બેન બુહારડી—સાવરણી, ભાભી ખાંડણ ને સૈયરને દળવા લઈ લેવા કહે છે. આ બધાંને લઈને લાડી ચાલ વે'લેરી !]

卐

## (૩) ખાયણાં

સંગ્રાહક : મધુભાઈ પટેલ

૬૬. પાન ખાધાં હોઠ ના રંગાયા,
જશ ના લેવાયા
કે કપરે સાસરે !

*

૬૭. સોનાનો પલંગ ઉપર હીરનું છત્તર,
કયા ભાઈ કલેકટરને
બેસવા જોઈએ ?

*

૬૮. ભરી સભામાં મૂક્યું ફૂલ અંગ્રેજી,
કયા ભાઈ કોંગ્રેસીને
સૂંઘવા જોઈશે ?

*

૬૯. મારી આંતરડી નહિ થાય ટાઢી,
નથી જનેતાની માડી
કે કહીએ વાટડી !

*

૭૦. મૈયરમાં હોય મહેલ ઝરૂખા જાળી,
આપણી તો રૂપાળી
સાસરાની ઝૂંપડી !

૭૧. અમ્મર પે'રું ને ઝમ્મર ઝમ્મર ચાલું,
ઐની તો કે'વડાવું
કે મારા વીરની!'

*

૭૨. માડી રે માડી ના જોઈએ તારી સાડી,
જનમની ઓશિયાળી
કે ટીપા દૂધની!

*

૭૩. રામ રૂએ ને લખમણ આંસુ લૂછે,
ભરત આવી પૂછે,
સીતા ભાભી ક્યાં ગયાં?

*

૭૪. સાંકડી શેરીમાં સરપોલિયાં ચંપાયાં,
મોસાળાં પંકાયાં
કે સરાવ ગામનાં!'

*

૭૫. મા'દેવને તો વા'લાં ઘીનાં કોડિયાં,
મુજને વા'લાં ઘોડિયાં
કે કિશોરભાઈનાં!'

*

૭૬. મારા તે ઘરમાં કાથાચૂનાની ડબ્બી,
બલ્લુભાઈની છબી
કે વહુની ટોકમાં!

*

૭૭. મારા તે બાપની દીકરી હું ડાહી,
પાછળ જન્મ્યા ભાઈ,
કે પગલાં પૂજશે !

*

૭૮. સાસરે જતાં સાસુજી સાપણ,
નણદી તો વીંછણ,
દેરાણી ડાકણ,
જેઠાણી જમરાજે
લીધો મારો જીવડો !

*

૭૯. આજ સખી મારી આંખલડીનો હીરો,
આવે માડી જાયો વીરો,
તો માંડું ગોઠડી !

*

૮૦. તળાવની પાળે સાસુવહુ મળ્યાં,
ખળખળીને લડયાં,
કે ડુંગર ડોલિયા !

*

૮૧. વીરાની ઘોડીને ખાવો છે કંસાર,
માંડયો તે સંસાર,
કે મારે વેઠવો !

*

૮૨. ઊંઠો પોપટજી ચાચ ભરાયા પાણી,
કયા ભાઈના રાણી,
કે દાતણ ડોળતી !

*

૮૩. ખાડણિયા ખાડના ખખડે હાથની ચૂડી,
મૈયરિયેથી મૂકી,
વીરાજી મોકલે !

*

૮૪. ગોળ વિનાનો મોળો છે કસાર,
મા વિનાનો અસાર,
કે સૂનો લાગશે !

*

૮૫ વરસાદ વરસેને ભાદરવાની હેલી,
માડી કહે મારી ઘેલી,
મૈયર ક્યારે આવશે ?

*

૮૬. અડેરી ગડેરી ધરમપુરની ધજા,
દીકરી પરણાવ્યાની મજા,
કે સુરત શે'રમા.

*

૮૭. બાપાજી દીકરી પરદેશમા ના દેશો,
મૂઆ પછી ના રોશો
કે મોભેણુ દીકરી !

--

૮૮. સૂરજ ઊગ્યો આશાપુરીને ઓટલે,
મણીબેનને ચોટલે,
કે સૂરજ ઝળહળે!

*

૮૯. રેંટિયો ભાંગીને હું તો ગઈ'તી કાશી,
રેંટિયો સંન્યાસી,
કે આગળ ફરી વળ્યો!

*

૯૦. આ રે જગતમાં નારીનો નહિ ભાર,
હલકો તે અવતાર,
કે અબળા જાતનો!

*

૯૧. ભાંગેલા ઘરમાં ભાગ તણો ભંગાર,
હૈયાનો અંગારે,
કે કઈ બેન હોલવે!

*

૯૨. મારે તે બાપે પરદેશ દીકરી દીધી,
ફરી ખબર ના લીધી,
મૂઈ કે જીવતી!

*

૯૩. તળાવની પાળે મા ને દીકરી મળ્યાં,
ધ્રૂસકે ધ્રૂસકે રડ્યાં,
કે સરવર ભરાયા!

*

૯૪. પાંજરાનો પોપટ પાંખે લાવે પાણી,
મોઢાં ધૂવે રાણી,
કે મગનભાઈની !

*

૯૫. સાસરે જાઉં તો સાસુજી સતાપે,
નણદી તો કંતાવે,
કે રતન રેટિયો !

*

૯૬. મારે તે બાપે રતન કરી રમાડી,
જતન કરી જિવાડી,
કે પરઘેર સોંપવા !

*

૯૭. માતાના દેરામાં પેસંતી પાયે લાગું,
નિસરંતી હું માગું,
અખંડ, ચાંલ્લો ને ચોટલો !

*

૯૮. બાપુજી કાકુજી ઘર જોઈ આંબા રોપાવો,
વર જોઈ દીકરી પરણાવો,
કે ચિંતા ઊગરે !

*

૯૯. આભે તે દીધાં ને ધરતી માએ ઝીલ્યાં,
માતાએ ઉછેર્યાં,
પિતાએ પરણાવ્યાં;
વીરાએ વળાવ્યાં,
કે જાવ બેની સાસરે!

*

૧૦૦. મારે તે બારણે ખજૂરીનાં છટિયાં,
લલિતા વહુનાં પટિયાં,
કે ભાઈને નહિ ગમે!

*

૧૦૧. ભાઈ તો ભોળા ને ભાભી છે ધુતારી,
હૈયેથી ઉતારી,
કે વીરાએ બેનને!

*

૧૦૨. મારે તે આંગણે બટમોગરાનો છોડ,
ભાભી મારી અજોડ,
અંબોડે ફૂલ ધરે!

*

૧૦૩. મારા તે ભાઈનો પંચકલ્યાણી ઘોડો,
વાંકો છે અંબોડો,
કે ભાઈની નારનો!

*

૧૦૪. ભાઈ તો જમે ને ભાભી તો ડાકાવે,
રખે રે નણદી આવે,
કે મારે બારણે!

*

૧૦૫. કાચની બરણીમાં લવિંગિયાં અથાણાં,
પૂછડિયાં બફાણાં,
કે કઈ બેનને સાસરે!

*

૧૦૬. કાચની દાબડીમાં મોતીનો છે દાણો,
નણદોઈ મારો કાણો,
કે નણદી કેમ વેઠશે!

卐

## (૪) ભરવાડની લાવણી

સંપાદક મનુભાઈ પટેલ

જેમ સૌરાષ્ટ્રમાં દુહા તેમ સુરત જિલ્લાના ભરવાડ કોમની લાવણી. લાવણી એટલે રાગ, તાન ને છંદ. મહારાષ્ટ્રમાં લાવણી ખૂબ જ પ્રચલિત છે. ત્યાં એ લાવણીમાં લોકકથા કે બીજા પ્રસંગો વર્ણવાય છે.

ભરવાડને લાવણી પ્રિય. એ હરતાંફરતાં, સીમ છેડે બકરાં ચારતાં, કોઈ જોડે તકરાર થતાં સામસામી લાવણી ગાઈને જ અંતરનો ઊભરો વ્યક્ત કરે છે. લાવણી એના જીવન જોડે વણાઈ ગઈ હોય છે. ખાસ કરીને લગ્ન-પ્રસંગે હાથમાં ડંગોરો પકડી, અધમણિયા જોડા પહેરી,

જમીનથી અદ્દર ત્રણચાર ફૂટ ઊંચા ઊછળી કૂદે છે, નાચે છે, ત્યારે આ લાવણી ગવાય છે. લાવણી પૂરી થાય કે નાચે; નાચતાં થાકે કે તરત બીજી લાવણી ઉપાડે. ઢોલીના તાલ દેવામાં જરા ઊણપ લાગી, કે તેને સંબોધીને લાવણી લલકારશે :

૧૦૭. ઠેકો દેજે ઠેકાણે જેમ પિપૂડીના બોલ,
વગાડતો હોય વગાડ દીકરા, ભાંગશે તારાં ઢોલ!

પ્રત્યેક લાવણીમાં ઉપમાભર્યો કે અર્થસૂચક, સીધો કે માર્મિક વિચાર તે રજૂ કરે છે. એની વાણી વાંકી હોય છે. સુકલકડી માણસને પહેલવાન કહી સંબોધે એવો એ કટાક્ષપ્રિય હોય છે. એ સ્વભાવે ઠરેલ, ધીરો, રંગીલો, મોજિલો, ને રમૂજી હોય છે. એના ચહેરા પર કદી ચિંતાની રેખા જોવા નહિ મળે! એના દુઃખને એ હસી કાઢે છે. એવો એ ફિલસૂફ પણ ખરો :

૧૦૮. કમરે બાંધ્યું ગાડરું ને કોરમાં ચરવા જાય,
ચાર ઘેટાં ચોરાઈ જીયાં તેની ફરિયાદી કોણ જાય!

*

૧૦૯. દૂધે ભરી તલાવડી ને માખણે બાંધી પાર,
ધોબી ધૂવે ધોતિયાં ને ઝાંઝરિયો ઝમકાર!

*

૧૧૦. દિયર બેઠો બેઠો દઈણું[1] દરે ને પઈણો[2] લાવે પાણી,
રેંટિયો મારો અજબ રંગીલો હું રેંટિયાની રાણી!'

*

---

૧. દળણું. ૨. પરણ્યો.

૧૧૧. પીંજી રૂની કરું પૂણી એની પૂણી લાલ ગુલાલ,
કાંતનેવારી ગોરી પતરી હો વીજરી, લરીલરી લાખે તરાક !*

*

૧૧૨. કડિયાં ઘડાઉં તો કન્યા રડે ને માગે વીટલા ને વીટી,
દુઃખ તો દુનિયાને ધારી કે નવલે પિયર વોરાવી !

*

૧૧૩ પાતરી[1] પોરી તો પતિયાં પાડે ને અબોડામાં આંટી,
ચાંદાસૂરજ સામે ઊભી રાખે તિમાં કિયો શોભે તારો માંટી[2] !

*

૧૧૪. ખાધી રે મગને બાજરી ને પછી ખાધી જુવાર,
કાઠિયાવાડમાં ટીડો[3] પઈડા કે એવો પઈડા દુકાર[4] !

*

૧૧૫ ઘેર ઘેરની ગાવલડી છૂટે ને પાદરે ટોરે થાય,
જાતાં ચારું મોહી-ઝીંઝવો[5] ને આવતાં નાગરવેલ !

*

---

* કાંતને વાળી ગોરી પાતળી હો વીજળી
—લળી લળી નાખે ત્રાક !

૧. પાતળી-નાજુક, ૨. ધણી, ૩. તીડ, ૪. દુકાળ,

૧૧૬. પાણી તો પાઉં નદી–વાવનાં ને બેસાડું વડલાની છાંય,
વડલાનો હીરો[1] લટી જિયો, તારી ગાવલડી હંકાર[×] !

*

૧૧૭. વાંદર કૂઈદો વાડીમાં ને હરણુ કૂદી ઝાંપા બા'ર,
કારી ઓઢી કામરી રે આવી હું ઘરની બા'ર[=] !

*

૧૧૮. ખાટલા વેઇચા કઇ પાટલા ને વેઇચાં ઘર ને બાર,
છપ્પનિયામાં દકાર[2] પઇડો કે હજી ન પઇડો પાર !

*

૧૧૯. ડુંગર ઉપર દવ બળે ને નદી કરે પોકાર,
બસેં ઘોડાની પક્ષા[3] બાંધી મારો નાવલિયો અસવાર !

*

૧૨૦. કાળો ઘોડો[4] તો કાશિયો ને નગર જોતો જાય,
પાંચ પટેલિયા મૂલ કરે એનાં મૂલ કળી ના થાય !

*

---

૧. શીળો.

× ગામનું ઘડિયાળ એટલે ઝાડના પડછાયા. કહે છે કે આ વડલાનો છાંયો લાંબો થયો—આડો લેટી ગયો—એટલે સાંજ થવા આવી; તારી ગાવલડી ઘર તરફ હંકાર !

= શિયાળાની ટાઢીમાં બહાર વાડીમાં વાંદર કૂદ્યો, ને હરણ ઝાંપો ઠેકી ગયું. મનમાં થયું કે જરૂર એનો નાવલિયો આવ્યો હશે એમ માની વિરહિણી કાળી કામળ ઓઢી બહાર નીકળે છે તો ત્યાં કોઈ હતું નહિ.

૨. છપ્પનિયો દુકાળ, ૩. હાર, ૪. અહીં બકરો–કાશિયો બકરાનું નામ.

૧૨૧. આંગણે તો વાવું એલચી ને ચારું નાગરવેલ,
પરાતી[1] હોય તો પારજે નહિ તો પિયર વોળાવી[2] મેલ!

*

૧૨૨. કાચા બાવરનો[3] ખાટલો ઘડાઈવો ને ધૂવરિયાના પયા[4],
બેસવું હોય તો બેસ મારી વેવાણ, ભાગશે ચારે પયા!

*

૧૨૩ ખાટાં મીઠાં ખટ્મડાં ને મીઠાં લાઈગાં બોર,
અબરામિયાનાં મરી જિયાં તે અંઈ કાં લાઈવાં ઢોર *

卐

૧. પણાતી, ૨. વળાવી, ૩ બાવળ, ૪. પાયા

* 'બીજા ગામના (અગામાના) બકરા અમારા ગામની હદમાં શું કામ લઈ આવ્યા? મરે એ લાવનારના અર્થમાં.

# રાજપીપળા પ્રદેશનાં લોકગીતો

## (૧) છેલિયા ગીતો

સંગ્રાહક : મધુભાઈ પટેલ

રાજપીપળાનાં જંગલોમાં અને આસપાસનાં નાનાં ગામડાંઓમાં વસતી ભીલ પ્રજા પાસે નૃત્ય કરતાં ગવાતાં ગીતોની એક વિશિષ્ટતા હોય તો તે તેમનાં છેલિયા ગીતો. કેડમાં હાથ ભિડાવી સ્ત્રી-પુરુષની બેલડી છેલિયા ગાતી વેળા આગળપાછળ લળી લળી ઝૂકે છે અને પંક્તિ પૂરી થતાં નાચવા મંડે છે. વચમાં ઢોલ-શરણાઈના એકધારા સરેરા ગુંજી રહે અને નાચનારાંમાંથી કોઈ જોડી નાચતી હોય, તો કોઈ ગીત લલકારતી હોય. દરેક યુગલ પોતપોતાની કડી ગાય. એક જ કડીનો આ 'છેલિયો'. 'છેલિયા' શબ્દ મૂળ છેલછબીલો એ પરથી ઊતરી આવ્યો છે. એને છબીલાનાં ગીતો પણ કહી શકાય.

વર્ષમાં એક વાર જંગલમાં કે કોઈ 'ડુંગરદેવ'પર માતાની દેરીએ મેળો ભરાય છે. મેળામાં અનાજ, કપડાં, ઘરેણાં ને ખેતીવાડીનાં સાધન-પ્રસાધન વેચાય છે. વર્ષભરની બચેલી મૂડી લઈ અહીં તેઓ આવે છે ને ખરીદી કરે છે. ચારપાંચ દિવસ સુધી ચાલતા આ મેળામાં વનવાસી વર્ષભરનો જાણે આનંદ લૂટતા હોય તેમ નાચે છે ને ગીતો ગાય છે, ને ઘેરિયારાસ પણ રમે છે.

કોઈ યુવાન યુવતીના રૂપ પર મુગ્ધ થઈને 'છેલિયો' લલકારી ઊઠે છે :

ઊભી રે'જે રે વો[1] કોમારી[2],
તારા બાઇછાનું[3] નામ કે'તી જા!
ઊભી રે'જે રે વો કોમારી,
તારી પાલીનું[4] નામ કે'તી જા!

---

૧. ઓ. ૨. કુમારી, ૩. બાપ, ૪. મા.

અને સામેથી જવાબ છેલિયામાં જ મળે છે. કેટલીક વાર પરણેલી સુંદરીને સંબોધીને ગાય છે.

ઊભી રે'જે રે પોઇરી,
તારો પઈણ્યો નાનલિયો;
તારા પઇણ્યાનું ડાપું[1] આલું,
પોઇરી પઇણ્યાનું!

અને કેટલીક વાર એ 'નાનલિયા' વરને છોડીને પત્ની પેલા યુવાનની પાછળ ચાલી જાય. નાનલિયો તેમની પૂંઠ પકડે. ત્યાં છેલિયાનું ડોકું વધેરાય કે પછી નાનલિયા (નાનલા) વરનું!

છેલિયા ગીતો ગાઈને યુવાન કોઈ અજાણ યુવતીને પ્રેમબંધનમાં નાખે છે અને મેળામાંથી પરબાર્યાં જંગલમાં ભાગી જાય છે. મહિનોમાસ તેઓ છૂપાં રહે છે અને પછી તેઓ માબાપને લગ્નની જાહેરાત કરે છે.

આ છેલિયાગીતો તેઓ લગ્નપ્રસંગે પણ ગાય છે.

### ૧૨૪. છેલિયા

ઊભી રે'જે રે વો કોમારી,
જુવાનીમાં ખેલી લે.
બેરંગી મસાવામાં[2] બેઠા પોઇરી,
જુવાનીમાં ખેલી લે.
ગારીમાં બેસવા રરે[3] પોઇરી,
ગારીમાં બેસવા.
મોટેરમાં બેસવા રરે પોઇરી,
મોટેરમાં બેસવા.

૧. લગ્નનો ખર્ચ, ૨. મછવો, ૩. રડે.

મોટેરનું ભારું આપું પોઈરી,
મોટેરનુ ભારું.
બલૂનમાં બેસવા રરે અલી,
બલૂનમાં બેસવા.
જીગરે ની ચાલે પોઈરી,
બલૂનમાં બેસવા.
ઊભી રે'જે રે વો કોમારી,
તારા પઈણુનો દાવો[1] આપું પોઈરી,
પઈણુનો દાવો.
મોસબી[2] બાટલી લાઈવો પોઈરી,
મોસબી બાટલી.
લીલી ગલાછે દારૂ પીદો પોઈરી,
લીલી ગલાછે.
ઝીણી ઝીણી પારગી[3] નાચે અલી,
ઝીણી ઝીણી નાચે.
ચાલે ને ઝમકાર વાગે અલી,
ચાલે ને ઝમકાર.
રૂમાલે એડીઓ વાગે અલી,
રૂમાલ એચીઓ.
ઈની બેનનું બાનું આઈપું પોઈરી,
બેનનું બાનું.
તું તો બાઈછાને પૂછીને આવજે,
તારા બાઈછાને.

---

૧. લગ્નનું દાપુ. ૨. દારૂ. ૩. નૃત્ય.

જાતરામાં જેલી[1] તે શુ લાવી,
યાલી જાતરામે.
લાવી રાંડ ભજિયાં પોઇરી,
લાવી ભજિયાં.
વો કોમારી તારા ભાઈરાનુ[2] નામ લેજે,
તારા ભાઈરાનુ.
ઊભી રે'જે રે—
તારો પઈણો નાંદલિયો[3] પોઇરી,
પઈણો નાંદલિયો.
તારો લાખેલો[4] વર નાંદલિયો પોઇરી.
લાખેલો વર.

*

૧૨૫

નીઝામો[5] જુવે વાટ પોઇરી,
નારગી મહુવો પોઇરી.
બડી ઘેરે રેજે બગલો બધાવું
વો કોમારી સડકે જાનડીઓ,
ઘૂઘરે રતેલી[6] બાયરી[7] લાવું,
છેરો[8] ઝાલીને રરે પોઇરિ
છેરો ઝાલીને રરે!
જાતરામાં નાતરુ[9] કઇરું રાંડ,
વો કોમારી જૂનાગઢ નાતરુ.

૧ ગયેલી, ૨ ભાયડાનું, ૩. નાનલિયો, ૪ રાખેલો (મૂરતિયો), ૫. હોડીવાળો, ૬ જડેલી, ૭. બાયડી, ૮. છેડો (વિરહી દશા બતાવે છે), ૯. પુનર્લગ્ન.

કામળિયો બાયલો વો કોમારી,
વો કોમારી પીંજરો તૂટી ના પરે.
માની મોવડીએ[1] રાત,
વો કોમારી મામા મોવડીએ.
વો કોમારી છેલા વાડીયામાં રાત,
કડીઆ ડુંગરમાં રાત રેઈલી.
વો કોમારી નાંદોદ રાવટા,
વો કોમારી ગુલાબી ગાજરો[2]
બંગલે ઓપરિયો[3] વો કુમારી,
બંગલે ઓપરિયો લાઈવા વો કુમારી.
વો કુમારી મછુવો આકેડીઓ,
તારારા પાગલ્યા[4] ભાગોળે,
વો કોમારી પૈછો[5] ધૂપેલનો.
ડુંગરી વારીમાં રાત પોઈરી,
રૂપિયો તને રોકરો પોઈરી.

*

૧૨૬.

પઈણો તો નાંદલિયો.
પઈણો તો બાલની[6]
પઈણો આધીરીયો[7] વાછેરી[8]
ઓ કોમારી સીધો મારગડો.
વો કોમારી તારા ભાઈરાનું નામ,
તારો લોઠડિયો[9] વર પોઈરી,

---

૧. ઝૂંપડી. ૨. ગજરો, ૩. બપોરવાસ, ૪. પગલાં, ૫. પૈસો,
૬. બાળક, ૭. આરેડો, ૮. વાછરડી, ૯. લોઢા—છોકરા જેવો (છોકરવાદ).

તારી જુવાનીનો ઝ'ઘડો,
નેતર સોટીનો માર પઈડો,
છીણીમાં[1] મછુવો પોઈરી,
છીણીમાં મછુવો.
ચોખાપુર[2] વેગરી[3] પોઈરી
આબુલના[4] બદીએ[5] બાંદી રાડ
કડીઆ ઉગમણી નાડી
રાતેરા બાર વાગે નાઠી પોઈરી
છેલોતી ભીજારો બેઠી
ચકડાળે હીચકો બેઠી રાડ
આકુનને હોટે પઈડો માર રાંડ
દારૂમાં એલીયો[6] લાઈખો પોઈરી
દારૂમે એલીયો
સરકે મજુરી વ ગેઇલી
અગરગારીનો[7] ઠેલો[8] વાઈગો
ગારીનો ગરિયાલ[9] વાઈગો ચાલી
ગારીનો ગરિયાલ
દા'ડો ઉઇગો ને તને લીધી
વાયે વ ટોળીએ રાંડ
તો બગડી એડીઓ પઈડો
જાત્રા જોવા ચાલી પોઈરી
જાતરા જોવા.

*

---

૧ નદીનું નામ, ૨. ગામનું નામ, ૩ વેગળી, દૂર, ૪. આંબાના, ૫. બધે, ૬. એળિયો—કડવી ચીજ, ૭ અગનગાડી, ૮. ધક્કો, ૯. ઘડિયાળ

## ભીલોરી ગીતો

૧૨૭.

પટેલ ગિયો છે રાજમે, રીંગણી ડાલી રે ।
પટેલ કિદારે[1] આવછે,[2] રીંગણી ડાલી રે.
પટેલ દછ દારે આવછે રીંગણી ડાલી રે.
પટેલ આવછે ને આપછે રીંગણી ડાલી રે.
પટેલ છુપડું[3] ભરી આપછે રીંગણી ડોલી રે.
પટેલ આછથી[4] ઘોડા આપછે રીંગણી ડોલી રે.

*

૧૨૮.

ડુંગર ઉપર મરચી તીના જીનાં જીનાં પાનાં રે
જીના જીના પાના રે ગેરિયા[5] જીના જીના[6] નાચો રે
કરા રે ગેરિયા કરા રે ગેરિયા ગેરિયા કયા ગામના રે
કડીના ગેરિયા કડીના ગેરિયા ગેરિયા કડી ગામના રે
અમારા ગેરિયા તરસે થિયા પાણી ઘાલી મેલો રે
પાણીલાં હોય પાસે ની તો ઘોડલા પાસા વારો રે.

*

૧૨૯

જાગતા બાગતા રે'જો નીતો મૂછો કાપી જશે.
ખાટલા બાટલા વેચ મને બમેડી લઈ આપ.
છોકરાં છૈયાં વેચ મને બમેડી લઈ આપ.
તારા ઘરના દાંડા વેચ મને બમેડી લઈ આપ.

૧. કેદા'રે—કયે દિવસે, ૨. આવશે, ૩. સૂપડું, ૪. હાથી, ૫. ઘેરિયા, ૬. ઝીણું.

મને લાગી લે ભાન
મને લાગી લે ભાન
મને ઓરી[1] રે સોહેલી[2] !
મને લાગી લે ભાન
મને લાગી લે ભાન
મને વોરી દે ચૂંદડી !

*

૧૩૦.

હસુ[3] તારા ઘરમેં ઉંદેરા[4] ચોર રે
હસુ તારા ઘરમેં બલાડાં[5] ચોર રે
જાગતી બાગતી રે'જે રે નીં તો ઘાઘરી ચોરાઈ જાશે.
ઘાઘરી ચોરાય જાશે તો તું શું કરશે ?
જાગતી બાગતી રે'જે રે નીં તો કાપડી ચોરાઈ જાશે.
કાપડી ચોરાઈ જાશે તો તું શું કરશે ?

*

૧૩૧.

કારકા માએ લઈખાં કાગર મોકઈલા
એ હોત[6] મા તમે ગરબે રમવા આવ
ગરબો લઈને રે ગઢ પાવે ચઈડાં.
કે મેલડી[7] મા તમે ગરબે રમવા આવ
ગરબો લઈને રે ગઢ પાવે ચઈડાં.

*

૧. વહોરી દે, ૨ વસ્ત્રાલંકાર, ૩. હસુ-(છોકરીનું નામ), ૪ ઉંદરડા, ૫. બિલાડાં, ૬–૭ બીગોરી માતાના નામ.

૧૩૨.

ઉજ્જડ રણુમાં કોવારી[1] ખોદાવ
પાણીલાંની મોસે આવે રે.
આવતાં તો ઝાલી ચોટલે રે લોલ
હવે ના છોરુ[2] બાપની.
છોડ છોડ કાનુડા મને લાગી વાર
ઘરે બાલક રૂવે રે.
તારા બાળકનાં ઝાંઝરાં ઘડાઉં
હવે ના છોરું બાપની.

*

૧૩૩.

એક ઉજ્જડ રાનમેં તલાવડી
તારે મોલ સરખી રે મારી ખરકી[3]
તાં તો મોતી બાંધી રે પાલ રે
રાજા રાણી ભીલડી.
તારા મોલ સરખી રે મારી ખરકી
તારા મોલ જોવાને આવું રે
રાજા રાણી ભીલડી.

*

૧૩૪.

હાટી હાટી રે ગારીવાલા રે,
તારી કેટલી બૈયર હાચુ બોલો રે, ગારીવાલા૦
એ તો દચ્છ[4] ની કે'વાય, એ તો
વીચ્છ[5] ની કે'વાય હાચુ બોલો રે, ગારીવાલા૦

* * *

૧. કૂઈ, ૨. છોકું, ૩. ઝૂંપડી, ૪–૫. દશ–વીસ.

## (૨) નૃત્ય-ગીતો

સંગ્રાહક : મધુભાઈ પટેલ

ધરમપુર-વાંસદાના વનપ્રદેશમાંથી ધીમે ધીમે ખસી આવી અનાવિલ, કણબીની ખેતીમાં હળ ખેંચી હળપતિ કે દાળાનું ઉપનામ લેનાર આ પછાત ગણાતી દૂબળા, ધોળિયા ને નાયકા કોમ સુરત જિલ્લાને જુદે જુદે ગામડે વસી ખેતરમાં કે ગામને પાદરે ઝૂંપડાં બાંધી પોતાની જિંદગી 'ધણિયામા'ને લખી આપી તેની ખેતીમાં આખું વર્ષ કામ કરી ખાય, પોતાની પત્ની ધણિયામાને ઘેર વાસણ-વાસીદાં કરી રોટલો ને એકાદું લૂગડું રળી ખાય ને દીકરો તેનાં ઢોર ચારે, છતાં સદીઓથી એ પ્રજાની કંગાળિયત એની એ રહી, તેમનાં ઝૂંપડાં જર્જરિત રહ્યાં, શરીર ઉપર ચીથરાં રહ્યાં. તોયે એક ચીજ એમણે કાયમ રાખી, તે તેમનાં લોકનૃત્યો ને લોકગીતો આ દૂબળા કોમ પાસે જે નૃત્યધન ખડકાયું પડ્યું છે એ જેટલું મૌલિક છે તેટલું જ પુરાણું પણ છે

લગ્નટાણે તો તેઓ ગાંડાતુર બની નાચે છે—રાતદિવસ નાચે છે. વેવાઈ-પક્ષના નાચનારા ને સામા પક્ષનો તૂરિયો એમ હરીફાઈ જામે છે અને કોણ થાકે ને કોણ હારે એ જોવા તેઓ નાચતા નાચતા કાદવમાં જાય, પછી કાંટામાં ને પછી તો કૂવાની દોરડમાં. દોરડના ઢોળાવ પર પાણી છંટાયુ હોય અને નાચનાર લપસે નહિ, તૂર વગાડનાર તાલ ચૂકે નહિ એવી કપરી કસોટીમાંથી પસાર થવું પડે છે. છેલ્લે 'ખસતી ખસતી ભીંત ભણી'ના બોલ તૂરિયો વગાડે છે ને બધા તળાવના પાણીમાં પડે છે. નાચનાર નાચતા નાચતા આગળ વધે ને તૂર–થાળીવાળા તાલ દેતા ઘૂંટણપૂર ને પછી કેડ સમા પાણીમાં નાચે છે. તે વેળા તૂર તૂરિયાના માથા પર મૂકયું હોય છે અને 'હો હો' કરતાં નાચનાર અટકે નહિ ત્યાં સુધી ઊંડા ને ઊંડા પાણીમાં ઊતરતા જાય છે. આમ પાણીમાં નૃત્ય થાય એવું ભાગ્યે જ દુનિયાની સપાટી પર બીજે ક્યાંઈ હશે!

એમનાં આ નૃત્યગીતો એમના જીવનની ઝાંખી કરાવે છે. એમના શોખ, વ્યસન, શિકાર, દાંપત્ય, શ્રમ ને સુખદુઃખની કહાણીની ગૂથણીના અહીં તાણાવાણા પુરાયા છે.

૧૩૫

રાંદેરી[1] બોર રે લે'રી મીઠાં બોર છે.
રાંદેરી બોરડી રે લે'રી મીઠાં બોર છે.
બોર ખાવા જેઈલી રે લે'રી મીઠાં બોર છે.
પૈસે પાસેર રે લે'રી મીઠાં બોર છે.

*

૧૩૬.

ખંધાળિયા[2] આંબામાં[3] [illegible] રે,
ખાટી મીઠી નાદી [illegible] રે.

---

૧. રાનેરી-રાનવગડાનાં, ૨. [illegible], ૩. [illegible] નામ.

ખાટી તાડી બૂમલ[1] માગે રે,
મીઠી તાડી લેવટ[2] માગે રે.
ખધાળિયા ખાંધમાં જાજે રે,
મારે માટે તાડી લાવજે રે.
મીઠી પોરી આંચી[3] માંડે રે,
ખધાળિયો જાર[4] તો નાખે રે!

*

૧૩૭.

વાંકી ખજૂરીની તાડી મારા છેલિયા
ઠોબલે તો પીધી જાહે રે લોલ!
ડાયા હુંદરની વાડી મારા છેલિયા
ઠોબલે તો પીધી જાહે રે લોલ!
મરઘો વેચે તાડી મારા છેલિયા
ઠોબલે તો પીધી જાહે રે લોલ!

*

૧૩૮.

પોરી તું રાંદેરથી આવી રે
મારે ભાગ બોર કેમ ની લાવી?
બોર તો ખાટાં ને મીઠાં રે
મે તો નજરે ના દીઠાં.

---

૧-૨ માછલીનાં નામો, ૩. માછલી પકડવાનું વાસનું પીંજરું, ૪. માછલી પકડવાની જાળ

ઓર ઓરડી હું રવડે રે
પોઈરાં ઝોરીમાં ટવરે[1] !

*

૧૩૯.

ચોરી તું કાં ગેઈલી મધરાત રે,
પોઈરે રડીને કાઢી રાત.
પોઈરે રડીને કાઢી રાત રે,
કાકીના બારણામાં ઓરડી.
કાકીના બારણામાં ઓરડી રે,
હું તો બોર ખાવા જેઈલી.[2]
હું તો બોર ખાવા જેઈલી રે,
સારી ડાળી જોઈ ચડી.
સારી ડાળી જોઈ ચડી રે,
ડાળી કડાક દઈ બોલી.
ડાળી કડાક દઈ બોલી રે,
હું તો બદાક દઈ પડી.
હું તો બદાક દઈ પડી રે,
કાકી સીધવો[3] લઈ દોડી.
કાકી સીધવો લઈ દોડી રે,
હું તો જીવ લઈને નાઠી !

*

---

૧. ઝોળીમા ટવળે=પારણામા રડે, ૨ ગયેલી, ૩. ગાડાનું ટેકણિયું.

મારા પઈણ્યાને બોલાવ મા વીંછુડો !
મારો પઈણ્યો ઝેર ઉતારશે મા વીંછુડો !

*

૧૪૫.

પઈણ્યો મારો નવસારી ગેઈલો મારા વા'લા,
હાથેની ગૂંથેલી મારી ઓઢણી રે લોલ !
નવસારીથી નખલી[1] વોરી લાઈવો મારા વા'લા,
હાથેની ગૂંથેલી મારી ઓઢણી રે લોલ !
નખલી પે'રુ ને કાન ઝલકે મારા વા'લા,
હાથેની ગૂંથેલી મારી ઓઢણી રે લોલ !
પઈણ્યો મારો સુરત શે'ર ગેઈલો મારા વા'લા,
હાથેની ગૂંથેલી મારી ઓઢણી રે લોલ !
સુરતથી સાકરાં વોરી લાઈવો મારા વા'લા
હાથેની ગૂંથેલી મારી ઓઢણી રે લોલ !
સાંકરા પે'રું ને પગ ઝલકે મારા વા'લા,
હાથેની ગૂંથેલી મારી ઓઢણી રે લોલ !
પઈણ્યો મારો મુંબઈ શે'ર ગેઈલો મારા વા'લા,
હાથેની ગૂંથેલી મારી ઓઢણી રે લોલ !
મુંબઈથી કાંઠલી[2] વોરી લાઈવો મારા વા'લા,
હાથેની ગૂંથેલી મારી ઓઢણી રે લોલ !
કાંઠલી પે'રુ ને ડોક ઝલકે મારા વા'લા,
હાથેની ગૂંથેલી મારી ઓઢણી રે લોલ !

*

૧. નથણી ૨ ગળાનું ઘરેણું (હાંસડી)

૧૪૬

ઝાઝેરી બાવરીમાં[1] ગેઈલી અઈલા રેવલા,
ઝાઝેરી બાવરીમાં ગેઈલી રે લોલ !

ઇંધણુનો ભારો લાવી અઈલા રેવલા,
ઇંધણુનો ભારો લાવી રે લોલ !

ભારો વેચીને પૈસા લાવી અઈલા રેવલા,
ભારો વેચીને પૈસા લાવી રે લોલ !

પારસીને પીઠે[2] ગેઈલી અઈલા રેવલા,
પારસીને પીઠે ગેઈલી રે લોલ !

પૈસાનો દારૂ પીધો અઈલા રેવલા,
પૈસાનો દારૂ પીધો રે લોલ !

સવાયાનાં ખાધાં ભજિયાં અઈલા રેવલા,
સવાયાના ખાધાં ભજિયાં રે લોલ !

ભજિયાં ખાધાં ને દારૂ ચઈડો અઈલા રેવલા,
ભજિયાં ખાધાં ને દારૂ ચઈડો રે લોલ !

પીધેલી એલફેલ બોલે અઈલા રેવલા,
પીધેલી એલફેલ બોલે રે લોલ !

*

૧૪૭

સરકારી બાવરી વઢાયલી રે,
મા પેલી સરકારી બાવરી વઢાયલી.

---

૧. બાવળનુ વન, ૨. તાડી–દારૂની દુકાન.

કાંટો ભાંઈગો ઝેરી રે,
મા પેલી સરકારી બાવરી વઢાયલી.

ડાકટર બોલાવો લે'રી રે.
મા પેલી સરકારી બાવરી વઢાયલી !

કાંટો કઢાવો ઝેરી રે,
મા પેલી સરકારી બાવરી વઢાયલી !
બઈરો[1] એ કાંટો બઈરું જીવવાનું,
ભઈરા સંસારમાં લાખી રે*
મા પેલી સરકારી બાવરી વઢાયલી !

*

૧૪૮.

કાં'ના રે મારી સંઘાતે ચાલ,
મને દેડકો બીઆડે !
પાણીલાં જાઉં મને દેડકો બીઆડે,
પાણી ના જાઉં મને દેડકો બીઆડે,
કાં'ના રે મારી સંઘાતે ચાલ,
મને દેડકો બીઆડે !

*

૧૪૯

ઓ મારા રંગીલા લાલ ! તું તો મને ગમતો જ નથી.
તું તો મારે ઓઢણી લાઈવો જ નથી.

---

૧. જન્મ્યો.
*ભર્યા સંસારમાં નાખી—ઓધાન રહેવું

ઓ મારા રંગીલા લાલ!
તું તો મને ગમતો જ નથી.
કાંઠલી પેર્યાની ઘણી હોંશ રે મારુજી,
તું તો મારે કાંઠલી લાઈ વો જ નથી.
ઓ મારા રગીલા લાલ!
તું તો મને ગમતો જ નથી.
નખલી પેર્યાની ઘણી હોંશ રે મારુજી,
તું તો મારે નખલી લાઈ વો જ નથી.
ઓ મારા રગીલા લાલ!
તું તો મને ગમતો જ નથી.
ચૂદડી પેર્યાની ઘણી હોંશ રે મારુજી,
તું તો મારે ચૂદડી લાઈ વો જ નથી.
ઓ મારા રગીલા લાલ!
તું તો મને ગમતો જ નથી.

*

૧૫૦

ઘાસિયુ કાટવા ગેઈલી ઝવેરી,
ઘાસિયું કાટવા ગેઈલી રે લોલ!
માથે છે ઘાસની પૂળી ઝવેરી,
હાથે છે પાનનાં બીડાં રે લોલ!
ઊભી બજારે ગેઈલી ઝવેરી,
ઊભી બજારે ગેઈલી રે લોલ!

પાંચી પર મન મો'યાં ઝવેરી,
પોંચી પર મન મો'યાં રે લોલ!
ઘૂઘરી છુમછુમ બોલે ઝવેરી,
ઘૂઘરી છુમછુમ બોલે રે લોલ!

*

૧૫૧.

તળાવલી પાળે બે આંબા હો બધવા,
તળાવની પાળે બે આંબા રે લોલ!
કૂદકો મારીને કેરી તોડી હો બધવા,
કૂદકો મારીને કેરી તોડી રે લોલ!
રખેવાળે બૂમ પાડી હો બંધવા,
રખેવાળે બૂમ પાડી રે લોલ!
હાઠી[1] જુવારમાં નાઠી હો બંધવા,
હાઠી જુવારમાં નાઠી રે લોલ!
રાતી જુવારમાં રાત રેઈલી હો બધવા,
રાતી જુવારમાં રેઈલી રે લોલ!
ઘરમાં છે કારિયુ[2] ગોધુ[3] હો બંધવા,
ઘરમાં છે કારિયું ગોધું રે લોલ!
ગોધું વેચીને દંડ ભઈરો હો બંધવા,
ગોધું વેચીને દંડ ભઈરો રે લોલ!*

*

---

૧. સાઠી—સાઠ દિવસમા તૈયાર થતી, ૨. કાળો, ૩. ગોધો (વાછરડો)·
*ચોરી કરનારને દંડ ભરવો પડે એવુ શિક્ષણાત્મક લોકગીત.

૧૫૨.

રાતું ગુલાબનું ફૂલ રે,

ગુલાબમાં રમતી'તી !

માડી મારા દિયરજી આણુલે આઈવા ! ગુલાબમાં૦
માડી તે તો જોડ જોડ પાલખી લાઈવા ! ગુલાબમાં૦
માડી એની પાલખી પાછી વારો ! ગુલાબમાં૦
માડી મારા જેઠજી આણુલે આઈવા ! ગુલાબમાં૦
માડી તે તો જોડ જોડ વેલડી લાઈવા ! ગુલાબમાં૦
માડી એની વેલડી પાછી વારો ! ગુલાબમાં૦
માડી મારા સસરાજી આણુલે આઈવા ! ગુલાબમાં૦
માડી તે તો જોડ જોડ માફલા લાઈવા ! ગુલાબમાં૦
માડી એના માફલા પાછા વારો ! ગુલાબમાં૦
માડી મારા પઈણાજી આણુલે આઈવા ! ગુલાબમાં૦
માડી તે તો જોડ જોડ સોટી લાઈવા ! ગુલાબમાં૦
માડી હું તો સોટીને ઝણકારે જાઉં રે ! ગુલાબમાં૦

*

૧૫૩. ઘોઘણબાઈ ધડાક

શનિ રાણી તું પણવા ચાલી,
ઢોઢણબાઈ લડાક !
તારો પઈણો જાહે કલ્યાણી
ઘોઘણબાઈ ધડાક !
તારી સાસુના બોલ તું કેમ સાંભરે
ઢોઢણબાઈ લડાક !

તારી નણુદી છે વીછણુ રે,
ઘોઘણુબાઈ ધડાક !
તે તો લેશે તારો જીવડો રે
ઢોઢણુબાઈ લડાક !
તારી જેઠાણી અરધની ભાગણી
ઘોઘણુબાઈ ધડાક !
બે દા'ડમાં બાંધશે જુદી છાપરી[૧]
ઢોઢણુબાઈ લડાક !
તારા પઇણાને લખજે કાગર,
ઘોઘણુબાઈ ધડાક !

卐

# પંચમહાલના ભીલોનાં લોકગીતો

## ગુર્જરીનું ભીલ ભાષામાં ગીત

સંગ્રાહક : લાલચંદભાઈ ધૂળાભાઈ નીનામા
નિવેદક : હરિસિંહભાઈ દેલજીભાઈ રાવળ

[ ગુર્જરીનું ગીત પંચમહાલના ભીલ–રાવળો એકતારા અને મંજીરાના તાલ સાથે સુંદર રીતે ગાય છે આ લોકગીત ભીલ પ્રદેશમાં પ્રખ્યાત છે. લગભગ દરેક ભીલ–રાવળને આ લોકગીત કંઠસ્થ છે.

આ લોકગીત શ્રીકૃષ્ણ ભગવાન અને ગુર્જરી વચ્ચે દાણની લીલા આલેખે છે અને દહીં વેચીને પાછા આવતાં ઘણો સમય થવાથી તેના સસરા, સાસુ, અને પતિ તરફથી સવાલો પૂછવામાં આવે છે અને તેના ઉત્તર ગુર્જરી આપે છે

એક દિવસ પાછલી રાતના વહેલી ઊઠી ગુર્જરી મહી વલોવે છે અને તે વલોવવામાં એટલી બધી મશગૂલ થઈ જાય છે, જેથી માથા પરથી ચૂંદડી નીચે પડી જાય છે તે વખતે તેના સસરા ત્યાંથી પસાર થતાં તેમને જોઈ ગુર્જરી ખૂબ શરમાઈ જાય છે. તેને એટલો આઘાત લાગે છે કે મારુ શરીર મારા સસરા જોઈ ગયા! તે શરમાઈ જાય છે.

શરમના શેરા પડે છે ને તે એકદમ દહીં ભરેલા ગોળાને પીઠ મારી તેમાં કૂદી પડે છે. ને તેથી દહીંછાશનો એટલો બધો મોટો રેલો થાય છે કે તે રોકવા સારુ બધા ગુર્જરો ભેગા થાય છે અને પાળો બાંધે છે; છતાં તે પાળો તોડીને વહી જાય છે. તે આગળ જતાં ગુજરાતમાં પસાર થઈ અરબી સમુદ્રને મળે છે, જેનું નામ છે મહીસાગર. ]

## ૧૫૪. ગુર્જરી

રે ગુજરાન[1] પરભાતે ઉઠચાને એનેયોર[2] રે,
પૂણ ઘે'ન વાસરુ દોયાંરે,[3] હોજી ને, ગુજરી.
ગુજરાન નંદા રે ગુજે'રની તું લડકી હઠીલા ઘેરે,
પરણ્યાં હોજીને, ગુજરી.
રે ગુજરાન લપાટીઝપાટીને[4] માથાં ગૂથે રે,
પૂણ માથે રે મેંદલી રાખે, રે હોજીને ગુજરી.
રે ગુજરાન માથામાં રાખેસે ઝીણી મેંદલી,
પૂણ લેલાડ[5] ટીલડો રાખે, રે હોજીને ગુજરી.
રે ગુજરાન લેલડ્યાં ઝીણો ટીલડો રાખે રે,
પૂણ નાકયાંમાં નાથડી રાખે, રે હોજીને ગુજરી.
રે ગુજરાન નાકયમાં રાખેસે ઝીણી નાથડી,
પૂણ ગળામાં દોરડો રાખે, રે હોજીને ગુજરી.
રે ગુજરાન ગળામાં રાખેસે ઝીણો દોરડો,
પૂણ ખાયાં સુડીલો રાળે, રે હોજીને ગુજરી.
રે ગુજરાન ધાયાંમાં કાપેડી ઝીણી પેરે રે,
પૂણ ઓડવાને દખણી સીરસે,[6] હોજીને ગુજરી.
રે ગુજરાન ઓડવા દખણીના વાલાં સીર રે,
પૂણ કેડ્યાં નેવરી રાખેસે, હોજીને ગુજરી.
રે ગુજરાન કેડ્યાંમાં રાખેસે ઝીણી નેવરી,
પૂણ ચોગ્યાં ઝાંઝર પેરેસે હોજીને ગુજરી.

---

૧. માનવાચક નામ છે, ૨. પાછલી રાતના, ૩ દોર્યાં, ૪. ઉતાવળથી, ૫. કપાળ, ૬. દક્ષિણી સાડી.

રે ગુજરાન સબેરે[1] સણુગાર સબે , પેર્યો,
ને રાણી મહીને[2] વેસણ સાલ્યાં, હોજીને ગુજરી.

રે ગુજરાન સોનાની સુમેળી[3] રૂપાં બેડલાં,
રાણી મહીને વેસણ સાલ્યાં, હોજીને ગુજરી.

રે ગુજરાન સોનાની તાકેડી[4] રૂપા દોરે રે,
પૂણ હોનાના તોલા લીધાં રે હોજીને ગુજરી.

રે ગુજરાન માથે રે ભરેલાં મહીનાં માટ[5] રે,
રાણી મહીને વેસણ સાલ્યાં રે, હોજીને ગુજરી.

રે ગુજરાન સાસુડી વરજીણીયાને[6] વરજે રે,
વહુ દલીમા[7] મથી[8] જાજો રે હોજીને ગુજરી.

રે ગુજરાન ગડાળના ઘાટામાં ઊભો સે ભોળો કાન રે,
કાન ધોળી ધેનુ સારે, હોજીને ગુજરી,

રે વઉવડ લેહેરે મારેગ મહીના દાણ રે,
તને જદીને[9] જાવા દેહે, રે હોજીને ગુજરી.

રે ગુજરાન આયજી[10] સબેરે દેસલડા[11] મેં તે જોયા રે,
મને દલી જોયાની ખાંતસે, હોજીને ગુજરી.

રે આયજી સબેરે દેશમાં મે તો જોયા રે,
મેં દાણ નથી આલ્યા હોજીને ગુજરી.

રે ગુજરાન સાસુના કીદેલાં વહુને માન્યાં,
મહીને વેસવા સાલ્યાં રે, હોજીને ગુજરા.

---

૧. બધા, ૨ દહી, ૩. ઓઢણુ, ૪. ત્રાજવું, ૫. માટલાં, ૬. રોકતું, ૭. દિલ્હીમાં, ૮. નહિ, ૯. ત્યારે, ૧૦. સાસુ, ૧૧. દેશ.

રે ગુજરાન ઠમકે ચાલે ગુજરી નાર રે,
આણી ચોગને પાછળ વાગેરે, હોજીને ગુજરી.

રે ગુજરાન વનખંડની ઉજાડે લોળો કાન રે,
ધોળી ધેને ચારે રે, હોજીને ગુજરી.

રે ગુજરાન આવતાં દેખ્યાં ગુજરી નાર રે,
કાનો વાટ ઓડી ઊભો રે, હોજીને ગુજરી.

રે ગુજરાન લાવજે મારગ મહીના દાણુ રે,
તું દાણુ ચુકાવી જાજેરે, હોજીને ગુજરી.

રે ગુજરાન આણી રે વાટડિયે નવે લાખ રે,
મે તને નવલો દાણી જોયો રે, હોજીને ગુજરી.

રે ગુજરાન રેવાં રે ગુગળ મથુરા ગામ રે,
હું જૂનાગઢનો દાણી, રે હોજીને ગુજરી.

રે ગુજરાન સવા રે લાખેનુ મારુ દાણુરે,
તુ દાણુ ચુકાવી જાજે રે, હોજીને ગુજરી.

રે ગુજરાન કાના જાતાનો જનમારો મારો ગયો રે,
મે દાણ નથી આલ્યાં રે, હોજીને ગુજરી.

રે ગુજરાન લેહું રે મારગ મહીનાં દાણુ રે,
તને જદીને જાવા દહુ રે, હોજીને ગુજરી.

રે કાના આસારે પાલવના લીલા ઝાડ રે,
એણે કાનરે રેડ માડી, રે હોજીને ગુજરી.

રે કાના નથી રે રાંદી નથી સોનુ રે,
તને કેના દાણુ આલુ રે, હોજીને ગુજરી.

રે કાના તોડજે કેસરિયા વડના પાન રે,
તને દૂધ મઈ પાઉંરે, હોજીને ગુજરી.

રે ગુજરાન ખાટાં રે લાગે તારાં દહી,
મન માખણ મોળાં લાગેરે, હોજીને ગુજરી.

રે ગુજરાન લાવજે મારગ મહીના દાણ રે,
તું દાણ સુકાડી જાજે રે હોજીને ગુજરી.

રે કાના દૂધ વકાવું રે દલીને હાટ રે,
તને વળતાં આલુ દાણ રે હોજીને ગુજરી.

રે કાના રીસના જજણી ભોળા કાન રે,
કાન જમડીને લાયા લુમ્યારે હોજીને ગુજરી.

રે કાના દલીમાં વકાવું મહીના માટ રે,
તને વળતાં દાણ આલુરે હોજીને ગુજરી.

રે કાના ઘેરેરે રોવેસે રાઇલ બાળ રે,
મારો પલો છોડી દેજો રે હોજીને ગુજરી.

રે ગુજરાન આલેસે માથાવાળી મેદલી,
કાનો માથુલાં દણગારે હોજીને ગુજરી.

રે ગુજરાન આલેસે નાકચાં વાળી નાથડી,
કાનો માથુલાં દણગારે હોજીને ગુજરી.

રે ગુજરાન આલેસે ગળાંન વાળો દોરડો,
કાનો માથુલાં દણગારે, હોજીને ગુજરી.

રે ગુજરાન લાવજે મારગ મહીના દાણ રે,
તું દાણ સુકાવી જાજે રે હોજીને ગુજરી.

રે કાના ઘેરેને શેવેસે નાનાં બાલ,
મને ઘરે જાવા દેજે રે, હોજીને ગુજરી.
રે કાના દેખશે નગરીના વાલા લોક રે,
એ લોક કાન ગુજરી લુટેરે, હોજીને ગુજરી.
રે કાના માથામાં તું હાથ · નથી આલે રે,
મારાં બેડુલાં નંદવાશે રે, હોજીને ગુજરી.
રે ગુજરાન નંદે તો નાંદવાને દેજે રે,
તને નવલાં બેડાં ઓરું રે, હોજીને ગુજરી.
રે કાના બાયડંડામાં હાથ મથી આલે રે,
મારા હાર મોતી તૂટે રે હોજીને ગુજરી.
રે ગુજરાન ટુટે તો ટુટવાને દેજે રે,
તને નવલા હારે ઓરું રે હોજીને ગુજરી.
રે કાના સાલુડામાં તું હાથ નથી આલે રે,
મારો સાલુડો નદવાશે હોજીને ગુજરી.
રે ગુજરાન નંદે' તે તો નંદવા દેજે રે,
તને નવલા સાલુ ઓરું રે હોજીને ગુજરી.
રે કાના સોડજે રે મારે ગડાને સેડો,
મને ઘેર જાવા દેજો રે હોજીને ગુજરી.
રે ગુજરાન ઘેર જાઈ સાસુડી પુસે વાત રે,
વહુ તને વાર કાં લાગી રે હોજીને ગુજરી.
રે આઈજી મળ્યા રે પીપરન વાલા લોક રે,
મને મળતાં વાર લાગી રે હોજીને ગુજરી.

રે ગુજરાન સસરો પુસે વાત રે વહુને,
વહુ બેડુલાં કાં ફોડયાં રે હોજીને ગુજરી.
રે સાસરા સાકડી સેરી રે કાનાના રાજ રે.
તાં ગાયને ગોદ્દો ગુમ્યાં રે હોજીને ગુજરી.
રે ગુજરાન નણદલ પુસે રે ભાભીને વાત રે,
તારો સાલુડો કાં ફોડયો રે હોજીને ગુજરી.
રે નણદી જાજારે ઝરેણાં પાતળી વાટે રે,
તાં વાવલીયે સાલુ ફોડયો રે હોજીને ગુજરી.
રે ગુજરી દેવર્યું પૂસે રે ભાભીને વાત રે,
તસું ભૂખળાં કાં થયા રે હોજીને ગુજરી.
રે દેવર્યા આયા રે ઉનાળા સ્વલા ભૂત રે,
હું ભૂત કલરીમાં પડી રે હોજીને ગુજરી.
રે ગુજરાન પરણ્યુ પુસે સે પરણીને વાત રે,
તમે કાજળ કા'ને રાખી રે, હોજીને ગુજરી.
રે પરણ્યા તપ્યાસે વૈશાખ ને જેઠ માંહ રે,
તેથે કાજળ રખીરે હોજીને ગુજરી.
રે ગુજરાન નંદા રે ગુજેરની લડકી,
તું સડયાને ઉત્તર આલે રે હોજીને ગુજરી.
રે ગુજરાન ઠગેરે ઠગારુ ગુજર નાર રે,
તું ઉત્તોરુની ભરેલી હોજીને ગુજરી.
રે ગુજરાન બારે રે ગોળાનો મહીનો માટ રે,
પૂણુ વનાં વસ્તારે ઘોળી રે હોજીને ગુજરી.

રે ગુજરાન આયારે પોતાના ઈ મસરો રે,
ઈ વના વસ્તારા ઉભા રે હોજીને ગુજરી.

રે ગુજરાન સસરાની દેખી પીઠે મારી રે,
ગોળામા ઠેકી પડયાં રે હોજીને ગુજરી.

રે ગુજરાન હથોલ ભીડાં તે મારા ગામ રે,
હુ ગુજેરીની લાકડી રે હોજીને ગુજરી.

એ ગુજરાન વાલા રે સસરાની મારી લાજ રે,
હું જમીનમાં ઊતરી જાઉ રે હોજીને ગુજરી.

રે ગુજરાન બારે રે ગોળાના માટ ફોડયા રે,
મહી ને ગુજરી નાઠા રે હોજીને ગુજરી.

રે ગુજરાન આપી રે નગરીના લોકો ઊલટયા રે,
સમદર ખાદી દીધા રે હોજીને ગુજરી.

રે ગુજરાન સરોવર પાળે ઈને ફોડી રે,
મહી ને ગુજરી નાઠા રે હોજીને ગુજરી.

રે ગુજરાન લોયાવેર સાવણીમાં મદર ખાધ્યાં રે,
મહી ને ગુજરી સાલ્યાં રે હોજીને ગુજરી.

રે ગુજરાન રાણોની ભાગોળે નાઠાં રે,
પૂણ પહાડ ફાટી નાખ્યા રે હોજીને ગુજરી.

રે ગુજરાન નાઠી રે મહીયરી ગુજરી નાર રે,
પૂણ સાગર ભેળા હોય રે હોજીને ગુજરી.

* * *

# ભીલ પુરુષોનાં ગીતો

## લગ્ન પ્રસંગનાં ગીતો

[ દુદો અને દામો એ બે ભાઈઓની જોડી છે. એ બન્ને ભાઈઓ સંપીલા છે. એકબીજા વગર ચાલતું નથી; બન્ને લૂંટારુ ટોળીના સરદાર છે; ધાડ–લૂંટ કરવામાં પાવરધા છે. તેમનાં પરાક્રમનું ગીત ભીલ લોકજીવનમાં વણાઈ ગયું છે.

લગ્નપ્રસંગે ભીલ યુવાનો જ્યારે "વાના"માં નાચવા સારુ રાત્રે ભેગા થાય છે, તે વખતે એકબીજાના ખભા પર હાથ રાખી ગોળ કૂંડાળામાં ફરતા ફરતા ગીત ગાય છે. ]

૧૫૫.

તારી દુદોજી દામોજી ભાઈ રે ડામોરિયા;[1]
ને હડું રે ભીયા[2] ને[3] હડું (૨)
તારી 'આલી'[4] કેરી ભાલડી[5] મંગાડે રે ડામોરિયા;
ને હડું રે ભીયા ને હડું (૨)
તારી હગરાપોરનો હરીયો મંગાડે રે ડામોરિયા;
ને હડું રે ભીયા ને હડું (૨)
તારી ખાંતે[6] ખાંતે હરીયો વહરાવે[7] રે ડામોરિયા;
ને હડું રે ભીયા ને હડું (૨)
તારી ખાંતે ખાંતે કામહું[8] નદરાવે[9] રે ડામોરિયા;
ને હડું રે ભીયા ને હડું (૨)
તારી કાળી[10] કેરો ભાઠો મંગાડે રે ડામોરિયા;
ને હડું રે ભીયા ને હડું (૨)

---

૧. ડામોર–અટક છે. ૨. ભાઈ, ૩. નહિ, ૪. આલીરાજપુર, ૫. તીર, ૬. જાતે ભાતે, ૭. બધાવે, ૮. મનુષ્ય, ૯. મનુષ્યને પકડ બધાવવી, ૧૦. કાળી નદી.

તારી ખાંતે ખાંતે ભાલડી નીહાણે રે ડામેરિયા;
નૈ હટું રે ભીયા નૈ હટું (૨)
તારી ઉદાં નગરાં સતાં ફેરે રે ડામેરિયા;
નૈ હટું રે ભીયા નૈ હટું (૨)
તારી દીદો નગારિયો ડકો[૧] રે ડામેરિયા;
નૈ હટું રે ભીયા નૈ હટું (૨)
તારી ધાડયાંની[૨] પીપે રે ધાડયાં લેળી રે ડામેરિયા;
નૈ હટું રે ભીયા નૈ હટું (૨)
તારી સાટવે[૩] સડીને હેરા[૪] ઘાલ્યાં રે ડામેરિયા;
નૈ હટું રે ભીયા નૈ હટું (૨)
તારિ હેરી સે લીલવા કેરી રાડી રે ડામેરિયા;
નૈ હટું રે ભીયા નૈ હટું (૨)
તારી લીદી સે લીલવા કેરી રાડી રે ડામેરિયા;
નૈ હટું રે ભીયા નૈ હટું (૨)
તારી બોરાં ખાતાં બોકડી[૫] લીદી રે ડામેરિયા;
નૈ હટું રે ભીયા નૈ હટું (૨)
તારી ડાબેણુંથી[૬] ડાબા[૭] લીદા રે ડામેરિયા;
નૈ હટું રે ભીયા નૈ હટું (૨)
તારી માળે સરતી ગાવડી લીદી રે ડામેરિયા;
નૈ હટું રે ભીયા નૈ હટું (૨)

---

૧. ડંકો, ૨. ધાડું, ટોળુ, ૩. સાગના ઝાડનું નામ, ૪. નજર રાખી, ૫. બકરી, ૬. પાણીથી ભરેલો ખાડો, ૭. ભેંસો.

તારી ગોખલે'થા ગરેણાં લીદાં રે ડામોરિયા;
ને હટ્ટું રે ભીયા ને હટ્ટું (૨)

*

## ૧૫૬. દુષ્કાળના સમયનાં ગીત

ઉસે કહુડે[1] પાણીર પાણી મેવલિયું (૨)
હો પડી ગ્યો ઢંઢુકાળ[2] પાણી મેવલિયું (૨)
તારી હપના[3] હરકો સાળોર પાણી મેવલિયું (૨)
તારી કોઠ્યાં[4] ધાનડ ખૂટયાંર પાણી મેવલિયું (૨)
હો મનખાં ભૂખે મરેર પાણી મેવલિયું (૨)
તારી કથીર વેસી ખાદુર પાણી મેવલિયું (૨)
તારી જગાં વેસી ખાદીર પાણી મેવલિયું (૨)
તારી સોરાં ભૂખે મરેર પાણી મેવલિયું (૨)
તારી ગરેણાં ખાલી થાયાંર પાણી મેવલિયું (૨)
તારી વાણિયાંના સોરાં ધાપ્યાંર પાણી મેવલિયું (૨)
તારી નદીયા નીર હુકયાંર પાણી મેવલિયું (૨)
હો લીલા લીમડ હુંકયાર પાણી મેવલિયું (૨)
તારી મનખાં તરહે[5] મરેર પાણી મેવલિયું (૨)
હો ડગરાં[6] તરહે મરેર પાણી મેવલિયું (૨)
તારી કળજુગ આવી લાગ્યોર પાણી મેવલિયું (૨)
હો ડુંગરિયે ખડલી[7] હુંકીર પાણી મેવલિયું (૨)
તારી પડી ગ્યો ઢંડુકાળર પાણી મેવલિયું (૨)

*

---

૧. કવડો, ઝાડ, ૨. ભારે દુષ્કાળ, ૩. છપ્પનિયો દુષ્કાળ, ૪. કોઠી, ૫. તરસે, ૬. ઢોર–પશુઓ, ૭. ઘાસ.

૧૫૭.

[ નીચેના લોકગીતમાં દુષ્કાળ પડવાનાં ચિહ્નો કેવાં દેખાવા લાગે છે અને દુષ્કાળ પડે તો માણસોની શી દશા થશે તેનું ભીલજીવન લોકગીતમાં ઉતારેલું છે ]

લીલા લીમડ હુકયા, ભાઈ લીમજી (૨)
પડી ગ્યો ડડુકાળ, ભાઈ લીમજી (૨)
ડુંગોર સારૂ ટેકયુ, ભાઈ લીમજી (૨)
નદીયે નીરા હુકયા, ભાઈ લીમજી (૨)
ગાવડી લટી જાહે, ભાઈ લીમજી (૨)
ભેસ્યાં લટી જાહે, ભાઈ લીમજી (૨)
કોઠે ધાનડ ખુંટયાં, ભાઈ લીમજી (૨)
માનવી લટી જાહે, ભાઈ લીમજી (૨)
પોરિયાં મરી જાહે, ભાઈ લીમજી (૨)
સપના હરકો સાળો, ભાઈ લીમજી (૨)
હુ રે કરી ખાહુ, ભાઈ લીમજી (૨)
કામ ને ધધા ખોળો, ભાઈ લીમજી (૨)

*

૧૫૮.

[ ભીલો જંગલના પ્રદેશમાં રહે છે એટલે શિકાર કરવાનો શોખ એ સ્વાભાવિક છે

ગામના જુવાન અને આધેડ વયના પુરુષો શિકાર કરવા માટે જંગલમાં જાય છે. ત્યા કયાં કયાં પશુઓ મળશે અને તેનો કયા હથિયારથી શિકાર કરાશે એ આ લોકગીતમાં ગવાય આવે છે. ]

તારી ડુંગોરમાં હીનો[1] હીનો ટોળોર[2] મ ગલ્યા ઘાટે રેડ લાગી(૨
તારી ડુંગોરમાં હાહલિયાંનો[3] ટોળોર " " " (૨)
તારી હાહલિયાંને હીને[4] હીને મારહુર " " " (૨)
તારી હાહલિયાંને બળુહાટીને[5] મારહુર " " " (૨)
તારી ડુંગોરમાં હીનો હીનો ટોળોર " " " " (૨)
તારી ડુંગોરમાં હુવેરનો ટોળોર " " " " (૨)
તારી હુવેરને હીને હીને મારહુર " " " " (૨)
તારી હુવેરને ગોળિયાટીને મારહુર " " " " (૨)
તારી ડુંગોરમાં હણિયાંનો ટોળોર " " " " (૨)
તારી હણિયાને હીને હીને મારહુર " " " " (૨)
તારી હણિયાને અણુહાટીને[6] મારહુર " " " " (૨)
તારી ડુંગોરમાં લાવડિયોનો ટોળોર " " " " (૨)
તારી લાવડિયોને રોણડાટીને[7] મારહુર " " " (૨)
તારી ડુંગોરમાં હીનો હીનો ટોળોર " " " " (૨)

*

૧૫૯.

[ ઝાંઝરવા ગામ એ રાજસ્થાનમાં આવેલું છે અને ત્યાં મંગળિયો કટારો ભીલ પ્રખ્યાત ધાડપાડુ છે. તેનો સાગરીત ભૂરિયો ભીલ છે.

હરિનગરના દલાલનું ખૂન થાય છે અને તેને લૂટી લેવામાં આવે છે તેથી તપાસ કરતાં ધાડપાડુ મગળિયે લૂટ કરી છે તેવી દોલસિંગ દરબારને ખબર મળે છે. તે પરથી મંગળિયા કટારાને કાગળ મોકલી દરબારમાં બોલાવે છે. ત્યાં નીડરપણે મગળિયો પોતે ગુનો કર્યાનો એકરાર કરે છે ]

---

૧. શાનો, ૨. ટોળુ-જૂથ, ૩. સસલાં, ૪. શાનાથી, ૫. લાકડાનો કકડો ફેંકીને, ૬. તીર ફેંકીને, ૭. વાંસની ગાંઠના બનાવેલ તીરથી.

તારી ઝાંઝરવામાં કુણ્ ગમેતી વાજે રે
દોલેસિંગ ધરતી કેમ આલું.
તારી ઝાંઝરવામાં મંગળિયો કટારો રે
દોલેસિંગ ધરતી કેમ આલું (૨)
તારી મંગળ્યાની ને ભૂરિયાની જોડી રે
દોલેસિંગ ધરતી કેમ આલું. (૨)
તારી હરિનગરનો કલાલ કેણે લૂટયો રે
દોલેસીગ ધરતી કેમ આલું (૨)
તારી ભૂરિયે હેર્યો ને મગળ્યે લુંટયો રે,
દોલેસિગ ધરતી કેમ આલું. (૨)
તારી કાનડા કાપીને કઠોકા કાઢ્યા રે,
દોલેસિગ ધરતી કેમ આલું. (૨)
તારી હાથલડા કાપીને ભોરીલા કાડયા રે,
દોલેસિંગ ધરતી કેમ આલું. (૨)
તારી કેહડ્યાં કાપીને કદોરો કાડયો રે,
દોલેસિગ ધરતી કેમ આલું. (૨)
તારી પોગડલા કાપીને નંગર કાઢ્યા રે,
દોલેસિગ ધરતી કેમ આલું. (૨)
તારી કોરાં કોરા કાગદિયા લખાડો રે,
દોલેસિગ ધરતી કેમ આલું. (૨)
તારી ઈ કાગદિયાં મગળ્યને પોસાડો રે,
દોલેસિગ ધરતી કેમ આલું. (૨)
તારી મગળ્યા તને દરબારે બોલાવે રે,
દોલેસિંગ ધરતી કેમ આલું. (૨)

તારી કેરે મગળ્યા; ખરી સે કે ખોટી રે,
દોલેસિંગ ધરતી કેમ આલું. (૨)
તારી હરિનગરનો કલાલ કેણે લૂંટયો રે,
દોલેસિગ ધરતી કેમ આલું. (૨)
તારી હરિનગરનો કલાલ હાંડે લૂંટ્યો રે,
દોલેસિગ ધરતી કેમ આલું. (૨)
તારી મગળ્યો લૂટ્યોને ભૂરિયે ભાળ્યો રે,
દોલેસિગ ધરતી કેમ આલું. (૨)

*

૧૬૦.

[આ શૌર્યગીત વીરરસથી ભરપૂર છે. ભીલો ધાડ, લૂટફાટ, કરે, પણ ગામના કે દેશના રક્ષણ માટે કેવા સજાગ અને બહાદુર હોય છે તેનો ચિતાર આ ગીતમાં જોવા મળે છે.

અસલના સમયમા ભીલોનાં નાનાં રાજ્ય હતાં અને તેના રક્ષણ માટે એકસંપીને ગામનાં ગામ ભેગાં થઈ જતાં અને જીવ સટોસટ લડાઈ લડતા તેના સાક્ષાત્ દર્શન આ ગીત વાંચનાં થયા વગર રહેશે નહિ.]

મેગીયા ખરીપુનીમીયો[૧] દાડો હે રે ભાઈ ભાઈ (૨)
મેગીયા સોરે બેઠા મનસુબો કરે હે રે „ „ (૨)
મેગીયા ઉદાં નગારીયાં સત્તાં ફેરો હે રે „ „ (૨)
મેગીયા દીધો નગારીયોનો ડકો હે રે „ „ (૨)
મેગીયા બારે પાડાના ભીલડ ભેળા હે રે „ „ (૨)
મેગીયા ભિલડા[૨] ગણુતી લગાડો હે રે „ „ (૨)

---

૧. પૂર્ણિમાનો ચંદ્ર. ૨. ભીલોનું જૂથ.

મેગીયા ભિલડા તે લાખ ને કરોડ હે રે ભાઈ ભાઈ (૨)
મેગીયા બધુકચાની ગણુતી લગાડો હે રે ,, ,, (૨)
મેગીયા બધુકચા તે હાતહેને હાત હે રે ,, ,, (૨)
મેગીયા તરવાર્યુંની ગણુતી લગાડો હે રે ,, ,, (૨)
મેગીયા કામઠીની ગણુતી લગાડો હે રે ,, ,, (૨)
મેગીયા કામઠી તે સારહે ને સાર હે રે ,, ,, (૨)
મેગીયા ઢાલડીની ગણુતી લગાડો હે રે ,, ,, (૨)
મેગીયા ઢાલડી તે તણુસો ને તાણુ હે રે ,, ,, (૨)
મેગીયા રણુગા[1] વાળી ભીંતે રાજ્યા લડે હે રે ,, ,, (૨)
મેગીયા બધુકચાંના મોરસા ત્રુટે હે રે ,, ,, (૨)
મેગીયા તરવાર્યાની વીજળી ઝબુકે હે રે ,, ,, (૨)
મેગીયા હરિયાનો વરહે ઝીણો મેગ હે રે ,, ,, (૨)
મેગીયા ઢાલડીનું ભમે કાળો આભ હે રે ,, ,, (૨)
મેગીયા ધાડચા[2] ઉપેર ધાડચા લૂમે[3] હે રે ,, ,, (૨)
મેગીયા માથાં પડે ને ધોડાં લડે હે રે ,, ,, (૨)

*

૧૬૧

[ એક સાધનસપન્ન ભીલ કેવો હોય છે તેનું વર્ણન આ ગીતમાં કરવામાં આવેલ છે.

શૃંગારરસથી ભરપૂર આ ગીત છે. અભણ પ્રજામાં લોકગીતો કેવી રીતે સચવાઈ રહ્યા છે તે આપણે જોઈ શકીએ છીએ. ]

---

૧ ડુંગરનું નામ, ૨ ફોજ, ૩ પહોંચે

વાહવાડાની હેરીયે' નરહિંગ ઝોલાં લેરે ઝોલાં લે. (૨)
મારડી[1] મોસ્યુનો ” ” ” ” ”
ભમરીયાં પટાંનો ” ” ” ” ”
કાજળી[2] આંખ્યોનો ” ” ” ” ”
અમળીયા ખભાંનો ” ” ” ” ”
સામળી સાતીનો ” ” ” ” ”
પાતળી કેડયાંનો ” ” ” ” ”
કાનાં'માં કઠોડા ” ” ” ” ”
હાથાંમાં ભોરીલાં ” ” ” ” ”
કેડયાંમાં કણદોરો ” ” ” ” ”
ખાંદે[3] બંદુકયાં ” ” ” ” ”
હાથુમાં તરવાર્યાં ” ” ” ” ”
સોનીડાંના ' હાટાં[4] ” ” ” ” ”
કઠોડા મૂલાવે ” ” ” ” ”
હરામીને હાટાં ” ” ” ” ”
ભોરીલા મૂલાવે ” ” ” ” ”
કંદોરા મૂલાવે ” ” ” ” ”
ઘોરીડા મૂલાવે ” ” ” ” ”
ઘોડીલા મૂલાવે ” ” ” ” ”
ભેંસડી મૂલાવે ” ” ” ” ”
ગાવડી મૂલાવે ” ” ” ” ”
વાહવાડેની હેર્યાં[5] ” ” ” ” ”

---

૧. વાંકી, ૨. કાળી ભમ્મર આંખો, ૩. ખભા પર, ૪. હાટ-બજાર, ૫. શેરીમાં.

હુતાર્યા વાડચામાં  નરહિંગ ઝોલાં લેરે ઝોલાં લે.
કામઠી ઘડાવે ,, ,, ,, ,, ,,
સમર્યા' વાડચામાં ,, ,, ,, ,, ,,
કામઠી નંદરાવે ,, ,, ,, ,, ,,
હગાર્યા વાડચામાં ,, ,, ,, ,, ,,
હરીયો વહરાવે ,, ,, ,, ,, ,,
લવાર્યા વાડચામાં ,, ,, ,, ,, ,,
ભાલડી ઘડાવે* ,, ,, ,, ,, ,,

*

૧૬૨.

[રંગજી એ એક પ્રખ્યાત આગેવાન છે તેને રાજ્યના ઝઘડામાં વાસવાડાની જેલમાં સજા થાય છે તેને મળવા માટે તેના સાગરીતો જાય છે ત્યારે મળવા દેતા નથી મુલાકાત મળે તે માટે જેલરને દર-દાગીનાની લાન્ચ અપાય છે છતાં મુલાકાત મળતી નથી ]

વાહવાડા રંગ મેલામા રંગજી જોવા દીજેરે (૨)
કાનુડાનુ કંઠોડુ આલું રંગજી જોવા દીજેરે (૨)
નૈ રે લેતો નૈ રે જોવા દેતો રંગજી જોવા દીજેરે (૨)
હાથુના ભોરીલાં આલુ રંગજી જોવા દીજેરે (૨)
નૈ રે લેતો નૈ રે દેતો રંગજી જોવા દીજેરે (૨)
કેડચાનો કંદોરો આલુ રંગજી જોવા દીજેરે (૨)
નૈ રે લેતો નૈ રે દેતો રંગજી જોવા દીજેરે (૨)

*

* નોંધ : ઢાલ ઘડાવે, વગેરે આગળ આવે છે

૧૬૩.

કાળી કથાર કાળાં જાળાં રે સાલ સોરી (૨)
કથારા ખાવેનું મન થાસુ રે ,, ,, (૨)
કથારા ખાદાંને માયા લાગી રે ,, ,, (૨)
માયા લાગીને જાતાં રીયે રે ,, ,, (૨)
જાતાં રેહુ ને હું ખાહુ રે ,, ,, (૨)
જાહુ ઉજાણી પાલે રે ,, ,, (૨)
તાં સે મારેડો મામો રે ,, ,, (૨)
મામો જાણુરે ને પાસા ફેરહે રે ,, ,, (૨)

[ નોંધ : આ પ્રેમ ગીત છે. ]

*

૧૬૪.

ગોધરાવાળી સડકે ટાંડો હાંકયો હે[1] રે માલા,
માલના ભરેલા પાડાં આવે હે રે માલા,
ગોધરાવાળો ઘાસી દાણુ માગે હે રે માલા,
ખાલી રે ઢાંડી[2] કેસુ દાણુ હે રે માલા,
પોઠીડે પોઠીડે ટકો[3] લાગ હે રે માલા,
વળતાં સુકવાડું તારા દાણુ હે રે માલા,
દેહવોદવાળી[4] સડકે ટાંડો આવે હે રે માલા,
માલના ભરેલા પાડા આવે હે રે માલા,
દેહવોદવાળો દેહાઈ દાણુ માંગે હે રે માલા,
ભરી ઢાંડીનું કેસુ દાણુ હે રે માલા,
પોઠીડે પોઠીડે સવા સવા રૂપી[5] હે રે માલા,

*

૧. છે, ૨. બળદ–પોઠિયો, ૩. પૈસો, ૪. દાહોદવાળી, ૫. રૂપિયો.

૧૬૫

સુરીલા ને માથે ં મોના કલેંગી મોર નાસે
ભમર ભોરીલાંવાળો કંઈનો ઠાકેરીયો મોર નાસે.
ભમર ભોરીલાંવાળો નગજી ઠાકેરીયો મોર નાસે.
પીળાં સુડીલાવાળી મારી કકુડી ઠાકેરાણી મોર નાસે.

*

૧૬૬.

મોરીલે ડુંગેર મોર્ કેહાર્યો હાંડ મોરીલો. (૨)
હાલી[1] વાહેણનું[2] કામડુ રે લોલ.
નંઈથો ઉડામો ભર્યો હાંડ મોરીલું,
હાલી વાહેણનું કામડુ રે લોલ.
જાઈ બેઠુ રાયણીને ડાળે હાંડ મોરીલું,
હાલી વાહેણનું કામડું રે લોલ.
રાયણાં સગે ને રોળી કરે હાંડ મોરીલું,
હાલી વાંહેણનું કામડુ રે લોલ.

*

૧૬૭

[ આ ગીતમા આદિવાસી માછલી પકડવા સારુ જાળ કેવી રીતે બનાવે છે અને તેને પકડવા માટે મોઈને બોલાવે છે તેનુ વર્ણન છે. ]

જળ જાંબુડાના ડાળા હેટે રેતી સુંગાળી રાંડ માસેલી.[3]
તારી માસેલીને માર્યા વિન્યાં[4] મરે „ „ „

---

૧. કુમળી અને ચીકણી વાંસની જાત, ૨. વાંસનુ ઝાડ, ૩. માછલી, ૪. વગર

તારી અમદાવાદથી રૂ મગાડું સુગાળી રાંડ માસેલી
તારી ઝીણાં ઝીણાં રૂ કતાડું " " "
તારી તીની વણાવું ભમ્મર જાળ " " "
તારી દેવોદેથી[1] બાંધડું[2] બોલાવું " " "
લોયડે ભમાવી ભમર જાળ " " "
તારી માસેલી તે મારી હારી[3] લીહી[4] " " "

*

૧૬૮

## ભીલ સ્રીઓનાં ગીતો

[બજારથી હળદર લાવ્યા પછી તેનું વધામણું કરતી વેળા નીચેનું ગીત ગાય છે.]

ભમરો એકે વધાવો ભમરો અડી રીયો....(૨)
ભમરો દિવલડે વધાવો ભમરો અડી રીયો .. (૨)
ભમરો મોકલડે વધાવો ભમરો અડી રીયો ...(૨)

*

૧૬૯

[ વરને તેલ ચડાવતી વખતે આ ગીત ગાય છે ]

ધોળી તલીના તેલરે વાણિયાના લાડા,
ઘેરમાં ઇજવાળાં વહી રીયાં રે........(૨)
કાળી તલીના તેલરે સમરાની લાડી,
ઘેરમાં ઈંદારાં વહી રીયાં........(૨)
કેરે વાણિયાના લાડા તેલ કાંશુ લાયોરે (૨)

1. દાદોદથી, ૨ બોર્ડ, ૩ હર્ડ, ૪. લીધી.

દેહવદોથુ લાચો મોભડે સરકાવ્યું....(૨)
મોભડે સડાવ્યું સોટીથે સડાયું....(૨)

*

૧૭૦.

[ નીચેનું ગીત ગણેશપૂજનને દિવસે વર અથવા કન્યાને ખાંડણિયામાં બેસાડી તેના ઉપર એક કપડામાં ડાંગર મૂકી મુશળથી ખાંડવાની વિધિ ત્રણ છોકરા અને ચાર છોકરી પાસે કરાવે છે. તેને 'ધાણુ ભર્યાં' એમ કહે છે. ]

ઘાણુ ભરીયો રે, હવામૂણુનો રે, (૨)
વેવાણી પૂસે રે કીતરો ભર્યો,........(૨)
વેવાણી ઘણો નથી ભર્યો,
વેવાણી થોલો નથી ભર્યો;
ઘાણુ ભરીયો રે હવામૂણુનો. (૨)

*

૧૭૧.

[ નીચેનું ગીત, વર પક્ષ તરફથી કન્યા પક્ષને ત્યાં પાંચ કે સાત માણસો "હગદ" અને તેના ગાંઠિયા આપવા જાય છે, એટલે કે, વરનું ગણેશપૂજન થઈ ગયું છે તેની જાનના સમાચાર આપવા જાય ત્યારે તેને ઘીના દીવાથી વધાવી લે છે તે વખતે આ ગીત ગાવામાં આવે છે.]

પોરીયું આયું ને હું લાયું સાહેલડી....(૨)
માથા ઉપેર ગાગરી મેલી આયું સાહેલડી....(૨)
મડીયું આયુંને હું લાયું સાહેલડી....(૨)
માથા ઉપેર ગાઠા બાંધી આયું સાહેલડી....(૨)

*

૧૭૨.

હળદી મેંદીને રંગતાળી જોડી હે રે મેંજા,
નીહારે ને આવે.
ભાયો ને બેનને રંગતાળી જોડી હે રે મેંજા,
નીહારે ને આવે.
દાદો ભાભીની રંગતાળી જોડી હે રે મેંજા,
નીહારે ને આવે.
કાકો કાકીની રંગતાળી જોડી હે રે મેંજા,
નીહારે ને આવે.
ગોવિંદ વિજયસિંહની રંગતાળી જોડી હે રે મેંજા,
નીહારે ને આવે.
લાડો લાડીની રંગતાળી જોડી હે રે મેંજા,
નીહારે ને આવે.

*

૧૭૩.

[વરસમાં એક વાર રમાપોરમાં હાટ ભરાય છે ને ત્યાંની પગે બાંધવાની ઘૂઘરી અને હાથે બાંધવાનાં છોગાં વખણાય છે.]

ભાયો ગ્યો તો રમાપોર હાટડીયાં,
લાયો લાયો રમાપોરની ઘુઘરડી,........(૨)
સમુડી માંગે રમાપોરની ઘુઘરડી,........(૨)
હાસી વાગે રમાપોરની ઘુઘરડી,........(૨)
ભાયો લાયો રમાપોરની ફુમતડી,........(૨)
હાસી સુભે રમાપોરની ફુમતડી........ (૨)

*

૧૭૪.

વડલાની વડવાઈ રે એનાં વડલા હો માંય,
સડી ગઈ હો સેલી રે હો મોતીયાર,
હાથમાં ભોરીલાં એનાં વડલા હો માંય,
પેરી ગીયો સેલી રે હો મોતીયાર રાણીજાયો,
કેડયાંના કદોરા એના વડલા હો માંય,
પેરી ગીયો સેલી રે મોતીયાર રાણીજાયો,
કાનાંના કઠોડા એના વડલા હો માંય,
પેરી ગીયો સેલીરે હોરે મોતીયાર રાણીજાયો.
વડલારે હો૦

*

૧૭૧

તારી ટુંગલીમાં કંઈ રે માળેણુ તારી, (૨)
મારી ટુંગલીમાં મુળો ભીલેડ, (૨)
તું તે આલહે કે નહિ રે માળેણુ, (૨)
તું તો લેહેકે ઠગે રે ભીલેડ,
તારી ટુંગલીમાં કંઈ રે માળેણુ,
મારી ટુંગલીમાં કાંદા ભીલેડ,
તું તે આલે હે કે નહિ રે માળેણુ,
તું તે લેહે કે ઠગે રે ભીલેડ.

*

૧૭૬.

ઈનાથા ગામનો કુણુસે પટેલ, ફરેગી લલકારો રે
ઈનાથા ગામનો હીરકો પટેલ, „ „

ફરતો ને ફરતો ફરેંગી આયો, ફરેંગી લલકારો રે
ઈનાથા ગામની ગલી પટલેણ. „ „

*

૧૭૭.

ધમાં ધમાં સાલો ઉદાયોર જાયે વીરા (૨)
લીલુડી હણુગારો ઉદાયોર જાયે વીરા. (૨)

*

૧૭૮.

પીયુ પીયુ બોલે મારો પોપટડો, (૨)
કઈને ગામ જાહે ભાઈની જાનેડી, (૨)
રણીયાર ગામ જાહે ભાઈની જાનેડી. (૨)

*

૧૭૯.

[ દીકરીને દેજ લઈને પરણાવે છે. તે પછી તેને સાસરિયામાં ખૂબ દુઃખ પડે છે. ત્યારે કન્યા નિસાસા નાખી કહે છે કે મારા બાપા, ભાઈ, કાકા, બાબા, વગેરેએ પૈસાના લોભથી મને વેચી નાખી છે ને તેથી હું હવે દુઃખમાં સપડાઈ છું. મને કોણ છોડાવે? એટલે કન્યા સંદેશો મોકલે છે કે ગાડાના બળદ આપો ભાઈના હાથના બોરીલાં આપો, કાકાના કાનનાં કુંડળ આપો પણ મને બંદીખાનામાંથી છોડાવો. ]

બાપો મારો રૂપિયાંનો લોભી,
બાળક બનડી વેચી ખાદી.
આવો રે બાપા ગાડેના ધોરીડા,
સુડો રે બાઈના બંદીખાના.

વીરો રે મારો રૂપિયાનો લુભી,
બાળક બનડી વેસી ખાદી.
આલો રે વીરા હાથનાં ભોરીલાં,
સુડો રે બેનનાં બંદીખાનાં.
બાબો મારો રૂપિયાનો લોભી,
બાળક બનડી વેસી ખાદી.
આલો રે બાબા કાનાના કઠોડા,
સુડો રે બાઈના બંદીખાનાં.

*

૧૮૦

[ વર કન્યાના લગ્ન લેવાયા બાદ બજારમાંથી બળદ ખરીદી લાવતી વેળા આ ગીત ગાવામાં આવે છે ]

હળદી તે માળવડે હમળાયા બડા રાજ,
હરજી ઢાળ્યો જીરેજી.
હળદી તે તાકડીયે તોલાયા બડા રાજ,
હરજી ઢાળ્યો જીરેજી.
હળદી તે ભાહુલે ભગાયા બડા રાજ,
હરજી ઢાળ્યો જીરેજી.
હળદી તે વાટકડે ઘુટાયા બડા રાજ,
હરજી ઢાળ્યો જીરેજી.
હળદી તે વાટકડે દેવાયાં બડા રાજ,
હરજી ઢાળ્યો જીરેજી.

*

૧૮૧.

[ નીચેના ગીતમાં બન્ને વેવાઈઓની સરખામણી કરવામાં આવી છે. ]

સીંડીયે બેઠા સાર જણા મારા વેવાઈડા,
સોરે બેઠા પાંસ જણા મારા વીરાને પરખાવો;
હીલો બેઠો હીરકો ઠાકોર ભમર લોરીયાં,
હેલો બેઠો રામલો વેવાઈ ખાંડાં નખોરાંવાળો.
સીંડીયે બેઠીયે સાર જણી સારી વેવાણી પરખાવો,
સોરે બેઠી પાંસ જણીઓ મારી બેન્નાંને પરખાવો,
સીંડીયે બીઠી સમુડી વેવણ ખાંડાં નકોરાંવાળી,
હેલી બીઠી પીળી સુડીલાવાળી હીરકી બેનાં,
હેલો બેઠો હડચો જમાઈ પીળી પાઘડીવાળો.

*

૧૮૨.

[ ભીલ સ્ત્રીઓ નીચેનું ગીત કૂદી કૂદીને ગાય છે અને અભિનય કરતી જાય છે. ]

હુનેનો હરીયો હુનેનો હરીયો,
રમાપોર ગ્યોતો હલી રમાપોર ગ્યોતો હલી (૨)
લીહી જાવેનું બીહી જાવેનું લીહતું રાજ
રમાપોર ગ્યોતો હલી (૨)
ઉજું થાવેનું ઉજુ થાવેનું ઉજુંરાજ
રમાપોર ગ્યોતો હલી (૨)

સાલી પડવેનું સાલી પડવેનું સાલતું રાજ
રમાપોર ગ્યોતો હલી (૨)
રમવા જાવેનું રમવા જાવેનું રમતું રાજ
રમાપોર ગ્યોતો હલી (૨)

*

૧૮૩.

[ નીચેનું ગીત લગ્ન પ્રસંગ પર સ્ત્રીઓ ગાય છે નવવધૂ પોતાની સાહેલીઓ સાથે પાણી ભરવા જાય છે. તેને ત્યાથી આવતાં મોડું થવાથી સાસુ વહુનો હિસાબ માગે છે. ત્યારે વહુ કહે છે : ગામમાં નવો કૂવો અને નવી વાવ હમણાં જ તૈયાર થયેલ છે. તેથી ત્યાં પાણી ન ભરતાં તળાવે પાણી ભરવા ગઈ હતી ને ત્યાથી સાહેલીઓ સાથે બજારમાં જતા અને આવતાં મોડું થયુ ]

નવો કૂવો રે નવી વાવ
પાણીલાં ગઈતી રે તળાવ.
ગઈતી ગઈતી વાણીલાંને હાટ,
પાણીલાં ગઈતી રે તળાવ.
સુનેડી[1] સુલાવતાં લાગી વાર,
પાણીલાં ગઈતી રે તળાવ.
ગઈતી ગઈતી સુનીડાંને[2] હાટ,
પાણીલાં ગઈતી રે તળાવ.
દોરીડો સુલાવતાં લાગી વાર,
પાણીલાં ગઈતી રે તળાવ.
ગઈતી ,ગઈતી સોનેડાને હાટ,
પાણીલાં ગઈતી રે તળાવ.

---

૧. ચૂદડી, ૨ સોનીને.

ચીલડી ઝુલાવતાં લાગી વાર,
પાણીલાં ગઈતી રે તળાવ.
મિદલી ઝુલાવતાં લાગી વાર,
પાણીલાં ગઈતી રે તળાવ.

*

૧૮૪.

[ એક નવવધૂને આશા રહ્યા પછી તે તળાવે કપડાં ધોવા જાય છે ને ત્યાં તળાવમાં શિંગોડાં પાકેલાં જોઈ આવે છે, ને ઘેર આવી પોતાના પતિને શિંગોડાં ખાવાની ઇચ્છા બતાવે છે. ઘરની વહાલી વસ્તુ વેચીને પણ મને શિંગોડાં લઈ આપો તેવો તે આગ્રહ કરે છે. લગ્ન પછી સ્ત્રીની ઇચ્છા જાળવવા પુરુષે શું કરવું પડશે તેના બોધરૂપે આ ગીત છે. ]

હું તો હુંગોડે તળાવ પાણી ગઈતી રે (૨)
હું તો ઈકે[1] હીંગુડું[2] દેખી આવી રે (૨)
પરણ્યા ઈકે હીંગુડું લઈ આલો રે (૨)
અને એકે હીંગુડે રદ[3] લાગી રે (૨)
તારી આઈ વેસી દે તારો બાપ વેસી દે (૨)
પરણ્યા એકે હીંગુડું લઈ આલો રે (૨)
તારી બુન વેસી દે, તારો ભાઈ વેસી દે (૨)
પરણ્યા ઈકે હીંગુડું લઈ આલો રે (૨)
તારું ઘેર વેસી દે, તારું બાર વેસી દે (૨)
તારા ઢોર વેસી દે, તારાં ઢાંખર વેસી દે (૨)
પરણ્યા ઈકે હીંગુડું, લઈ આલો રે (૨)

*

૧. એક, ૨. શિંગોડું, ૩. લગની.

૧૮૫.

[ પુરુષને બાર વરસની સગ્ન થાય છે ત્યારે તેની પ્રેમાળ પત્ની વિલાપ કરે છે ને કહે છે કે તમે બાર બાર વરસની નોકરીએ ચાલ્યા જાઓ છો આટલો બધો લાંબો સમય હું એટલી કેવી રીતે પસાર કરીશ ? ]

ઇની વાડિયામાં કાળેગડું સોપાડ્યું રે,
ઢોલા[1] કાળેગડું (૨)
ઢોલા હિરીયાંમાં[2] કાળેગડું પથરાયુ રે,
ઢોલા કાળેગડુ (૨)
ઢોલા મારે ને મારા હાહરાને નૈ બણે રે,
ઢોલા કાળેગડું (૨)
પરણ્યા બારે બારે વરહાની નોકરી રે,
ઢોલા કાળેગડું. (૨)
ઢોલા મારે ને મારા જેઠજીને નૈ બણે રે,
ઢોલા કાળેગડું (૨)
ઢોલા મારે ને મારી હાહુડીને નૈ બણે રે,
ઢોલા કાળેગડું (૨)
પરણ્યા મને તી કેને આસરે મેલહો રે,
ઢોલા કાળેગડું (૨)

[ આ પછી દિયર, નણદી. વગેરેનાં નામ જોડે છે. ]

*

૧૮૬.

[ વરને પરણાવવા જાય છે ત્યારે રસ્તામાં યુવતીઓ આ ગીત ગાતી ગાતી સાથે છે વરને પોપટના રૂપમાં ગાય છે ]

---

૧ પતિને ઉદ્દેશી, ૨. શેરીમા

હુડીયું[1] મેલનું[2] રેવાસી રે હુડીયું સાલવા ની દે.
હુડીયું કઈના ભાઈનો હાળો રે, „ „
હુડીયું હીરકા ભાઈનો હાળો રે, „ „
હુંડીયું કાળી વહુનો વીરો રે, „ „
હુડીયું મારેડો વેવાઈ રે, „ „
હુડીયું નાનડિયાંનો મામો રે, „ „

*

૧૮૭.

[ નીચેના ગીતમાં બન્ને વેવાઈનાં ઘરો કેવાં છે તેની સરખામણી કરે છે. ]

ઊગતે દાડેના[3] મેલાં ઝળકે હો રસિયા. (૨)
હીરકો ભાઈ તે મેલાં સણાવે[4] રે, „ „ (૨)
દલું તો ઈંટડી સણાવે, „ „ (૨)
વાયરે વદારૂ[5] ભાઈનાં મેલાં, „ „ (૨)
ઈંટડી તે ખરી ખરી જાય રે, „ „ (૨)
ઊગતે દાડેનાં મેલાં ઝળકે, „ „ (૨)
ડૂબતે દાડેની ઈંટડી ખરે; „ „ (૨)

*

૧૮૮.

[લગ્ન પ્રસંગે સગાંવહાલાંને નોતરવામાં આવે છે. ને જ્યારે પરોણા આવે ત્યારે આ ગીત ગાવામાં આવે છે.]

૧. સૂડો, પોપટ, ૨. મહેલનું, ૩. દિવસનાં, ૪. ચણાવે, ૫. વધાક.

પાવડે પગ દઈ સદો લાડાભાઈ,
પરણ્યા વણ કેમ રે હો.
માડી સે દલની ભોળી લાડાભાઈ,
પરણ્યા વણ કેમ રે હો.
માડી ભુલાવે ભુલો લાડાભાઈ,
પરણ્યા વણ કેમ રે હો.

*

૧૯૨.

[ ભીનોમાં દારૂની બદી કેટલી બધી ઘર કરી ગઈ હતી તેનું દર્શન આ ગીતમાં થાય છે ]

ખાટ ઉપર બેસું હાડ તેની સાકું બારીયા.
શમલા રે તારી રાડને વેસ[1] તેની સાકું બારીયા.
કલાળ્યાં દઈણાં દળહે તેની સાકું બારીયા.
વેસ રે કલાળ્યાં ઘેરે તેર સાકુ બારીયા.
કલાળ્યાંનાં વાહેદાં[2] કાડે તેની સાકું બારીયા.

*

૧૯૩

આવ્યા રે સુવાડિયા લોક ઝાંપે મોર બોલ્યો.
નીકળી રે માર હીરકી બેન ,, ,, ,,
આયા રે પીયરિયા લોક ,, ,, ,,
નીકળ્યો રે માર હડચો જમાઈ ,, ,, ,,
આયા રે હાહરિયા લોક ,, ,, ,,

૧. વેચ, ૨. વાસીદા

ઢોલીડા ઢળાવ હુકલા[1] ભર ઝાંપે મોર બોલ્યો.
સુકલા રાંદ પાથરણું પાથર „ „ „

*

૧૯૪.

'પરણ્યા એક ગુણ બે ગુણ સીંગરી સવામણ સીંગરી રે.
પરણ્યા રામલાની સોરીયે વેસાણ આવીયે
સવામણ સીંગરી રે.
મારા હીરકા વીરા લેહો કે નઈ સવામણ સીંગરી રે.
મારા હીરકા વીરા મુલે કહાડો રે સવામણ સીંગરી રે.
મારા હીરકા વીરા હો હે કે બહે સવામણ સીંગરી રે.
સમુડી લાવે તો વેલી વેલી લાવ તરહે મર્યે રે.
તાપે તપે ઉનાળો રળીયો તોય તરહે મર્યે રે.

*

૧૯૫.

સાત ભાઈની એક બહેન

[સાત ભાઈ અને રાધા નામની બહેન છે. બહેન ભાઈ પ્રત્યે ખૂબ જ પ્રેમાળ છે. સુખી ઘરમાં પરણાવેલી છે. રાધાના નાના ભાઈ અને માલુડી વચ્ચે ધાડો પ્રેમ બંધાય છે અને એકબીજાથી અળગાં પડી શકતાં નથી.

ભાઈ રાધાને કહે છે કે મારો અને માલુડીનો પ્રેમ એટલો બધો બંધાયો છે, કે હવે છૂટી શકે તેમ નથી. સોળસેં રૂપિયાથી પણ વધુ કિંમતની ગાંઠ બંધાઈ છે. એટલે રાધાબહેન એક એવી છે કે જે નાના ભાઈનાં લગ્ન કરાવી ઇચ્છા પૂરી કરી શકે છે.

---

૧. હોકા.

માલુડીને રાધા નાનામોટા દાગીના આપવાની લાલચ આપે છે ને તે લઈ પોતાના ભાઈનો કેડો છોડવા વિનવે છે. ત્યારે તેના જવાબમાં માલુડી કહે છે કે તારા દાગીના સોંઘા છે, સસ્તા છે, જ્યારે મારું પ્રેમરૂપી બંધન ઘણું જ કીમતી છે. ]

મારી હાતે ભાયાની બેનાં રાધા રે માલુડી. (૨)
મારી રાધા હરકી બેનાં બાધાં ઝુંડો રે માલુડી. (૨)
મારા હોળહેં રૂપીઆના બાંધા રે માલુડી. (૨)
તને આલું આલું ગળાંનો દુરીડો રે માલુડી. (૨)
તારો દુરીડો હુંગો ને બાંધા મોગા રે માલુડી. (૨)
તને આલુ આલુ નાકચાંની નાથેડી રે માલુડી. (૨)
તારી નાથેડી હુંગી ને બાંધાં મોગા રે માલુડી. (૨)
તને આલું આલું કાનુના કઠોડા રે માલુડી. (૨)
તારા કડુડા હુંગા ને બાંધા મોગા રે માલુડી. (૨)
તને આલું આલુ હાથાંનાં લોરીલાં રે માલુડી. (૨)
તારાં લોરીલાં હુંગાં ને બાંધા મોગા રે માલુડી. (૨)
તને આલું આલું કેડચાંનો કંદુરો રે માલુડી. (૨)
તારા કંદુરા હુંગા ને બાંધા મોગા રે માલુડી. (૨)
તને આલું આલું ગાડેના ધોરીડા રે માલુડી. (૨)
તારા ધુરીડા હુંગા ને બાંધા મોગા રે માલુડી. (૨)
મારી રાધા હરખી બેનાં બાંધા સુડો રે માલુડી. (૨)

*

૧૯૬.

## સવારના વખતે ગવાતાં ગીતો

[ભીલ બહેનો લગ્ન વખતે અથવા પોતાને ઘેર સવારે સૌથી પહેલાં કૂકડા બોલે ત્યારની ઊંડે ને પોતાની ઘંટી દળતી જાય ને ગીતો ગાતી જાય છે. ગામડાને જગાડનાર ને સૂરજદેવનો સૌથી પહેલો પહેરેગીર કૂકડો છે.]

કુકડલો કેના ભાઈનો પાળેલો કુકડલો ઝટ બોલે. (૨)
કુકડલો ઘટીયે હૈયણાં વેરે રે કુકડલો ઝટ બોલે. (૨)
કુકડલો કૈની વહુવડનો પાળેલો કુકડલો ઝટ બોલે. (૨)

*

૧૯૭.

મારો સાજાપોરના કુકેડો, ક્યાં બોલ્યો રે ભાઈ,
ક્યાં બોલ્યો.

બોલું તે કુકાકુક સાલુ તો રગબગીયા,
ઊડુ તો ભડાભડીયા, બોલ મારા કુકેડા,
ક્યાં બોલ્યો.

*

૧૯૮.

ભરી ભરી રે બજારમાં ડુંગળી વેસાઈ (૨)
ભરી ભરી રે બજારમાં હાથણી વેસાઈ (૨)
ઈનાં ડુંગળીના મૂલ ઈની વેવાણીના મૂલ (૨)
ઈનાં હાથણીના મૂલ કૈની બાઈના મૂલ (૨)

*

૧૯૯.

દેયણાં દળવેની વેળા થાઈ રે જુવાનિયા મેં જાણ્યુ,
મોરલું બોલ્યું રે લોલ.
વાહેદાં રાળવેની વેળા થાઈ રે જુવાનિયા મેં જાણ્યુ,
મોરલુ બોલ્યું રે લોલ.
દાતુણાં કરવેની વેળા થાઈ રે જુવાનિયા મે જાણ્યુ,
મોરલું બોલ્યું રે લોલ.
પાણીલાં ભરવેની વેળા થાઈ રે જુવાનિયા મેં જાણ્યુ,
મોરલું બોલ્યું રે લોલ.
રૂટલા રજવેની વેળા થાઈ રે જુવાનિયા મેં જાણ્યું,
મોરલું બોલ્યું રે લોલ.
હોળાં જોડવેની વેળા થાઈ રે જુવાનિયા મેં જાણ્યુ,
મોરલુ બોલ્યુ રે લોલ.

*

૨૦૦

[ચંદ્ર સોળે કળાએ ખીલ્યો છે ચાનીએ ધરતી પર ચાંદીનો ઢોળ રેડ્યો છે એવા સુંદર પ્રકાશના અજવાળામાં લગ્નપ્રસંગે નાચવા જવાની ઇચ્છા કોને ન થાય? દીકરી મા પાસે રજા માગે છે]

જીજી ચાદેણી[1] હે રાત રે, જીજી રમવા જાવા દે (૨)
જીજી હુસિલો હે જીવ રે, જીજી રમવા જાવા દે. (૨)
જીજી હુરે[2] પેરી જાઉ રે, જીજી રમવા જાવા દે (૨)
જીજી કડિયામાં[3] હે મશરૂ જીજી રમવા જાવા દે. (૨)
જીજી મશરૂ પેરી જાઉ રે જીજી રમવા જાવા દે. (૨)

૧. ચાંદની, ૨ શું રે, ૩ વાસનો ઢાંકણવાળો કડિયો

જીજી ટીલડો પેરી જાઉ રે જીજી રમવા જાવા દે. (૨)
જીજી નાથડી પેરી જાઉ રે જીજી રમવા જાવા દે. (૨)
જીજી મેળો જોવા જાઉ રે જીજી રમવા જાવા દે. (૨)
જીજી કુની[1] સંગાત જાઉ રે જીજી રમવા જાવા દે. (૨)
જીજી વીરા સંગાત જાઉ રે જીજી રમવા જાવા દે. (૨)

*

૨૦૧.

માડલી[2] સડી રે સાહેણી રાત માડલી રમવા જાઉ (૨)
માડલી બડોરે હુસિલો મોરો જીવ માડલી રમવા જાઉ (૨)
માડલી ટીલડો આલે તે પેરી જાઉ માડલી રમવા જાઉ (૨)
માડલી નાથડી આલે તે પેરી જાઉ માડલી રમવા જાઉ (૨)
માડલી ને રે આલે તે બેસી જાઉ માડલી રમવા જાઉ (૨)

*

૨૦૨.

નાને કુવે નાનાં ગરેંગંદાં[3] હો માલુડી. (૨)
મુટે[4] કુવે મુટીં ડોકે[5] હો માલુડી (૨)
પાણી કાંજીમાં રાંદું ગરેગદાં હો માલુડી. (૨)
સમકે વગારૂ મોટી ડોક હો માલુડી. (૨)
પરણ્યું ખાહે નાના ગરેગદા હો માલુડી. (૨)
વીરો ખાહે મુટી ડોક હો માલુડી. (૨)
પરણ્યું ગયું મધ માળવે હો માલુડી. (૨)
વીરો ગયો રે ગુજરાત હો માલુડી. (૨)

૧. કોની, ૨. મા, ૩ એક જાતનાં ફળ, ૪. મોટી, ૫. માછલું.

પરણ્યું લાગ્યુ સાવળ[1] સુંદડી[2] હો માલુડી. (૨)
વીરો લાયો હીરાગોળ[3] હો માલુડી. (૨)
ધાયે ધુયે સાવળ સુંદડી હો માલુડી. (૨)
વીવે વાજન હીરાગોળ હો માલુડી. (૨)

*

૨૦૩.

## પગની આંગળીના વીંછિયો

મારો પાનસે[4] રૂપિયાનો વિસીયો[5] રે રાણાજી. (૨)
મારે વીરે ઘડાયો મારો વિસીયો રે રાણાજી (૨)
ઈના ને માથે મારો વિસીયો રે રાણાજી. (૨)
મારો બાપો જાણુંકે તે મને લડકે રે રાણાજી. (૨)

*

૨૦૪.

ઘોડી મારી અમદાવાદની વસેરી રે જોબાન મારી ઘોડી (૨)
ઘોડી મારી કાઠીયા ગઉંની ખાનારી રે જોબાન મારી ઘોડી (૨)
ઘોડી મારી થગન થગન નાસે રે જોબાન મારી ઘોડી (૨)
ઘોડી મારી જાલજીભાઈના ગઉ સરી આવી રે
જોબાન મારી ઘોડી (૨)
ઘોડી મારી ડાબે પોગે લગવાય રે જોબાન મારી ઘોડી (૨)
ઘોડી મારી કાઠિયાવાડની વસેરી રે જોબાન મારી ઘોડી (૨)

*

---

૧. ચાવળ–ચોખા ભાતની, ૨. ચૂંદડી, ૩. રેશમી સાડી, લીલા–કેસરી રંગની.
૪. પાંચસો, ૫ વીંછિયો

૨૦૫.

મહી પૂનમનો મેળો સેલ પીંજણીનો રણુકો વાગ્યો. (૨)
મેળો જોવા જાહુ[1] સેલ પીંજણીનો રણુકો વાગ્યો. (૨)
કેને હાલે[2] જાહુ સેલ પીંજણીનો રણુકો વાગ્યો. (૨)
ગામની સેલી જોડે સેલ પીંજણીનો રણુકો વાગ્યો. (૨)
કંડીયામાનો મશરૂ પેરી જાહુ સેલ પીંજણીનો રણુકો વાગ્યો. (૨)

*

૨૦૬.

રાતી ટાંઠીનો વીંઝણો રે કોણુ સે મેલાંમાં (૨)
મારા કઈના ભાઈના મેલાં રે ,, ,, ,, (૨)
મારા મેલાં અભડાહે રે ,, ,, ,, (૨)

*

૨૦૭.

ધમકે[3] વાડુ[4] લીમડો ફુલ ગેર્યાં[5] ગેર્યાં જાય રે લાલ. (૨)
સુનીડાના બેટા મને ટીલડો ઓરી આલ રે લાલ. (૨)
ટીલડો ઓરી આલ રે માર ભરજોબાની જાય રે લાલ. (૨)
ભરજોબાની જાય રે પરણ્યાનું જોબન જાય રે લાલ. (૨)
દરજીડા બેટા મન[6] કાપડી ઓરી આલ રે લાલ. (૨)

*

---

૧. જાહું–જઈશું. ૨. હારે. ૩. ધમકાથી–જલદીથી. ૪. વાડુ. ૫. ખરી પડે. ૬. મને.

૨૦૮.

[ આ ગીત પ્રથમ કન્યાના ઘર તરફ જવા પાંચ કે સાત માણસો તૈયાર થાય છે ને પક્ષીના બોલ પરથી શુકન પારખે છે શુકન થવાથી કન્યાને ઘેર પરોણા જાય છે તે વખતે કન્યાપક્ષની સ્ત્રીઓ નીચે પ્રમાણે ગીત ગાય છે ]

હકન થાય તો ઢોલીડા ઢળાવજો. (૨)
નૈ થાય તે પાસા રે ફેરજો. (૨)
હકનીયા થાય તો હુકલા રે ભરજો. (૨)
નૈ થાય તે પાસા રે ફેરજો. (૨)
હકનીયાં થાય તો સોકલા ખંડાણજો. (૨)
નૈ થાય તે પાસા રે ફેરજો. (૨)



## મેવાસનાં લોકગીતો

સંશોધક : શંકરભાઈ સોમાભાઈ તડવી અને રેવાબહેન તડવી,

### ૨૦૯ ગોવિંદ હાલરું.

પહેલા તે માસનાં વધામણાં હરિ હાલરુ રે,
બીજો માસ જાય રે ગોવિંદ હાલરુ રે.
ત્રીજા તે માસનાં વધામણાં હરિ હાલરું રે,
ચોથો માસ જાય રે ગોવિંદ હાલરું રે.
પાંચમા તે માસનાં વધામણાં હરિ હાલરુ રે,
છઠ્ઠો માસ જાય રે ગોવિંદ હાલરું રે.
સાતમા તે માસનાં વધામણાં હરિ હાલરુ રે,
આઠમો માસ જાય રે ગોવિંદ હાલરુ રે.
નવમા તે માસનાં વધામણા હરિ હાલરુ રે,
દશમે જન્મ્યો કહાન રે ગોવિંદ હાલરુ રે.
બાળક રહીને બોલિયુ હરિ હાલરુ રે,
માડી ! મને 'હાલા' ગાવ રે ગોવિંદ હાલરુ રે.
જતાં તે નાખીશ હીંચકો હરિ હાલરુ રે,
આવતા 'હાલા' ગાઈશ રે, ગોવિંદ હાલરુ રે
બાળક રહીને બોલિયું રે, હરિ હાલરુ રે,
માડી ! મને દાતણ દેવરે, ગોવિંદ હાલરું રે
પિત્તળ લોટો જલે ભર્યો, હરિ હાલરુ રે,
દાડમ દાતણ દઈશ રે, ગોવિંદ હાલરું રે
બાળક રહીને બોલિયું, હરિ હાલરુ રે,
માડી ! મને નાવણ દેવ રે, ગોવિંદ હાલરું રે. —

તાંબા તે કૂંડી જળે ભરી હરિ હાલરુ રે,
દૂધડે સમોવણ દઈશ, ગોવિંદ હાલરુ રે.
બાળક રહીને બોલિયુ, હરિ હાલરુ રે,
માડી! મને ભોજન દેવ જે, ગોવિંદ હાલરુ રે.
સોના તે થાળી ભોજન ભરી, હરિ હાલરુ રે,
ગરગરિયો કસાર રે, ગોવિંદ હાલરુ રે.
બાળક રહીને બોલિયુ, હરિ હાલરુ રે,
માડી! મને મુખવાસ દેવ રે, ગોવિંદ હાલરું રે.
લવિંગ, સોપારી, એલચી, હરિ હાલરુ રે,
બીડલે બાસઠ પાન રે, ગોવિંદ હાલરુ રે.
બાળક રહીને બોલિયુ, હરિ હાલરુ રે,
માડી! મને બેસણુ દેવ રે, ગોવિંદ હાલરુ રે.
સઘાતે માચી હીરે ભરી, હરિ હાલરુ રે,
બાજઠ બેસણુ દઈશ રે, ગોવિંદ હાલરુ રે.

*

## ૨૧૦ દીકરી જનમી

મારો દિયરજી પરણવા રે ચાલ્યા,
ચાલ્યા અંધારી રાતે!
તે લાવ્યા ઘોઘોની ગધેડી,
ચાલો જોવાને જઈએ!
મારી દેરાણીને ઘરમેનું[1] શું આવ્યુ?
આવ્યુ ઠોઠિયુ કે ફૂલડી!

---

૧ દાનમાં.

આરી દેરાંણીને છોકરી રે જલમી,
ચાલો....પછાડવા જઈએ!
આરો વીરોજી પરણવા રે ચાલ્યા,
ચાલ્યા ચાંદેણી રાતે!
લાવ્યા સૂરજની લાડી,
ચાલો....જોવાને જઈએ!
આરી ભાભીને ધરમેનું શું આલ્યું?
આલ્યુ થાળી ને લોટો!
આરી ભાભીને છોકરો રે જલમ્યો,
ચાલો....રમાડવા જઈએ.

*

## ૨૧૧. જોગીની જમાત

આવી રે પેલા જોગીની જમાત,
આવીને ઊતરી રે સામા વડા તળે હો જી રે.
જોગી રે તું તો ઊભલો મારગ મેલ,
ઊભલોને વગાડ રે જોગી તારી રણેકરી હો જી રે.
જોગી રે હું તો આવીશ તારી સાથ,
તારીને રણેકણી જોગી મને હલે વસી હો જી રે....જોગી રે૦
રાણી રે તું તો રંગ મો'લની રહેનાર,
ઝાંપે ને ઝુંપડી રે રાણી, તને નહિ ગમે હો જી રે....જોગી રે૦
બળ્યાં રે મારાં રંગ મ્હોલનાં રહેવાં,
ઝાંપે ને ઝુંપડી રે જોગી મને હલે વસ્યાં હો જી રે....જોગી રે૦
રાણી રે તું તો દાળ-ભાતની જમનાર,
માગ્યા રે ટુકડા રે રાણી તને નહિ ગમે રે હો જી રે....જોગી રે

બળ્યાં રે મારાં દાળ–ભાતનાં જમવાં,
માગ્યાને ટુકડા રે જોગી મને દલે વસ્યા હો જી રે....જોગી રે૦
કે રાણી રે તું તો હીરચીરની પે'રનાર,
ભગવેને લૂગડે રે રાણી તને નહિ ગમે હો જી રે....જોગી રે૦
બળ્યાં રે મારાં હીર–ચીરનાં પે'રવાં,
ભગવાંને લૂગડાં રે જોગી મને દલે વસ્યાં હો જી રે....જોગી રે૦
રાણી રે, તું તો ઢોલિયાની ઊંઘનાર,
ભોંયે ને સાથરે રે રાણી તને નહિ ગમે હો જી રે....જોગી રે૦
બળ્યા રે મારા ઢોલિયેને ઊંઘવા,
ભાંયે ને સાથરે રે જોગી મને દલે વસ્યાં હો જી રે....જોગી રે૦
આવી રે પેલા જોગીની જમાત,
આવી ને ઊતરી રે સામા વડા તળે રે હો જી રે....જોગી રે૦

*

## ૨૧૨ હીલો ટોયો[1]

મારી ઘઉંની વાડીમેં હીલો પડયો
પાતળિયા ! ગોફેલો[2] લઈ આવ,
હીલો મેં ટોયો.
મારી ઘઉની વાડીમેં હીલો પડયો
નાહોલિયો[3] નાનું, બાળ,
હીલો મેં ટોયો.
મારા પગોનાં સાંકળાં ટાંચા[4] પડે
પાતળિયા ! ફરી ઘડાવ,
હીલો મેં ટોયો.

૧. ઉડાડ્યો. ૨. ગોફણ. ૩. નાનલિયો–પતિ. ૪. ટૂંકા.

આરી કોટ પરમાણે હાંસલી[1]
પાતળિયા ! ફરી ઘડાવ,
હીલો મેં ટોયો.
આરા રંગ પરમાણે ઓઢણી
પાતળિયા ફરી વસાવ,
હીલો મેં ટોયો.

*

## ૨૧૩. કેસરિયો ઘોડો

કૂવાને કાંઠે કેવડો વરણાગિયા !
કેવડો લે'રી લે'રી જાય, કેવડો લેને ગોવાળિયા !
છાનો માનો તો મૂવા કલિયાં[2] વસાવી દે,
બાપા દેખે ને કેમ પે'રું, મીઠાલાલ બેધે પડ્યો છે.
દેખે તો દેખવા દે હાવ[3] કેમ છોડું બાલમજી !
કાળિયા ખેતરમાં વાટ, કેસરિયો ઘોડો બાલમજી !
છાનો માનો તો મૂવા હાંસલી વસાવી દે,
બાપા દેખેને કેમ પે'રું, મીઠાલાલ બેધે પડ્યો છે.
દેખે તો દેખવા દે હાવ કેમ છોડું બાલમજી !
કાળિયા ખેતરમાં વાટ, કેસરિયો ઘોડો બાલમજી !
છાનો માનો તો મૂવા, દોરલા[4] વસાવી દે,
બાપા દેખેને કેમ પે'રું, મીઠાલાલ બેધે પડ્યો છે.
દેખે તો દેખવા દે હાવ કેમ છોડું બાલમજી.
કાળિયા ખેતરમાં વાટ, કેસરિયો ઘોડો બાલમજી !

*

૧. ગળાની હાંસડી. ૨. પગનાં કડલાં. ૩. હાવાં, હવે. ૪. ગળાનો દોરો.

## ૨૧૪. પંખીડું વિવા' કરે

આડે આડે જગ નોતર્યાં રે,
નોતર્યું વંદ્રાવન,[1] પંખીડું વિવા' કરે !
કાગડાની કોટે કંકોતરી રે,
નોતરું દેવાને જાય, પંખીડું વિવા' કરે.
ભમરાને મોકલ્યો ડુંગરે રે,
વાઢચા લીલુડિયા વાંસ, પંખીડું૦
હોલાભાઈએ વેલડી જોતરી રે,
લેવા લીલુડિયા વાંસ, પંખીડું૦
જો જો ભાઈ, જાળવીને વાંસડા ભરજો રે,
મારી તરણાની વે'લ, પંખીડું૦
કીડીબાઈને મોકલી પાલ[2]માં રે,
લેવા પાલવિયું[3] ઘી, પંખીડું૦
લાવી ઘીયાંની પાર,[4] પંખીડું૦
મંકોડાને મોકલ્યો માળવે રે,
લાવ્યો માળવિયો ગોળ, પંખીડું૦
દેડકો કે' હું ડગમગિયો રે,
દાદા, ડગલો સીવાડ, પંખીડું૦
મોરે તે મંડપ રચિયો રે,
રચિયો વંદ્રાવન, પંખીડું૦
લીલુડિયા વાંસ લાવિયા રે,
તેના માંડવા બંધાય, પંખીડું.

---

૧. વૃંદાવન. ૨. એક પ્રદેશ. ૩. પાલ પ્રદેશનું. ૪. મોટું વાસણ

## ૨૧૫. મહીનાં લગ્ન

આતા ! દરિયો તે શું સગો લાગે રે, સુંદર શામળિયા.
બેટા ! વેવાઈવટો લાગે રે, „ „
મહીમાતાના વેવલા જોડાયા રે, „ „
મહીમાતાના ઘાંણુ ઘલાયા રે, „ „
સાગ થાંભલીઓ વઢાવો રે, „ „
તેના માંડવડા બધાવો રે, „ „
આંબા પાનડિયાં મંગાવો રે, „ „
તેનાં તોરણિયાં બધાવો રે, „ „
ગંગા ગોરમટી મંગાવો રે, „ „
તેની ચોરીઓ થપાવો રે, „ „
ઓડું બામણિયુ બોલાવો રે, „ „
મહીમાતાનાં લગન લેવડાવો રે, „ „

*

## ૨૧૬. રીઠું રાચ નાંધ્યું[1]

ઓત્તર દેશની દીકરી રે જેલમી,
ઠાકોરમેં પઈણાવી જી રે.
પઈણાવી પસ્તાવીને સાસરે વળાવી,
સાસુએ રાંધણામેં ઘાલી જી રે.
નાના દિયેરને ટાઢાં કરતાં,
હાથમેંથી ઢાંકણી વછૂટી જી રે.
એ શું રાંધે દૂબળા પિયેરની,
મૂએલા મોસાળની, મોટા ઘરનાં રાંધણાં જી રે.

---

૧. લાંબા વપરાશથી રીઢું બનેલું રાચ (વાસણ) નદવાયું—ફૂટયું.

કોળું ને ભૂરું, બેઉ શાંતક કરે;
 ભીંડો ભણે છે વેદ, પંખીડું.
વરરાજા ચોરીમાં પધારિયા રે,
 હાથ મેળાપ થાય, પંખીડું.
બિલ્લીબાઈ ચાલ્યાં જાનમાં રે,
 વિવા' મા'લવાને કાજ, પંખીડું.
આગળ મલ્યા બે કૂતરા રે,
 બિલ્લીબાઈની ભાંગી છે ડોક, પંખીડું.
ગામના લોક પૂછે જોઈને રે,
 બિલ્લીબાઈ! આ શેનાં લોઈ,[1] પંખીડું.
ગ્યાં'તાં વેવાઈને માંડવે રે,
 ઝઝાં ખાધાં છે પાન, પંખીડું.
ચાંચડની મા ઘણી ચંગી રે,
 ચાંચડ ચોરી કરવાને જાય, પંખીડું.
સર્વેનું તેલ કાઢી પીતો રે,
 છાનો ચાંચડ ચટકાવી જાય, પંખીડું.
હૂકો હુક્કો ફેરવે રે,
 વેવાઈ લ્યોને હુક્કો, પંખીડું.
ઝાડે ઝાડે જગ નોતર્યું રે,
 નોતર્યું વંદ્રાવન, પંખીડું વિવા' કરે.

*

1. લોહી.

## ૨૧૫. મહીનાં લગ્ન

માતા ! દરિયો તે શું સગો લાગે રે, સુંદર શામળિયા.
બેટા ! વેવાઈવટો લાગે રે, „ „
મહીમાતાના વેવલા જોડાયા રે, „ „
મહીમાતાના ધાંણુ ઘલાયા રે, „ „
સાગ થાંભલીઓ વઢાવો રે, „ „
તેના માંડવડા બધાવો રે, „ „
આંબા પાનડિયાં મંગાવો રે, „ „
તેનાં તોરણિયાં બધાવો રે, „ „
ગંગા ગોરમટી મંગાવો રે, „ „
તેની ચોરીઓ થપાવો રે, „ „
બોડું બામણિયુ બોલાવો રે, „ „
મહીમાતાનાં લગન લેવડાવો રે, „ „

*

## ૨૧૬. રીઢું રાચ નાંખ્યું[1]

ઓત્તર દેશની દીકરી રે જેલમી,
ડાકોરમેં પઈણાવી છો રે.
પઈણાવી પસ્તાવીને સાસરે વળાવી,
સાસુએ રાંધણામેં ઘાલી છો રે.
નાના દિયેરને ટાઢાં કરતાં,
હાથમેંથી ઢાંકણી વછૂટી છો રે.
એ શું રાંધે દૂબળા પિયેરની,
મૂએલા મોસાળની, મોટા ઘરનાં રાંધણાં છો રે.

---

૧. લાંબા વપરાશથી રીઢુ બનેલ રાચ (વાસણ) નદવાયુ—ફૂટયુ.

પાળે રે બેઠાં ઓ પંખીડું !
મારી મૈયરિયે સંભળાવો જી રે.
મારા દાદોને એમ કરી કી'જો,
તારી દીકરીનાં મેણુલાં ભાંગો જી રે.
દાદાજી આઈવા ચઢી વેલડીએ,
નવસે વે'લો લાઈવા જી રે.
લેવ રે વેવાણો ! નવસેં વેલડીઓ,
મારી દીકરીનાં મેણુલાં ભાંગો જી રે.
શું રે કરું તારી નવસેં વેલડીઓ,
મારુ રીદું રાચ નાંઈદું જી રે !
પાળે રે બેઠું ઓ પંખીડું !
મારી મૈયેરિયે સંભળાવો જી રે.
મારા વીરોને એમ કરી કી'જો,
તમારી બે'નીનાં મેણુલાં ભાગો જી રે.
વીરોજી આઈવા ચઢે ઘોડલિયે,
નવસેં ઘોડા લાઈવા જી રે.
લેવ રે વેવાણો ! નવસેં ઘોડલિયા,
મારી બે'નીનાં મેણુલાં ભાગો જી રે.
શું રે કરું તારા નવસે ઘોડા,
મારું રીદું રાચ નાઈદું જી રે.
પાળે રે બેઠાં ઓ પંખીડું !
મારી મૈયેરિયે સંભળાવો જી રે.
મારા કાકોને એમ કરી કી'જો,
તમારી ભતરીજનાં મેણુલાં ભાંગો જી રે.

કાકોજી આઇવા ચઇઢે હાથીડે,
નવસેં હાથી લાઇવા જી રે.
લેવ રે વેવાણો નવસેં હાથી,
મારી ભતરીજનાં મેણુલાં ભાંગો જી રે.
શું રે કરું તારા નવસેં હાથી,
મારું રીદું રાચ નાંઈદું જી રે.
પાળે રે બેઠું એો પંખીડું !
મારે મૈયરિયે સંભળાવો જી રે.
મારા માંમાને એમ કરી કી'જો,
તમારી ભાણેજનાં મેણુલાં ભાંગો જી રે.
માંમાજી આઇવા ચઈ ઢ માફલિયે,
નવસેં માફા લાઈવા જી રે.
લેવ રે વેવાણો નવસેં માફા,
મારી ભાણેજનાં મેણુલાં ભાંગો જી રે.
શું રે કરું તારા નવસેં માફા,
મારું રીદું રાચ નાંઈદું જી રે.
પાળે રે બેઠું એો પંખીડું !
મારે મૈયેરિયે સંભળાવો જી રે.
મારા બનેવીને એમ કરી કી'જો,
તારી સાળીનાં મેણુલાં ભાંગો જી રે.
બનેવી આઇવો ચઇઢ ગધેડે,
નવસેં ઢાંકણાં લાઈવો જી રે!!
લેવ રે વેવાણો ! નવસેં ઢાંકણાં,
મારી સાળીનાં મેણુલાં ભાંગો જી રે.

માડી પડીને મને રેઝું[1] આયવું, મારા નદાના લાલ
ઓળીચોળીને માથાં ગૂથતી ઊતી[2] ,, ,,
સાસુને આંગણે બોરલી રે, ,, ,,
મે ને મારી સાસુ ચડિયાં રે, ,, ,,
સાસુની ડાળો કકડિયો રે, ,, ,,
સાસુ પડી તો મને સારુ લાઇગુ ,, ,,
મધમધ રાતની ઉડાડતી ઊતી, ,, ,,
મણુ મણુ દૈ'ણું દળાવતી ઊતી, ,, ,,
મળખે[3] વાસીદા ભરાવતી ઊતી, ,, ,,
મધ મધ રાતે પાણી ભરાવતી ઊતી, ,, ,,

*

## ૨૨૦. સાસુવહુ–૨

સાસુ જઇ'તી શેરીએ,
મેં જઈ'તી બજાર,
ઝોલો લાયગો રે મારી જેઠાણી.
સા સુ લા વી કોદરા,
મે લાવી ઝીણા ઘઉં, ઝોલો૦
સાસુએ રાઇધાં ભૈડકાં,
મે રાંઇધો ઝીણો કંસાર, ઝોલો૦
સાસુના પરોણા જમવા બેઠા,
ભલા જમે એના વીર, ઝોલો૦
સાસુના પરોણા જમી ઊઇઠા,
ભલા જમે મારા વીર, ઝોલો૦

---

૧. રેરૂ. ૨. હતી ૩. મળસકે.

સાસુએ લીધું સાંબેલું,
મેં લીધી ઝીણી રાશ, ઝોલો૦
સાસુનું સાંબેલું ભાગી ગયું,
ભલી ઘૂમે મારી રાશ, ઝોલો૦

*

## ૨૨૧. માનીતી શોક્ય

મા ! મારી શોક તો માંદી પડી,
શું ઓસડ કરું માનીતી શોકને !
દીકરી ! આકડા–ધતૂરાનું મૂળ,
ઘસીને પાજો માનીતી શોકને !
મા ! મારી શોક તો મરી જઈ,
કેમ કરી રડું માનીતી શોકને !
દીકરી ! લીલી ચૂંદડી ઓઢજો,
ઓઢીને રડજો માનીતી શોકને !
મા ! મારી શોકને કૂટવા જવું,
કેમ કરી કૂટું માનીતી શોકને !
દીકરી ! લીલી 'સાડી'નું[1] કાપડ,
પે'રીને કૂટજો માનીતી શોકને !
મા ! મારી શોકને વળાવવા જવું,
કેમ કરી જવું માનીતી શોકને !
દીકરી ! ચૂલે ખીચડી મેલજો,
ખાઈને જજો માનીતી શોકને !

*

---

૧. સાડીનતું.

## ૨૨૨. 'કૂવલિયામાં ઉતાર્યા'

મે તો પાલી ભરીને ઘઉં લાવી,
વાલા તારી વાટડી, હું જોતી'તી.
મે તો ઊભીએ ઊભીએ લૈડા....વાલા૦
મે તો તેનો તે શેરો[1] શેક્યો....વાલા૦
મે તો કોરા ઘડામાં ઉતાર્યો....વાલા૦
મે તો કૂવે બેસીને ખાધાં....વાલા૦
મારા નાના દિયરિયે દેખ્યાં રે....વાલા૦
દિયર ! કોઈને ના કહીએ....વાલા૦
દિયરે સાસુને સંભળાવ્યાં....વાલા૦
સાસુએ સસરોને સંભળાવ્યાં....વાલા૦
સસરે જેઠોને સંભળાવ્યાં રે....વાલા૦
જેઠે જેઠાણીને સંભળાવ્યા રે...વાલા૦
જેઠાણીએ પરણ્યાને સંભળાવ્યાં રે....વાલા૦
પરણ્યે ઊંડા કૂવલિયા ખોદાવ્યા રે....વાલા૦
પરણ્યે કૂવલિયામાં ઉતાર્યાં....વાલા૦

*

## ૨૨૩. સાસરિયું અને મૈયરિયું

૧

મેદીનું મોટું ઝાડ મેદી લેવા જઈ'તી.
મારી સાસુ કે' વહુ પાણીલાં જાવ ને.

૧. શીરો.

હું એવી ગાંડી લાલ,
બેડું ફોડી લાવું લાલ, મેંદી મોટું ઝાડ, મેંદી૦
મારી સાસુ કે' વહુ નણદી રમાડો.
હું એવી ગાંડી લાલ,
'ગબ' ગોદો મેલું લાલ, મેંદી મોટું ઝાડ, મેંદી૦
મારી માડી કે' દીકરી પાણીલાં જાવ ને.
હું એવી ડાહી લાલ,
ધમકે બેડું લાવું લાલ, મેંદી મોટું ઝાડ, મેંદી૦
મારી માડી કે' દીકરી બે'ની રમાડો.
હું એવી ડાહી લાલ,
ઘૂઘરે રમાડું લાલ, મેંદી મોટું ઝાડ, મેંદી૦

*

## ૨૨૪. સાસરિયું અને મૈયરિયું

૨

મારી સાસુના ઘરમાં ગધેડાં,
મારી સાસુના ઘરમાં ગધેડાં.
મંય[1] છાશના રેલા જાય રે, સાસુડી કેમ સાંભરે ?
મારી સાસુએ માથાં ચોળિયાં,
મારી સાસુએ માથાં ચોળિયાં.
મંય વીંછી મેલ્યા ચાર રે, સાસુડી કેમ સાંભરે ?
મારી માડીના ઘરમાં ભેંસો,
મારી માડીના ઘરમાં ભેંસો.
દૂધના રેલા જાય રે, માડલી મને સાંભરે !

---

૧. મહીં, અંદર.

માતા જશોદા! મોકલો કુંવરને,
મહીડાં વલોવાય અમારાં. રંગીલા૦
કાળા તે નાગનાં નેતરાં રે કીધાં,
૧ કૂંફલીની કરી ઘિલોડી. રંગીલા૦
એક પા ઘૂમે મારા કાનજી રે કાળા,
બીજી પા રાધિકા ગોરાં. રંગીલા૦
હળવા હળવા ઘૂમો મારા કાનજી રે કાળા!
મહીડાંની રીત શું જાણે? રંગીલા૦
ઘૂમેરા રે ઘૂમતાં વાણુલાં વાયાં,
માખણ કાઢ્યાં થાળી. રંગીલા૦
માખણનો પિંડો મારો માવજી રે ખાશે,
છોરુલાં પીશે છાશ. રંગીલા૦
સોનાની થાળી સિંદૂરે અજવાળી,
માંય પીરસી સુંવાળી.[1] રંગીલા૦
ઉપર બેસાડું કા'ન કાળા! રંગીલા૦

*

## ૨૨૮. અબોલા

ઓ રંગરસિયા! કાં રમી આવ્યા રાત જો?
આંખલડી રાતી રે બહુ રે ઉજાગરા રે લોલ.
અમે ગયા'તા ગોરી! માનેતીને મો'લ જો,
સોગટડે રમતાં વાણુલાં વાઈ ગયાં રે લોલ.
ઓ મોરી સૈયર! દાતણ આલતાં જાવ જો,
અબોલા લીધા રે બાળાવેશમાં રે લોલ.

---

1. પૂરી.

ઓ મોરી સૈયર ! દાતણુ આલતાં જાવ  
દાતણુની મોશે[1] રે મૂરખ બોલશે રે /  
એ રે મૂરખડે હાથે દાતણુ લીધાં જો...  
ઓ મોરી સૈયર ! ભોજન આલતાં જાવ જો,  
ભોજનની મોશે રે મૂરખ બોલશે રે લોલ.  
એ રે મૂરખડે હાથે ભોજન લીધાં જો....અબોલા૦  
ઓ મોરી સૈયર ! ખરી બપોરે પાણી જજો જો,  
દાઝણુની[2] મોશે રે મૂરખ બોલશે રે લોલ.  
સૈયર મોરી ખરી બપોરે પાણી ચાલ્યાં જો,  
ઓ મોરી ગોરી ! મોજડી પે'રતાં જજો જો.  
પગનાં તળવાં દાઝશે રે લોલ !

*

## ૨૨૯. અફીણિયો

સવ[3] લોક સૂડે[4] માડી ! કાળિયાં ખેતરાં,  
અફીણિયો સૂડે રૂડો વાડો રે,  
માડી ! મને અફીણિયાને શું દીધી ?  
સવ લોક ઓરે માડી ! જાર ને બાજરી,  
અફીણિયો ઓરે રૂડો ગાંજો રે, માડી !૦  
સવ લોક નીંદે માડી ! જાર ને બાજરી,  
અફીણિયો નીંદે રૂડો ગાંજો રે, માડી !૦  
સવ લોક કરવે[5] માડી ! જાર ને બાજરી,  
અફીણિયો કરવે રૂડો ગાંજો રે, માડી !૦

૧. મસે, બહાને. ૨. દાઝવાની. ૩. સૌ. ૪. ખેડે. ૫. કાપે.

સવ લોક ખૂંટે માડી ! જાર ને બાજરી,
અશીણિયો ખૂંટે રૂડો ગાંજો રે, માડી !૦
સવ લોક માપે માડી ! જાર ને બાજરી,
અશીણિયો માપે લીલો ગાંજો રે, માડી !૦
આખે કોળે કા શાક બનાયા,
રેડ્યાં છાસકાં મટકાં રે, માડી !૦
છોરાં ને છોકર જમવા રે બેઠાં,
ડાચો ઉલાળ્યો મોડો દંડકો રે. માડી !૦

### ૨૩૧. પરોણો[1] પરોણો મારે

અંટી ઝૂડવા જવાં મેદાનમાં,
અંટી ઝૂડવા જવાં રે.
સસરો બંધીખાને પડ્યા મેદાનમાં,
સસરો બંધીખાને પડ્યા રે.
પગોનાં સાંકળાં મેલું ઘરેણે,
સસરોને છોડવી લાવું રે.
દિયેર બંધીખાને પડ્યા મેદાનમાં (૨)
હાથોના વાંકલા મેલું ઘરેણે,
દિયેરને છોડવી લાવું રે.
જેઠ બંધીખાને પડ્યા મેદાનમાં (૨)
કોટોની હાંસડી મેલું ઘરેણે,
જેઠને છોડવી લાવું રે.
પરણ્યો બંદીખાને પડ્યા મેદાનમાં (૨)
પરણ્યાને કોણ છોડવી લાવે મેદાનમાં,
પરોણે પરોણે મારે રે !

*

### ૨૩૨. અભાગીન

સાયબા ! સાહેલી[2] રે લાવો, ગાગેરી રે ઘૂમે.
પાણીલાં ભરુ તો મારાં માથાં રે દુખે.... સાયબા !૦
વાસીદાં ભરું તો મારા હાથ રે ગંધાય !.... સાયબા !૦
દેબુલાં દળું તો મારાં પખોટાં[3] દુખે !.... સાયબા !૦
રોટલા ઘડું તો મારી હાથેળી દુખે !.... સાયબા !૦

*

૧. બળદને પીંચવાની આરવાની લાકડી. ૨. સપત્ની. ૩. પડખાં.

## ૨૩૩ મેહુલા ગીત

મોકલો કાબેરના કચ્ચાં બચ્ચાં,
કે મેવલાને ખોળી લાવે રે લોલ
મેવલો છે મોટોનો કુંવરો,
કે મેવલો નુ[1] રે જડયો રે લોલ
મેવલો છે ડુંગરોના પડમા,
કે મેવલો નુ રે જડયો રે લોલ
મોકલો કાબેરના કચ્ચા બચ્ચાં,
કે વીજળીને ખોળી લાવે રે લોલ
વીજળી છે મોટોની કુંવરી,
કે વીજળીને ખોળી લાવે રે લોલ
બાર બાર વરસોનો મેઘ કે'વાય,
કે મેવલો નહિ વરસે રે લોલ
મેવલાને ઠોકી ઘાલ્યો હરણીના શિંગમા,
કે મેવલાને શોધી લાવો રે લોલ
મેવલાને ઝટકે ચઢી રીસ,
કે ઝટ પાછો વળ્યો રે લોલ
બાર બાર વરસોનો મેઘ કે'વાય,
કે મેવલો નાસી ગયો રે લોલ
મેવલાના ઊમટયા સાત ભાઈ[2]
કે મેવલાને શોધી લાવ્યા રે લોલ
આવીને વરસ્યો સીતાની વાડીમા,
કે ફળ ઘણા જડયા રે લોલ

*

૧. ન. ૨ મેઘધનુષ્યના સાત રંગ

૨૩૪.

અખ્ખણ દખ્ખણ રે મેવલો ઊમટ્યો રે.
    આવીને વરઇસો[1] આપણા ને વળી દેશ.
પાદરાનાં ખેતર સમડાં[2] સૂડવાં[3] રે
    ઊઠો રે હાળી[4] હોળા[5] જોતરો રે,
લાંબી લાંબી રાશે રે હાળી હોળાં હાંકજો રે.
    ખેડી વાવું તલ તુવેર મગ જાર,
અરધ ઓરાવું રે લવિંગ એલચી રે,
    મોથમ[6] વવાવું નાગરવેલ.
વાડે ચડાવું રે વાડ વાલોળિયો રે,
    ફાઈ લો ફૂઈ લો રે લચકાલોળ.
આડેને ખોળે રે રાધા ગોરી વીણતાં રે,
    વીણતા ડસિયો તંબોળી કેરો નાગ.
આપણાં નગરમા નથી કોઈ ગારણી[7] રે,
    આપણાં ખેતરને શેડે[8] કડવો લીમડો રે.
એનો રસ વાટીઘોંટીને એને પાવ,
    ચડયાં વખ વાળે રે કડવો લીમડો રે.
માડી, મારી સાસરિયે સમળાવ,
    સાસરીનાં મેણાં મારાં રે જશે રે.

*

---

૧. વરસ્યો. ૨. બધાં? પૂરાં. ૩. ખેડવાં. ૪. હળ હાંકનાર ૫. હળ. ૬. ખેતર ફરતી હળ ન ખેડી શકે એવી જમીન. ૭. ગારુડી, સાપનું ઝેર ઉતારનાર. ૮. શેઢે.

અળખામણીનાં આંણુલાં આવ્યાં,
કંઈ આવ્યા લોકેલોક, હળવા રો'ને.
હોળી ચોળીને માથાં ગૂથિયાં,
એને ચોટલે ઝાઝી લીખ, હળવા રો'ને.
ડાબા તે હાથમાં દીવડો,
એના જમણા હાથમાં થાળ હળવા રો'ને.
રમઝમ કરતાં મેડે ચડયાં,
ઠાકોરિયા લેવને દાણ, હળવા રો'ને.
બેઠા ઊતા તેના સૂઈ ગયા,
ઠાકોરિયે ના ઝીલ્યાં, દાણ, હળવા રો'ને.
રમઝમ કરતાં ઊતર્યાં,
એની સહિયર પૂછે વાત, હળવા રો'ને.
કેવી સહિયર તારી સાસરી,
તને કેવો મળ્યો ભરથાર? હળવા રો'ને.
બળી સહિયર મારી સાસરી,
મારો છૂટી પડયો અવતાર! હળવા રો'ને.
મારે તે આંગણે લીંબડી,
કંઈ આવ્યા દિયર–જેઠ, હળવા રો'ને.
હોળી–ચોળીને માથાં ગૂંથિયાં!
એને મેંથલે શેર સિંદૂર! હળવા રો'ને.
ડાબા તે હાથમાં દીવડો,
એના જમણા હાથમાં થાળ, હળવા રો'ને.
રમઝમ કરતાં મેડે ચડયાં,
ઠાકોરિયા લેવને દાણ, હળવા રો'ને.
સૂતા ઊતા તેના બેઠા થયા,
ઠાકોરિયે લીધું દાણ, હળવા રો'ને.

રમઝમ કરતાં ઊતર્યાં,
  એની સહિયર પૂછે વાત, હળવા રો'ને.
કેવી સહિયર તારી સાસરી,
  તને કેવો મળ્યો ભરથાર, હળવા રો'ને.
સારી સહિયર મારી સાસરી,
  મને સારો મળ્યો ભરથાર, હળવા રો'ને.

*

### ૨૩૮. પર્વગીત

હોળી આજ ને કાલ,
  હોળી વૈ સાઇલાં[1] રે.
ગામના પટલ હોળી વધાવ,
  હોળી વૈ સાઇલાં રે.
ગામની પટલેલા[2] હોળી વધાવ,
  હોળી વૈ સાઇલાં રે.
ઊગમણેથી આયવાં રે, હોળી માતા પરદેશી.
  પાપડ પાપડી લાયવાં રે, હોળી માતા૦
  આંબા–મોવડા[3] લાયવાં રે, હોળી માતા૦
  કે હુળીઓ રગ લાવી રે, હોળી માતા૦

*

### ૨૩૯.

ગામના પટલીઆ, હોળી હોળી કરતા,
  હોળી આ સાલી[4] રે.
ગામના વંતરીઆ, હોળી હોળી કરતા,
  હોળી આ સાલી રે.
ગામના કોટવાળ, હોળી હોળી કરતા,
  હોળી આ માલી રે.

*

---

૧. વહી આવ્યાં. ૨. પટલાણી. ૩. મહુડાં. ૪. સાદે.

## ૨૪૩. ભાભીનો વીંઝણો

અધમણ સોનું સવામણ રૂપું,
તેનો મેં તો વીંઝણો ઘડાવિયો.
વીંઝણો મેલીને હું તો જળ ભરવા ગઈ'તી,
નાને દિયરિયે લીધો.
નાના દિયર! તમને ઘોડીલો લઈ આલું,
આલો અમારો વીંઝણો.
ઘોડીલે તો ભાભી! બેસતા ના આવડે,
નથી લીધો તારો વીંઝણો.
નાના દિયર! તમને હાથીડા લઈ આલું,
આલો અમારો વીંઝણો.
હાથીડે તો ભાભી! બેસતાં ના આવડે,
નથી લીધો તારો વીંઝણો.
નાના દિયર! તમને બેની પરણાવું,
આલો અમારો વીંઝણો.
તમારી બે'નીને પાટલે પધરાવો,
પાછલે પડાળ તારો વીંઝણો.

*

## ૨૪૪. દિયરિયું

મારું ઘૂંટણ એવડું દિયરિયું.
હું પાણી ભરું તો મારાં બેડાં ગણે,
ઓ ચાંદલિયા ચતુર, માને કહેજો આણાં મોકલે.
મારું ઘૂંટણ એવડું દિયરિયું.
હું વાસીદું ભરું તો મારા ટોપલા ગણે,
ઓ ચાંદલિયા ચતુર, માને કહેજો આણાં મોકલે.

મારું ઘૂંટણ એવડું દિયરિયું.
હું દળણું દળું તો મારાં ઓરણાં ગણે,
એ ચાંદલિયા ચતુર, માને કહેજો આણાં મોકલે.
મારું ઘૂંટણ એવડું દિયરિયું.
હું રોટલા ઘડું તો મારી લોયો ગણે,
એ ચાંદલિયા ચતુર, માને કહેજો આણાં મોકલે.
મારું ઘૂંટણ એવડું દિયરિયું.
હું ચાલ ચાલું તો મારાં ડગલાં ગણે,
એ ચાંદલિયા ચતુર, માને કહેજો આણાં મોકલે.

*

## ૨૪૫. મોરુલિયો

આણી તીરે રાણી ભરશે પાણી જો,
સામીને તીરે રે મોર ટહુકા કરે.
રાજાની રાણી પાણીલાં સાંચરાં,[૧]
ભઈ રે મોરુલિયા[૨] વેરલીઓ[૩] ખોદી આલો જો.
ચાંચે ને પાંખે રે વેરીયો ખોદિયો.
ભઈ રે મોરુલિયા વેરલીઓ ગાળી આલો જો,
ચાંચે ને પાંખે રે વેરીયો ગાળિયો.
ભઈ રે મોરુલિયા ઘડુલિયો ભરી આલો જો,
ચાંચે ને પાંખે રે ઘડુલો ભરિયો.
ભઈ રે મોરુલિયા ઘડુલિયો ચડાવો જો,
ઘૂંટણની તાલીએ[૪] ઘડુલિયો ચડાવિયો.

---

૧. સંચર્યાં. ૨. મોરલા. ૩. વીરડીઓ. ૪. ઘૂંટણની ઢાંકણીને ટકે.

ભાઈ રે મોરુલિયા ઝાઝાં વનમાં રે'જો જો,
રાજાજી જાણશે તો તજને[1] મારશે.
પાળે ચારે ગોવાળિયા ધેન[2] જો,
જઈને રે રાજાજીને ચાડી કરી,
તમારી રાણી મોર સાથે રમે જો.
લીધાં રે લીધાં ધનુષને બાણ જો,
રાજાજી ચાલ્યા રે શિકાર રમવા.
મારજો રે મારજો હરણાં ને કડિયાર[3] જો,
નખે[4] ને મારે રે વનકેરો મોરલો જો.
નહિ રે મારું હરણાં ને કડિયાર જો,
ખોળીને મારીશ રે વનનો મોરલો જો.
રાજાજી તો શિકાર રમવા નિસર્યા,
માર્યાં રે માર્યાં હરણાં ને કડિયાર જો,
બીજો ને માર્યો રે વનકેરો મોરલો.
સાગ સીસમની કાવડ બનાવી જો,
તેમાં રે મોરલાને લઈને આવિયા.
લઈને રે આવ્યા રે મો'લના ચોકમાં.
ઊઠો રાણીજી, કંબાડાં ઉઘેડો જો,
રડતાં ને પડતાં કંબાડાં ઉઘેડિયાં.
ઊઠો રાણીજી, દીવલિયા સળગાવો જો,
રડતાં ને પડતાં રે દીવલા સળગાવિયા.
ઊઠો રાણીજી, મોરુલિયાને મારો જો,
રડતાં ને પડતાં રે મોરલો મારિયો.

---

૧. તજને, ૨. ધેનુ, ધણ. ૩. કાળિયાર મૃગ. ૪. નહિ.

ઊઠો રાણીજી, મોરુલિયાને ભીંગો[1] જો,
રડતા ને પડતા રે મોરુલિયાને ભીંગિયો.
ઊઠો રાણીજી, મોરુલિયો છમકાવો જો,
રડતાં ને પડતાં મોરુલો છમકાવિયો.
ઊઠો રાણીજી, મોરુલિયાને પીરસો જો,
રડતાં ને પડતાં મોરલો પીરસ્યો.
ઊઠો રાણીજી, મોરુલિયાને જમો જો,
તમે જમો ને તમારાં છોરુલિયાં જમાડો જો.
મારે ને મોરલાને છે ભાઈબંધી.
કેવ તો રાણીજી, કુવલિયા ખોદાવું જો,
ટોડલિયે લખાવું[2] રે વનકેરો મોરલો.
ઘેલા રાજાજી, ઘેલડિયુ શું બોલો જો,
ટોડલિયે લખેલો મોર કેમ બોલશે ?
કેવ તો રાણીજી, બેડલિયા લઈ આવું જો,
બેડલિયે લખાવું રે વનનો મોરલો.
ઘેલા રાજાજી, ઘેલડિયુ શું બોલો જો,
બેડલિયે લખેલો મોર કેમ બોલશે ?
કેવ તો રાણીજી અંબર વસાવું જો,
પાલવડે નગટાવું[3] રે વનકેરો મોરલો.
ઘેલા રાજાજી, ઘેલડિયુ શું બોલો જો,
પાલવડે નગટાવેલો મોર કેમ બોલશે ?
સાસરીનો સંગાથી મોર કેમ મારિયો ?
પિયરનો પાડોશી રે મોર કેમ મારિયો ?
મારે ને મોરલાને છેટાં પડિયાં.

*

---

૧. ભીંજવ ઉખાડો. ૨. ચિતારું. ૩. ગૂંથાવુ-છપાવુ ?

## ૨૪૬. ગુજરી

અમે સરખી ને સૈયરો મારુજી !
અમે સરોવરિયે સધાર્યાં, કે ગુજરી ગોકુળની.
અમે બેડલિયાં લીધાં મારુજી,
અમે ઘેરલિયે સધાર્યાં, કે ગુજરી ગોકુળની.
અમારાં ગોરાંદે કાં ન્યાં છે મારુજી ?
પાળે વણઝારાનો બેટો કે ગુજરી ગોકુળની.
વોવ,[1] વણઝારાને જજો, કે ગુજરી ગોકુળની.
પરણ્યો ચાકરીઓમાં ન્યો છે મારુજી,
માડી ઓરલિયે અંધારાં, કે ગુજરી ગોકુળની.
બેટા, સૈયરોમાં ન્યાં છે મારુજી,
માડી, સૈયરો જોઈ આવ્યો, કે ગુજરી ગોકુળની.
બેટા, પનિયારીઓમાં ન્યાં છે મારુજી,
માડી ! પનિયારીઓ જોઈ આવ્યો, કે ગુજરી ગોકુળની.
વોવ વણઝારાને ન્યાં છે મારુજી,
પરણ્યો આડી દોટે દોડયા, કે ગુજરી ગોકુળની.
રાખે, રાખે, વણઝારા તારો તાંડો[2]
હલા ! તારા તાંડામાં મારી ગોરી મારુજી,
મારા તાંડામાં કાંથી ગોરી ? કે ગુજરી ગોકુળની.
મારી લાલ ઓઢણી ઓઢી મારુજી,
મારો ધોળો ચૂડો પેર્યો, કે ગુજરી ગોકુળની.
મારો ઘુઘરવટ ઘાઘરો પેર્યો, કે ગુજરી ગોકુળની.
મારો ઘાડવાનો ગોળ ખાધો કે ગુજરી ગોકુળની.

---

૧. વહુ. ૨. પોઠ-વણજાર.

મારાં જવરી[1] ધીયાં ખાધાં કે ગુજરી ગોકુળની.
પરણ્યો ફિક્કે મોઢે આવ્યા, કે ગુજરી ગોકુળની.

*

## ૨૪૭ વાવની લોકકથા

બાર બાર વરસોનાં વાણુલાં રે વાયાં
કે નણદલ આવ્યાં પરોણાં જી રે.
ઊઠો રે વહુવારુ ડાંગેરો ખાંડો
કે નણદલ આવ્યાં પરોણાં જી રે.
તમારે ભાઈએ ડાગેરો નથી પકવીઓ,
કે કાંથી ડાગર ખાંડીએ જી રે.
ઊઠો રે વહુવારુ ખીચડીઓ રાંધો
કે નણદલ આવ્યાં પરોણાં જી રે.
ઊઠો રે વહુવારુ ભાંણેલાં રે પીરસો
કે નણદલ આવ્યાં પરોણાં જી રે.
ઊઠો રે વહુવારુ ધીયેલાં તાવો,
કે નણદલ આવ્યાં પરોણાં જી રે.
સાસુ ને સસરો બે જમવા રે બેઠાં,
કે વહુ પાણીલાં આલ્યાં જી રે.
સાસુ ને સસરો બે જમીને ઊઠયાં રે
કે તોયે ન લાવ્યાં વહુ પાણી જી રે.
સોળસેં પનિયારીઓ ટોળે રે વળીઓ
કે હાથપગ ધોતા વાર લાગી જી રે.

---

૧. જવરી-જાય.

મારાં જવરી[1] ઘીયાં ખાધાં કે ગુજરી ગોકુળની.
પરણ્યો ફિક્કે મોઢે આવ્યા, કે ગુજરી ગોકુળની.

*

## ૨૪૭ વાવની લોકકથા

બાર બાર વરસોનાં વાણુલાં રે વાયાં
કે નણદલ આવ્યાં પરોણાં જી રે.
ઊઠો રે વહુવારુ ડાંગેરા ખાંડો
કે નણદલ આવ્યાં પરોણાં જી રે.
તમારે ભાઈએ ડાંગેરા નથી પકવીઓ,
કે કાંથી ડાગર ખાંડીએ જી રે.
ઊઠો રે વહુવારુ ખીચડીઓ રાધો
કે નણદલ આવ્યાં પરોણાં જી રે.
ઊઠો રે વહુવારુ ભાંણેલાં રે પીરસો
કે નણદલ આવ્યાં પરોણાં જી રે.
ઊઠો રે વહુવારુ ઘીયેલાં તાવો,
કે નણદલ આવ્યાં પરોણાં જી રે.
સાસુ ને સસરો બે જમવા રે બેઠાં,
કે વહુ પાણીલાં ચાલ્યાં જી રે.
સાસુ ને સસરો બે જમીને ઊઠયાં રે
કે તોયે ન લાવ્યાં વહુ પાણી જી રે.
સોળસેં પનિયારીઓ ટોળે રે વળીઓ
કે હાથપગ ધોતાં વાર લાગી જી રે.

૧. જવરી-જાય.

તમે રે સસરા ! ઝાઝલા વેવારિયા,
કે ઝાંપે વાવડી ખોદાવો જી રે.
મારી રે મયિરેના[1] જોષીડા તેડાવુ,
ટીપડલાં જોવડાવું જી રે.
જો જો રે 'લ્યા જોષી, સારાં જ ટીપડાં,
કયે જગે[2] વાવડી ખોદાવુ જી રે.
બાર બાર વરસોનાં વાણુલાં વાયાં,
તોયે ન આવ્યું નીર – પાણી જી રે.
હાથોમાં નારિયેળી ખોળામાં કુકાવટી,
વહુ વાવડી વધાવવા ચાલ્યાં જી રે.
વાવડી રે વધાવીને પાછાં રે વળીયાં ને,
પોસો[3] પ્રમાણે નીર આવ્યાં જી રે.
પાછા વળીને ઘેર જઈએ હો પરણ્યા !
પોસો સમાન નીર આવ્યાં જી રે.
એકે રે પગથિયે ને બીજી પગથિયે,
પોસો સમાન નીર આવ્યાં જી રે.
વાવડી વધાવીને પાછાં રે વળિયાં ને,
ઘૂંટણ સમાં નીર આવ્યાં જી રે.
પાછાં વળીને ઘેર જઈએ હો પરણ્યા,
ઘૂંટણ સમાં નીર આવ્યા જી રે.
ત્રીજે પગથિયે ને ચોથે પગથિયે,
વાવડી વધાવવા ચાલ્યા જી રે.

---

૧. મહિયરના. ૨. જગાએ. ૩. પોશ-ખોબો.

વાવડી વધાવીને પાછાં રે વળિયાં ને,
કેડો સમાં નીર આવ્યાં જી રે.
પાછાં વળોને ઘેર જઈએ હો પરણ્યા,
કેડો સમાં નીર આવ્યાં જી રે.
ચોથે પગથિયે ને પાંચમે પગથિયે,
વાવડી વધાવવા ચાલ્યાં જી રે.
વાવડી વધાવીને પાછાં રે વળિયાં ને,
છાતી સમાં નીર આવ્યાં જી રે.
પાછા વળોને ઘેર જઈએ હો પરણ્યા!
છાતી સમાં નીર આવ્યાં જી રે.
પાંચમે પગથિયે ને છઠ્ઠે પગથિયે
વાવડી વધાવવા ચાલ્યાં જી રે.
વાવડી વધાવીને પાછાં રે વળિયાં ને
ગળા સમાં નીર આવ્યાં જી રે.
પાછા વળોને ઘેર જઈએ હો પરણ્યા!
ગળા સમાં નીર આવ્યાં જી રે.
છઠ્ઠે પગથિયે ને સાતમે પગથિયે
વાવડી વધાવવા ચાલ્યાં જી રે.
વાવડી વધાવીને પાછાં રે વળિયાં ને,
માથા સમાં નીર આવ્યાં જી રે.
પાછા વળોને ઘેર જઈએ હો પરણ્યા!
માથા સમાં નીર આવ્યાં જી રે.
ધનજી ભગતડો ને મનજી સાંઢળિયો,
એનું જજો નખ્ખોદ!
હીચરો-વહુવારુ ભોગ આપ્યો જી રે!

તમે રે સસરા ! ઝાઝલા વેવારિયા,
કે આપે વાવડી ખોદાવો જી રે.
મારી રે મચિરેના[1] જોષીડા તેડાવું,
ટીપડલાં જોવડાવું જી રે.
જો જો રે 'લ્યા જોષી, સારાં જ ટીપડાં,
કયે જગે[2] વાવડી ખોદાવુ જી રે.
બાર બાર વરસોનાં વાણુલાં વાયાં,
તોયે ન આવ્યું નીર – પાણી જી રે.
હાથોમાં નારિયેળી ખોળામાં કુકાવટી,
વહુ વાવડી વધાવવા ચાલ્યાં જી રે.
વાવડી રે વધાવીને પાછાં રે વળીયાં ને,
પોસો[3] પ્રમાણે નીર આવ્યાં જી રે.
પાછા વળીને ઘેર જઈએ હો પરણ્યા !
પોસો સમાન નીર આવ્યાં જી રે.
એકે રે પગથિયે ને બીજી પગથિયે,
પોસો સમાન નીર આવ્યાં જી રે.
વાવડી વધાવીને પાછાં રે વળિયાં ને,
ઘૂંટણુ સમાં નીર આવ્યાં જી રે.
પાછાં વળીને ઘેર જઈએ હો પરણ્યા,
ઘૂંટણુ સમાં નીર આવ્યાં જી રે.
ત્રીજે પગથિયે ને ચોથે પગથિયે,
વાવડી વધાવવા ચાલ્યા જી રે.

---

૧. મહિયરના. ૨. જગાએ. ૩. પોશ-ખોબા.

અંદનનાં ચંદનનાં લાકડાં વઢાવિયાં રે.
રેવાની તીરે રે બે'નની ચેયો[1] સીંકી[2] રે.

ઓ કેસરિયા લાલ !
ઓ નંદાના લાલ !
ધૂમાડા નીકળે રે અબિલ ગુલાલના રે !
ઓ કેસરિયા લાલ !
ઓ નંદાના લાલ !
વરાળો નીકળે રે કંકુ કેસરની રે !
ઓ કેસરિયા લાલ !
ઓ નંદાના લાલ !
હાથને ઝાલે તો પાર ઉતારજો રે !

*

## ૨૪૯. લીમડો

રાજપીપળો તો ગઢ વાંકો ને ચૂંકો
ગર ગુજરાતનો ઝાંપો જી રે.
તમારી નગરી મેં શેની શેની વસ્તી,
શું યે લે'રાં લે છે જી રે.
અમારી નગરીમેં વાણિયા બરામણ[3]
કણબણ લે'રાં લે છે જી રે.
તમારી વાડીઓમેં શેના શેના રોપા ?
ને શું યે લે'રાં લે છે જી રે.

---

૧. ચિતા. ૨. સીંચી. ૩. બ્રાહ્મણ.

અમારી વાડીઓમે જુવાર–બાજરી પાકે
ડાંગર લે'રાં લે છે જી રે.
તમારી વાડીઓમેં શેના શેના રોપા,
ને શું ચે લે'રાં લે છે જી રે.
અમારી વાડીઓમેં અમરો ને ડમરો
કેવડો લે'રાં લે છે જી રે.
ઊંચી 'લી ! કણબણ અવરે કુવારી
મુજની સાથે પઈણાવો જી રે.
જેસંગ રાજા ! તારે સોળસેં રાણીઓ
કણબણને શુ કરશો જી રે.
સોળસેં રાણીઓ પાણી ભરવા જાશે
કણબણ બેઠક રાણી જી રે !
સોળસેં રાણીઓ પાણી ભરવા જ્યા'તાં
બેડાં બે પાણી લાઈવાં જી રે !
કણબણ રાણી પાણી ભરવા જ્યા'તાં,
આખું સમુધર લાયવાં જી રે.
સોળસેં રાણીઓ ઘાસ વાઢવા જશે,
કણબણ બેઠક રાણી જી રે.
સોળસે રાણીઓ ઘાસ વાઢવા જ્યાં'તાં,
પૂળો પૂળો ઘાસ લાયવાં જી રે !
કણબણ રાણી ઘાસ વાઢવા જ્યાં'તાં,
બારે બીડાનાં ઘાસ લાયવાં જી રે !
સોળસેં રાણીઓનાં ઘરેણાં ઉતાઈરાં,
લીંબડે બચકે બાંઈધાં જી રે.

તાંથી 'લા લીંબડો નાહીને નાઠો,
જઈ અંદરવાવમેં પેઠો જી રે.
પીઠી હનમાન . તને તેલ ચડાવું,
અધમણ સિંદૂર · ચડાવું જી રે.
અંદરવાવ ઝાડાં ખોદી નંખાવું,
લીંબડાને જીવતો ઝાલું જી રે!
પે'લી ઉતારું, તારી ઢાલ-તલવાર,
પછી ઉતારું લસ્કર જી રે.
ખાંધે ખધુકડીને ખોંખારો કરિયો,
લીંબડો થર થર કાંપે જી રે!
ટેકરે ચડીને ભૂવે ખોંખારો કરિયો,
લડવું હોય તેને આવો જી રે!
તાંથી તે લીંબડે સમશા જાણી,
રાતે રતોવઈ નાઠો જી રે!
રાતે . રતોવઈ નાઠો 'લા લીંબડો,
સંખેડા શે'ર જઈ પેઠો જી રે.
સંખેડું શે'ર તારુ શેને વઈસું 'લા?
ચોર મારો ઝાલી આલો જી રે.
તાંથી તે લીંબડે સમશા જાણી,
જઈ બાધરપોર પેઠો જી રે.
રાતે રતોવઈ લીંબડો નાઠો,
જઈ ચાંદજમેં પેઠો જી રે.
ચાંદજ શે'ર તારું ખોદી નંખાવું,
ચોર મારો ઝાલી આલો જી રે.

તાંથી તે લીંબડે સમશા જાણી,
જઈ પોઈચામેં પેઠો જી રે.
પોઈચા ગામનાં પૂછેટિયાં અંગાવો,
રેવામેં મોરચા બંધાવો જી રે.
ભીલોડિયા ગામનો ભીખલો બંગિયો,
રણશિંગે રંગ રાઈખો જી રે!
ખસે બંધુકડીને ખાંખારો કરિયો,
લીંબડો થર થર કાંપે જી રે!
ભીલાં ને ધાંણકાં નાહીને નાઠાં
રજબૂતે રંગ રાઈખો જી રે.

*

૨૫૦. વિસલદેવ

જૂના તે ગઢનો રાજા જી રે.
નવાં નગર તે વસાવે જી રે.
એની માસીએ મેણુલાં માર્યાં જી રે.
તું રે રાજાજી વાંઝિયો જી રે.
રાજાએ ઝાલી છે વનડાની વાટો હો જી રે.
વનમાં ગોંસાઈ મલ્યા હો જી રે.
લટમાંથી ભભૂત આલી જી રે.
સોના કટોરીએ ઝીલી હો જી રે.
સોના કટોરીએ ઝીલી હો જી રે.
રૂપા કટોરીએ ઘોળી હો જી રે.
રૂપા કટોરીએ ઘોળી હો જી રે.
સોના કટોરીએ પાધી[1] હો જી રે.

---

૧. પાઈ

રાણીને ઓધાણ રહ્યાં હો જી રે.
એની શોકે કામણ કીધું હો જી રે.
માળવેથી મઈણાં મંગાવ્યાં હો જી રે
ઊંબરા હેઠે દળાવ્યાં હો જી રે.
નવે મહિના પૂરા થાય હો જી રે,
રાણીને છૂટકો ન થાય હો જી રે.
જો 'લ્યા ! જોષીડા જોષ હો જી રે,
રાણીને છૂટકો ન થાય હો જી રે.
માળવેથી મઈણાં મંગાવ્યાં હો જી રે,
શિંબરા હેઠે દળાવ્યાં હો જી રે.
રાણીને છૂટકો થયો હો જી રે,
જો 'લ્યા જોષીડા જોષ હો જી રે.
કુંવરનું નામ શું ધરાવીએ હો જી રે ?
એનું નામ ધરાવો વિસલદેવ રાય હો જી રે.
એની માસીએ કામણ કીધાં હો જી રે,
કોરા ઘડામાં ઊતાર્યો હો જી રે.
નદીમાં વહેતો મેલ્યો હો જી રે,
નદીમાં વહેતો મેલ્યો હો જી રે,
વનમાં ગોંસાઈને મલ્યો હો જી રે !

*

૨૫૧. નવરાત્રીનો ગરબો

ગામના કુંભાર વીરા, તને વીનવું રે લોલ.
મને ઘડુલિયો ઘડી આલ રે જોગમા
નાગરવેલમાં રે લોલ.

ગામની માલણ, તને વીનવું રે લોલ.
માારે ગરબે ફૂલડિયાં લાવ રે, જોગમા
નાગરવેલમાં રે લોલ.
ગામની ઘાંચણ, તને વીનવું રે લોલ.
મારે ગરબે તેલડિયાં લાવ રે, જોગમા
નાગરવેલમાં રે લોલ.
મારા ગામના પીંજારી તને વીનવું રે લોલ.
મારા ગરબે દીવેટો લાવ રે, જોગમા
નાગરવેલમાં રે લોલ.
અરે દીવડા મેલ્યા છે ત્રણસેં ને સાઠ રે, જોગમા
નાગરવેલમાં રે લોલ.
ગામના પટલ તને વીનવું રે લોલ.
મારો ગરબો ઘુમાવ રે, જોગમા
નાગરવેલમાં રે લોલ.
વેરાઈ માતા રે, તને વીનવું રે લોલ.
અરે! માતા! ગરબે રમવા વેલા આવ રે
જોગમા નાગરવેલમાં રે લોલ.
માતા રમ્યા સરખી માઝમ રાત છે રે,
હું શાને આવું ભોળા માનવી રે!
મારે ખોળે રુવે નાનાં બાળ રે, જોગમા
નાગરવેલમાં રે લોલ.
બાળક સુવાડું સોના ઢાલિયે રે લોલ,
માતા! ગરબે રમવા વે'લા આવ રે જોગમા
નાગરવેલમાં રે લોલ.

## ૨૫૨. ગરબાનાં આમંત્રણ

કયા ભાઈની ગોરી,

તમે ગરબે રમવા આવો, હો નંદલાલજી !

મોટાભાઈની ગોરી,

તમે ગરબે રમવા આવો, હો નંદલાલજી !

ગરબે રમવા આવું પણ રાત અંધારી હો નંદલાલજી !

અંધારી રાતે પણ દીવલા મેલાવું હો નંદલાલજી !

ગરબે રમવા આવું પણ કાંકરા જ ખૂંચે હો નંદલાલજી !

કાંકરા જ ખૂંચે પણ મોજડી પે'રાવું હો નંદલાલજી !

મારો પાવડી પગ લપઈસો

મારા પગની નેવઠ વાગી,

મારી સૂતી નણંદી જાગી

મને બહુ પાપ લાગ્યું !

હો નંદલાલજી !

*

## ૨૫૩. ગરબાનાં રમનારાં

આવી રે આવી પડવા પૂનમની રાત જો,

ચાંદલિયો ઊઈ ગો રે સખી ! મારા ચોકમાં રે લોલ.

ગોરી રે મોરી ! આંગણલાં વાળી મેલ જો,

ગરબાનાં રમનારાં રે અબ ઘડી આવશે રે લોલ.

ગોરી રે મોરી ! ઢોલિયા વાળી મેલ જો,

ઢોલિયાનાં બેસનારાં રે અબઘડી આવશે રે લોલ.

ગોરી રે મોરી ! હુકલડા ભરી મેલ જો,

અમલાંના[1] પીનારા રે અબઘડી આવશે રે લોલ.

---

૧. અમલ–કસુંબાના.

ગોરી રે મોરી! હળવી તાળી પાડ જો;
હાથોની હથેળી રે ગોરી તારી દુઃખશે રે લોલ.
ગોરી રે મોરી! હળવા ફેરા ફર જો,
હીરનાં ચીર રે ગોરી! તારાં ફાટશે રે લોલ.

*

## ૨૫૪. તુંબડી રે તુંબડી!

ડુંગરથી બિયું આયવું, નંદલાલ! તુંબડી રે તુંબડી.
એ બિયે ચારો ખોઈદો, નંદલાલ! „ „
એ બિયે ફણગો લાઈખો, નંદલાલ! „ „
એ બિયે વેલો સઈળો,[1] નંદલાલ! „ „
એ વેલે ફૂલું જઈલું, નંદલાલ! „ „
સોમલો જોઈ જે'લો,[2] નંદલાલ! „ „
એ ફૂલે આરું જઈલું, નંદલાલ! „ „
એ આરું મોટું થયુ, નંદલાલ! „ „
એ સોમલો તોડી લાઈવો, નંદલાલ! „ „
ઝીણિયો શાકે મોરે, નંદલાલ! „ „
હિંમતો સાકી[3] જોવે, નંદલાલ! „ „
પશલો રોટલા ઘડે, નંદલાલ! „ „
બચુડો શાકે રાંધે, નંદલાલ! „ „

*

---

૧. ચડ્યો. ૨. ગયેલો. ૩. ચાખી.

## ૨૫૫. પાણી પીને નાત પૂછવી

આવી રૂડી સરોવરિયાની પાળ,
કે પાળે બેઠું બગલું રે લોલ.
બગલું ઊડી ગયુ અસમાન,
કે પગલું રે ગયુ રે લોલ.
રાજાજી શિકાર રમવા નીસરા,
કે વન ભૂલે પડયા રે લોલ.
રાજાજીને વનમેં લાગી તરસ,
કે નીર ક્યાંથી લાવશું રે લોલ.
રાજાજીએ ઝાડે ચઢી નીર જોયાં,
કે સમડાં ભમતાં રે લોલ.
રાજાજીએ નીચે ઊતરી ઘોડો ઠોકયો,
કે ગઢ પાવા ભણી રે લોલ.
રાવળિયોના સોનાનાં છે બેડાં,
કે રૂપલા ઢાંકણી રે લોલ.
રાજાજીએ હાથે ઊઘેડી નીર પીધાં,
પછી નાત પૂછિયાં રે લોલ.
હલા છોરા! કેનો છે તું સૂબો?
સોના બેડાં વટાળિયાં રે લોલ.
હલી છોરી! કેની છે તું નાર!
સામા બોલ બોલતી રે લોલ.

*

## ૨૫૬. સંતાકૂકડી

અમે સાસુ ને બે વહુઓ રે,
પૂનેમ ના'વા ગ્યાં'તાં રે૦
અમે પૂનેમ ના'યાં ને પડવો,
બીજે પાછાં વળિયાં રે.
મારી નાની નણંદીનો એક વીરો રે,
નીત ગોકુળમાં તેડે રે,
નીત ગોકુળમાં તેડે રે.
મને બેવડી રાસે રમાડે !
એ મને બેવડી રાસે રમાડે,
મારાં આછાં છાયલ ફાટે.
મારા દરોપરાના[1] દરજી,
વેગે વહેલા આવો.
તારી સોય છે સોનાની,
તારો દોરો છે રૂપાનો.

## ૨૫૭. રાધાને મેલ્યાં ઝૂલતાં

ઊંચી રબારણ ઝરમરિયાશાં ચીર જો,
માથે ને દોણી રે• રબારણ ઊતરી.
વહેતીને નદી રે રબારણ ઊતરી.
પાછે રે ઊભો કાનુડિયો ગોવાળ જો.
કહે રે રબારણ પરણી કે કુંવારી જો ?
કહે રે કાનુડિયા તારે શી પડપૂછ જો ?
નથી ને પરણી રે બાળ કુંવારડી.
કહે રે કાનુડિયા પરણ્યો કે કુંવારો જો.
કહે રે રબારણ તારે શી પડપૂછ જો ?
નથી ને પરણ્યો રે બાળ કુંવારડો.
જોષી રે ગામના જોષીડા તેડાવો જો,
લગનિયાં જોવડાવો રે રવજીના ચોકમાં.
આજ થઈ સાતમને શનિવાર જો,
લગનિયાં ગયાં રે ઘણાં વેગળાં.
આજ થઈ બારશને બુધવાર જો,
લગનિયાં આયવાં રે રૂડાં ઢૂકડાં.
સાગ રે કેરી[1] થાંભલિયો વઢાવો જો,
માંડવડો રચાવો રે રવજીના ચોકમાં.
સમળા કેરી ડાળખડી મંગાવો જો,
માંડવડો બધાવો રે રવજીના ચોકમાં.
આંબા રે કેરાં પાંદડિયાં મંગાવો જો,
તોરણિયાં બંધાવો રે રવજીના ચોકમાં.

---
૧. ની.

સરખી રે સરખી સાહેલીઓ તેડાવો જો,
ધોળ-મંગળ ગવડાવો રવજીના ચોકમાં.
ગંગા રે કેરી ગોરમટી મગાવો જો,
ચોરીઓ બંધાવો રે રવજીના ચોકમાં.
લીલા રે પીળા ચોખલિયા પીલાવો જો,
ચોરીઓ ચીતરાવો રે રવજીના ચોકમાં.
ગુજર ગામનાં ગુજરિયા મંગાવો જો,
ફરતાં ને મુકાવો રે રવજીના ચોકમાં.
નડિયાદ ગામનાં નાડલાં મગાવો જો,
તોરણિયાં બધાવો રે રવજીના ચોકમા
*........ ગામના આંમણિયા તેડાવો જો,
ધોળ-મગળ ગવરાવો રે રવજીના ચોકમાં.
પરણ્યાં રે પરણ્યાં સીતાને સરીરામ જો,
રાધાને મેલ્યાં રે વનમાં ઝૂલતાં!

*

## ૨૫૮. વેહનો વારો

[ આ ગીત ખાસ કરીને તિલકવાડા મહાલ, રેવાકાંઠાનાં રાજ્યો અને છોટાઉદેપુરની ભીલ વસાહતોમાં જ ગવાય છે ઉપરના પ્રદેશમાં રહેતા તડવી લોકોનાં બૈરાં પણ એ ગરબો ગાય છે ભીલ ને તડવી જાતિની સ્ત્રીઓ લગ્નપ્રસંગે કે ગરબા વખતે એમાં જ ગીતો ગાય છે ને લોકસંગીતનો રસ માણે છે. મૂળ આ ગીત ભીલજાતિનું છે નાની ઠકરાતોના રાજકર્તાઓની વેહનું પ્રતિબિંબ એમાં છે ત્રણ તાલીમાં કૂદતાં કૂદતા સ્ત્રી-પુરુષો આ ગીત ગાય છે ]

* પોતાના ગામનું નામ મૂકીને ગવાય છે.

આજ 'લા કોનો વારો ? એને વેઠે લગાડી દે'મ.
આજ 'લા મોહનનો વારો; એને વેઠે લગાડી દે'મ.
હાથમેં લાકડી ઝલાવું; એને ઢોરાં ચારવા મોકલું.
આજ 'લા કોનો વારો ? એને વેઠે લગાડી દે'મ.
આજ 'લા છગનનો વારો; એને વેઠે લગાડી દે'મ.
હાથમેં દાતેડું ઝલાવું; એને ઘાસ કાપવા મોકલું.
આજ 'લા કોનો વારો ? એને૦
આજ 'લા મોહનનો વારો. એને૦
ટોપલીમેં દેણું; એને દળવા બેસાડી દે'મ.

(પછી આગળ નામ મૂકીને ગવાય છે. ગાતી વખતે બે પક્ષ પડે છે.)

*

૨૫૯. લોકરામાયણ

કનકા કટોરામાં કેસર ઘોળ્યાં, તેમાંથી સીતા પેદા થયાં.
બાર વરસનાં સીતા થયાં, લઈ પાટીને ભણવા ગયાં.
ભણી ગણીને નવ સિદ્ધ થયાં,
વનમાં જઈને મઢી રચી,
મોરને પીંછે મઢી રચી.
રામ લખમણ ખોદાવે કૂવા,
સીતાએ વાવ્યો અમરો ને ડમરો,
જેમ જેમ સીતા પાણીલાં સીંચે,
તેમ તેમ, ડમરો લે'રે જાય.
જેમ જેમ ડમરો લે'રાં લેય,
તેમ તેમ મરધો હરી-ચરી જાય.

સીતાની વાડીમાં અમરો ને ડમરો, ડમરો લે'રાં લેય, વહાલા !
મરઘો હરી ચરી જાય વહાલા !
ચરતેલો મરઘલો સીતાએ દીઠો ને
સીતાને લાગી છે રઢ વહાલા !
ધીરે 'લ્યા ! મરઘા, તજને મરાવું ને
કંચવડો સિવડાવું રે.
સોના કંચવડો રૂડી રૂડી પહેરું ને
મરઘા કંચવડાની હોંશ, વહાલા !
તમને સોહે સીતા ! સોના કંચવડો,
મરઘો માર્યો કેમ જાય, વહાલા !
ઊઠચા છે રામ ને લીધાં છે બાણો રે,
મરઘો મારવા કાજ, વહાલા !
પહેલું બાણ લખમણે સાંધ્યુ ને
જઈ પડયું લંકામોઝાર, વહાલા !
બીજું તે બાણ રામે માર્યું ને
વાગ્યુ મરઘા શરીર, વહાલા !
ચરતેલે મરઘે પાડી છે ચીસ રે
'ધાજો લખમણ વીર' વહાલા !
મઢીની બા'ર પગ મેલો તો
રામદુવાઈની આણ, વહાલા !
જોગીને વેશે રાવણ આવ્યો ને
ભિક્ષા લેવાને કાજ, વહાલા !
સીતા રે માજી ! ભિક્ષા રે આપોને,
આવ્યા તપેસરી મા'રાજ વહાલા !

થાળ ભરીને સીતા વનફળ લાવ્યાં ને
હેવ રે તપેસરી મા'રાજ, વહાલા !
ભૂખી ભિક્ષા તારી નહિ રે લઉંને,
પાવડીએ પગ દેવ, વહાલા !
એક પગ મારી પાવડીએ મૂકો ને
બીજો ઉમરલા હેઠ, વહાલા !
એક પગ પાવડીએ મૂક્યો ને
બીજો પગ ઉમરલા હેઠ, વહાલા !
ખાંધે બેસાડીને રાવણ નાઠો ને
લઈ ગયો લંકા મોઝાર, વહાલા !
મરઘો મારીને રામ મઢીએ સધાર્યા ને
મઢીમાં ઊડે છે કાળા કાગ, વહાલા !
મરઘો મારીને રામ ઘેર આવ્યા ને,
મઢી સૂનેરી દીઠ, વહાલા !
રામ રૂવે ને લખમણ ધીરવે,
ઘેલા ના રોશો રામ, વહાલા !
એવી સીતાઓ બીજી લાવીશું ને,
સીતા ધરાવીશું નામ, વહાલા !
વનવન ચંદન ક્યાંથી હોય ?
ઘેર ઘેર સીતા ક્યાંથી હોય ?
આટલાં જુદ્ધો[1]માં કોણુ કોણુ જુદ્ધો ને,
લાવે સીતાજીની શોધ વહાલા !

---

1. યોદ્ધા.

આટલા જુદ્ધોમાં હનુમાન જુદ્ધો ને
લાવે સીતાજીની શોધ, વહાલા !
હું જાઉં સીતા મા શોધ રે,
સીતાને રામચંદર સાંભરે રે લોલ !
અલ્યા ! ત્યાંથી તે ઠેકડો મારિયો રે,
જઈ પડચો લંકા મોઝાર રે,
સીતાને રામચંદર સાંભરે રે લોલ !
વાંદર બેઠો વાવને ટોડે,
બેઠો પનિહારીઓને પૂછી જુવે;
રાવણ છે કે મરી ગયો ?
રાવણ બેઠો રાજ કરે
કે'રે પનિયારી બે'ની, સાચા બોલ,
સીતા માતા કાંયે વસ્યાં ?
આસાપાલવને વડલા છાંય,
સીતા માતા ત્યાયે વસ્યાં !
આ રે મુદ્રિકા કયાંથી લાવિયો રે લોલ,
આ રે મુદ્રિકા મારા રામની રે લોલ,
સીતાને રામચંદર સાંભરે રે લોલ.
સીતા માતા ! મને ભૂખો રે લાગિયો,
ને ભોજનિયાં મને આલજો
આ રે વાડી રાજા રાવણની રે,
પડચાં વનફળ વીણી ખાજો.
ત્યાંથી વાંદરે ઠેકડો માર્યો ,રે લોલ.
જઈ પડચો વાડીની માંય રે,
સીતાને રામચંદર સાંભરે રે લોલ.

એક ભાંગે ને બીજું આંબળે રે લોલ,
એક પાડે ને બીજું આંબળે રે લોલ
ડાળ ઝાલીને ઢંઢોળિયાં રે લોલ,
એની વાડી કરી ઊધામૂળ રે,
સીતાને રામચંદર સાંભરે રે લોલ.

વાડીનો રખવાળ આવિયો રે લોલ,
મારી વાડી કરી ઊંધામૂળ રે,
સીતાને રામચંદર સાંભરે રે લોલ.

વાડીવાળે કરી ફરિયાદી રે લોલ,
મારી વાડી કરી ઊધામૂળ રે,
સીતાને રામચંદર સાંભરે રે લોલ.

બારે ગામોનાં ગોદડાં રે લોલ,
તેરે ઘાંણીનાં તેલ રે,
સીતાને રામચંદર સાંભરે રે લોલ.

વીંટાળો વાંદરાના પૂંછડે રે લોલ,
તેરે ઘાંણીનાં તેલ રે,
સીતાને રામચંદર સાંભરે રે લોલ.

રેડાવો વાંદરાના પૂંછડે રે લોલ,
લગાડો વાંદરાનું પૂછ રે,
સીતાને રામચંદર સાંભરે રે લોલ.

ત્યાંથી તે ઠેકડો મારિયો રે લોલ,
જઈ પડ્યો મઢી માંય રે,
સીતાને રામચંદર સાંભરે રે લોલ.

બળી બળી રાવણ તારી મઢી રે લોલ,
બળી રાવણ તારી મૂછ રે,
સીતાને રામચદર સાંભરે રે લોલ.

વાંદર કૂદિયો હડૂક દઈ,
લંકા બળી ભડૂક દઈ!
ત્યાથી તે ઠેકડો મારિયો રે લોલ,
જઈ પડયો દરિયાની માય રે,
સીતાને રામચદર સાંભરે રે લોલ.

દરિયા માએ મારી ઝાલક રે લોલ,
હોલવ્યુ વાંદર તારુ પૂછ રે,
સીતાને રામચદર સાંભરે રે લોલ.

*

૨૬૦. રૂસણું

રાંણી રખોમણી[1] ચાલ્યાં રૂસણે,
એને કેને[2] મનાવા જાય ?
ઝોલો લાગ્યો ગોરીને ઘૂઘટડે!

એને જશે મસરોજી પાતળિયા,
વહુવર! ચાલોને આપડે[3] ઘેર, ઝોલો૦
સસરા! તમારાં વાર્યાં નઈ રે વળુ!
મને મારી પાટુ ને દીધી ગાળ, ઝોલો૦
રાંણી રખોમણી ચાલ્યાં રૂસણે,
એને કેને મનાવા જાય? ઝોલો૦

---

૧. રુક્મિણી. ૨. કોણ. ૩. આપણે

એને જશે જેઠાજી પાતળિયા,
વહુવર ! ચાલોને આપડે ઘેર. ઝોલો૦

જેઠ તમારાં વાર્યાં નઈ રે વળું,
મને મારી પાટુ ને દીધી ગાળ. ઝોલો૦

રાંણી રખોમણી ચાલ્યાં રૂસણે,
એને કેને મનાવા જાય ? ઝોલો૦

એને જશે દિયેરજી પાતળિયા,
ભાભી ! ચાલોને આપડે ઘેર. ઝોલો૦

દિયેર ! તમારાં વાર્યાં નંઈ રે વળું,
મને મારી પાટુ ને દીધી ગાળ. ઝોલો૦

રાંણી રખોમણી ચાલ્યાં રૂસણે,
એને કેને મનાવા જાય ? ઝોલો૦

એને જશે પઈણોજી પાતળિયા,
ગોરી ચાલોને આપડે ઘેર. ઝોલો૦

પઈણા તમારાં વાર્યાં નંઈ રે વળું.
મને મારી પાટુ ને દીધી ગાળ. ઝોલો૦

પઈણાના હાથોમેં બેવડ રાશ,
ગોરી ! ચાલોને આપડે ઘેર. ઝોલો૦

પઈણે એક મેલી ને બીજી ફેરવી,
પઈણા ! ચાલોને આપડે ઘેર. ઝોલો૦

*

## ૨૬૧ કેઠી[1] ને[2] તોડું

કૂવાને ટોટલે સાધુ વેરાગી,
સાધુડાને પાણી પાવાં, હરિ વના કેમ ચાલે ?
રાશે[3] પોંતે[4] ના મારો ઘડો ના ડૂબે;
કેમ કરી પાણી પાવાં ? હરિ૦
ચીર ફાડીને મે તો ઘડો ડૂબાડ્યો,
સાધુવાને પાણી પાયાં ! હરિ૦
બેડું ભરીને મેં તો ઘેર સધાઇશં,
ઊંબરામે સાસુ ઊભાં. હરિ૦
કેઠી તોડો તો વઉ ઘરમેં પેસો;
ઝાંપે ઝૂપડી બધાવો. હરિ૦
કેઠી ને તોડું તારા ઘરમે ને પેસું !
ઝપે ઝૂપડી બાંધું. હરિ૦

*

## ૨૬૨. મશ્કરી

મારે પનિયારે જીરુ રે વાઈહું,
ઊઈગુ સૂરજને પગલે.
મારા દિયરને છોકરી રે આયવી,
આવી અધારી રાતે;
ચાલો પછાળવા[5] જીયે,[6] મારે૦
આલો શીકોરી[7]ને ચૈળવો[8] ? મારે૦

---

૧ કઠી ૨. નહિ ૩ રાશ ૪. પહોચે ૫. પછાડવા. ૬. જઈએ. ૭ દા૨. ૮ માટીની કુલડી.

મારા દિયરને છોકરોરે આયવો,
આયવો અજવાળી રાતે,
ચાલો રમાડવા જીયે.
આલો થાળી ને લોટો. મારે૦

*

## ૨૬૩. રણછોડ રંગીલા

(બોડાણા ભક્તની ભક્તિ જોઈને ભગવાન ડાકોર પધાર્યા તે ઐતિહાસિક પ્રસંગ લોકભાષામાં–લોકગીતમાં વણાયેલો છે)

કાચા પાકા બાવળિયા વે'રાવો રે. રણછોડ રંગીલા.
તેની વેલ તે ભલી બનાશે રે. ,, ,,
આપણે ધોરી વના તે કેમ ચાલે રે. ,, ,,
પેલો ખાંડિયો ને મીંડિયો બે ધોરી રે. ,, ,,
આપણે જૂંસરા વના તે કેમ ચાલે રે. ,, ,,
પેલા અજગરને લાવો હોરો[1] ઝાલી રે. ,, ,,
તેનું જૂસેરુ ભલું બનાશે રે. ,, ,,
આપણે નાડ વના તે કેમ ચાલે રે. ,, ,,
પેલા ધામણાને લાવો હોરો ઝાલી રે. ,, ,,
તેનો નાડ તે ભલો બનાશે રે. ,, ,,
આપણે રાશે વના તે કેમ ચાલે રે. ,, ,,
પેલા ફેણિયાને લાવો હોરો ઝાલી રે. ,, ,,
તેની રાશે તે ભલી બનાશે રે. ,, ,,

---

૧. ઓરો–પાસે.

આપણે જોતરાં વના તે કેમ ચાલે રે. ,, ,,
પેલી ઘોહટીને લાવો હોરી ઝાલી રે. રણછોડ રંગીલા.
તેના જોતેરાં ભલાં બનાશે રે. ,, ,,
આપણે પરોણી વના તે કેમ ચાલે રે ,, ,,
પેલી કૂકળીને લાવો હોરી ઝાલી રે. ,, ,,
તેની પરોણી ભલી બનાશે રે ,, ,,
આપણે આર વના તે કેમ ચાલે રે. ,, ,,
પેલા વીંછીને લાવો હોરો ઝાલી રે. ,, ,,
તેની આર તે ભલી બનાશે રે. ,, ,,
આપણે ઘૂઘરા વના તે કેમ ચાલે રે. ,, ,,
પેલા દેડકાને લાવો હોરો ઝાલી રે ,, ,,
તેના ઘૂઘરા તે ભલા બનાશે રે. ,, ,,
ધોરી જોડયા એવા ઊડયા પવનપાળે રે. ,, ,,
આગળ આવે છે ઊમરેઠ ગામ રે. ,, ,,
ધોરી છોડો વિસામો મારે રે. ,, ,,
આખા લીમડામાં એક ડાળ મીઠું રે. ,, ,,
ત્યાં લીમડો ને પીંપળો પુજાય છે રે. ,, ,,

卐

## ચરોતરનાં લોકગીતો

[ સંગ્રાહક : (સ્વ.) જગજીવનદાસ દયાળજી મોદી ]
[ સંપાદક : શ્રી. જગમોહનદાસ મોદી ]

૨૬૪

સવા મણ ઘઉં લઈને વેંણવા બેઠી,
એક જ કાંકરો વેંણ્યો રે, મારુ નામ મહિયારી....
લાલ શામળિયા.

સવા મણ ઘઉં લઈ દળવા બેઠી,
એક જ ઓરણું ઓર્યું રે, મારું નામ૦

સવા મણ ઘઉંનો ભાખર કરીઓ,
જઈ ચૂલામાં ભાર્યો રે, મારું નામ૦

જરમર જરમર મેહુલો વરસ્યો,
હળિયો હળ લઈ આવ્યો રે, મારું નામ૦

જાવ રે પાડોશીને ઘેર,
પાડોસણુનો ભાયડો ભૂંડો,
લઈ ચાટૂડે ચમકાર્યો રે, મારું નામ૦

સવા મણ ઘઉંનો ભાખર ખાઈને ઓટલે સૂતો,
આવ્યા છે તડિયા[1] તાવે રે, મારું નામ૦

અમદાવાદી જોશી તેડાવો,
જોષડિયાં જોવડાવો રે, મારું નામ૦

---

૧. ટાઈફ઼ૉઇડ.

નથી વળગી ડાચણ,
નથી વળગી સાચણ,
ભાખરનો ભાર રહ્યો રે, મારું નામ૦
જોશી તારા દીકરા મરજો,
ભર્યાં માણસમાં લૈણુ વેર્યાં રે. મારું નામ૦

*

૨૬૫

વાણિયાવાડ ગઈ'તી હું બાઈ નવટાંકી.
નવટાંક ધૂપેલ લાવી હું બાઈ નવટાંકી.
મેં મારી નણદીએ માથે ઘાલ્યું બાઈ નવટાંકી
વધ્યું એટલું છાલીમેં રેડ્યું બાઈ નવટાંકી
હઈડ ફઈડ કરતી પાડોશણ આવી બાઈ નવટાંકી
નવટાંક ધૂપેલ ઢોળી દીધું બાઈ નવટાંકી
ઓરડો પરસાળ રેલમરેલ રે બાઈ નવટાંકી

*

૨૬૬

બેન પાડોસણ પાતળી, કાંઈ દેવતા હોય તો આલ,
અપવાસ કરવો છે.
અધમણ કેરો ભાત રાંધ્યો, પચ્ચીસ સેરની દાળ,
અપવાસ કરવો છે.
બેઠીએ બેઠીએ રોટલા ટીપ્યા, ટીપ્યા ડાલાં ચાર,
અપવાસ કરવો છે.
નાહી ધોઈને જમવા બેઠી, ગોરસ કાઢ્યાં આઠ,
અપવાસ કરવો છે.

એટલું આરોગીને ઢોલિયે પોઢયાં, આવ્યા ઘરનો નાથ,
અપવાસ કરવો છે.
હાંલ્લીમેંથી ભાઈડાં લેજો, ગોળીમાંથી છાશ,
અપવાસ કરવો છે.
થોડું ખાઈને તમે ધરાજો, માંહી છે મારો ભાગ,
અપવાસ કરવો છે.

*

૨૬૭

કૂવામાં કારેલડી રંગરસિયા ઢોલા,
લાલ લાલ જેવડાં ફૂલ વાર રે ઢોલા,
માનીતીને આંણાં આવિયાં રે રંગરસિયા ઢોલા.
આવ્યા દિયર જેઠ વાર રે ઢોલા.
હોળી ચોળીને માથાં ગૂંથિયાં રંગરસિયા ઢોલા.
એની પાંથીએ શેર સિંદૂર રે વાર રે ઢોલા.
રમઝમ કરતાં મેડે ચડયાં રંગરસિયા ઢોલા.
ડાબા તે હાથમાં દીવડો રંગરસિયા ઢોલા.
જમણા હાથમાં ફૂલ રે વાર રે ઢોલા.
એઠો પાતળિયો ઊભો થયો રંગરસિયા ઢોલા.
પાંચ પીયાલી મોજડી રંગરસિયા ઢોલા.
ઘણું જીવો મારી માવડી રંગરસિયા ઢોલા.
ભલે આપ્યો અવતાર રે રંગરસિયા ઢોલા.
અણખામણીને આંણાં આવિયાં રંગરસિયા ઢોલા.
આવ્યા ચારણ ભાટ રે વાર રે ઢોલા.
હોળી ચોળીને માથાં ગૂંથિયાં રંગરસિયા ઢોલા.
લમણે ઝાઝી લીખ રે વાર રે ઢોલા.

નથી વળગી ડાચણુ,
નથી વળગી સાચણુ,
ભાખરનો ભાર રહ્યો રે, મારું નામ૦
જોશી તારા દીકરા મરજો,
ભર્યાં માણસમાં લૈણુ વેર્યાં રે. મારું નામ૦

*

૨૬૫

વાણિયાવાડ ગઈ'તી હું બાઈ નવટાંકી.
નવટાંક ધૂપેલ લાવી હું બાઈ નવટાંકી.
મેં મારી નણદીએ માથે ઘાલ્યું બાઈ નવટાંકી
વધ્યુ એટલું છાલીમેં રેડ્યું બાઈ નવટાંકી
હઈડ ફૂઈડ કરતી પાડોશણુ આવી બાઈ નવટાંકી
નવટાંક ધૂપેલ ઢોળી દીધું બાઈ નવટાંકી
ઓરડો પરસાળ રેલમરેલ રે બાઈ નવટાંકી

*

૨૬૬

બેન પાડોસણુ પાતળી, કાંઈ દેવતા હોય તો આલ,
અપવાસ કરવો છે.
અધમણુ કેરો ભાત રાંધ્યો, પચ્ચીસ સેરની દાળ,
અપવાસ કરવો છે.
બેઠીએ બેઠીએ રોટલા ટીપ્યા, ટીપ્યા ડાલાં ચાર,
અપવાસ કરવો છે.
નાહી ધોઈને જમવા બેઠી, ગોરસ કાઢયાં આઠ,
અપવાસ કરવો છે.

૨૬૯

આરા વાડામાં વેંણુનો[1] છોડ ભમ્મર જેંડલું[2] પાંછેરનું[3] રે.
ચયું છે પણ વેંણસે[4] કોણ „ „ „ „
ફૂલ્યું છે પણ વેંણસે કોણ „ „ „ „
વેણીસું અમે બે બાનો[5] „ „ „ „
વેંણસે ખરાં પણ ફોલસે કોણ „ „ „ „
ફોલીસું અમે બે બાનો „ „ „ „
ફોલસે ખરાં પણ પીલસે કોણ „ „ „ „
પીલસે હોરાની નાત „ „ „ „

*

૨૭૦

સોના તે કેરું મારુ બેડલું,
હીરલા ઉઢાણી હાથ....કાંન હરિ કેમ રમીએ.
સરોવર પાણી સાંચર્યાં....કાંન હરિ કેમ રમીએ.
રાસ ના પોહોંચે, મારો ઘડૂલો ના ડૂબે,
કૂવાને કાંઠે વાણાં વાયાં...„ „ „ „
હરતાં ફરતાં બે સાધુડા આવ્યા,
બેન પાણીડાં પાસો[6] રે...„ „ „ „
સાહલો સ ધાડી મેં તો પાણીડાં કાઢયાં,
સાધવાંને પાણીડાં પાયાં...„ „ „ „
નગરાં[7] પાણી હમે નથી રે પીતા,
કંઠી બાંધો તો પાણી પીએ...„ „ „ „

૧. કપાસનો. ૨. જીંડલું. ૩. પાચ શેરનું. ૪. વીણશે. ૫. બહેનો.
૬. પાશો. ૭. ગુરુવિનાનાં.

રમજમ કરતાં મેડે ચડયાં રંગરસિયા ઢોલા.
ડાબા તે હાથમાં દીવડો રંગરસિયા ઢોલા.
જમણા હાથમાં ધૂળ રે વાર રે ઢોલા.
બેઠો પાતળિયો સૂઈ ગયો રંગરસિયા ઢોલા.
સાઈડિક તાણી સોડ રે વાર રે ઢોલા.
મરજો મા ને બાપ રંગરસિયા ઢોલા.
શીદ આપ્યો અવતાર રે વાર રે ઢોલા.

*

૨૬૮

અમે પૂનમ ના'વા જ્યાંતાં,
અમે પડવે પાછાં વળિયાં.
અમે પોલાવડમાં રહેતાં,
અમે ધોરી બળદે માર્યા,
મારાં આછાં છાયલ ફાડયાં.
મારા સુરત ગામના દરજી,
મારાં છાયલ સાંધે સમજી,
એને અમદાવાદી દોરા.
મારી સાસુ ના જાણે સાંધ્યાં,
મારી નણદી ના જાણે ઓટયાં,
મારી દેરાણી ના જાણે બખિયા,
પાલવડે હરિવર લખિયા.

*

આંગણામાં ગયાં ત્યારે પાડોશણ બોલી,
ઉમરા રોકણ આવી....લાલ....ફૂદું.
પરસાળ ગયાં ત્યારે માતાજી બોલ્યાં,
ડાહી દીકરી ઘેર આવ્યાં....લાલ....ફૂદું.
ચૂલા આગળ ગયાં ત્યારે બલાડાં બોલ્યાં,
ચાટવા ચોરણ આવી....લાલ....ફૂદું.
ઓરડામાં ગયાં ત્યારે ઉંદરડા બોલ્યા,
ઢાકા ઢૂમણ આવી....લાલ....ફૂદું.
અગાશીમાં ગયાં ત્યારે ભાભી બોલ્યાં,
વઢકારાં બા આવ્યાં....લાલ....ફૂદું.
મેડીએ ગયાં ત્યારે વીરો બોલ્યા,
ડાહી બેન ઘેર આવ્યાં....લાલ....ફૂદું.

*

૨૭૨

વનવગડામાં ઘમકે ઘુઘરમાળ, લાખો દિયેર વાણે આવિયો,
ઊગ્યા ઊગ્યા સૂરજ ને શ્રી ભાણ, દાદો શેહેરમાં સિધારિયા,
હોર્યાં[1] હોર્યાં હીર ને વળી ચીર, હોર્યો પાંચ પટાનો ઘાઘરો.
ઊગ્યા ઊગ્યા સૂરજ ને શ્રી ભાણ વીરો શેહેરમાં સિધારિયા,
લાવ્યા લાવ્યા તેલ ને ધૂપેલ, લાવ્યા લાવ્યા ફૂમતિયાળી કાંસકી.
ઊગ્યા ઊગ્યા સૂરજ ને શ્રીભાણ, ભાલી શેહેરમાં સિધારિયાં,
લાવ્યાં લાવ્યાં કંકુ ને કેસર, લાવ્યાં લાવ્યાં મોં જોયાની આરસી.

*

---

૧. વહોર્યાં–ખરીદ્યાં.

૨૭૩

પહેલા પ્રભુજી પોઢિયા ગુણુ ગરબી લો,
બીજલે થઈ જાણાજાણ રે રાય ગુણ ગરબી લો.
ત્રીજે ત્રિભોવન મોહી રહ્યા ગુણ ગરબી લો,
ચોથલે દહીં ઠેરા ભાવ રે રાય ગુણુ ગરબી લો.
પાંચમે બાંધી પંચ રાખડી ગુણુ ગરબી લો,
છઠે છઠિયાં દાન રે રાય ગુણુ ગરબી લો.
સાતમે ખોળા ભરાવિયા ગુણુ ગરબી લો,
આઠમે ઓસાવી ઝીણી સેવ રે રાય ગુણુ ગરબી લો.
નવમે નરસઈ ઢળી ગયા ગુણુ ગરબી લો,
દશમે જનમ્યા કા'ન રે રાય ગુણુ ગરબી લો.
ફોઈને વધામણી મોકલો ગુણુ ગરબી લો,
ફોઈ ધરાવશે નામ રે રાય ગુણુ ગરબી લો.
એની માને ગમે માવજી ગુણુ ગરબી લો,
એના બાપને ગમે જીનો નાથ રે રાય ગુણુ ગરબી લો.
સોના દડૂલો ગૂંથિયો ગુણુ ગરબી લો,
રૂપલા જોડી હાથ રે રાય ગુણુ ગરબી લો.
ત્યાંથી દડૂલો હલકારીઓ ગુણુ ગરબી લો,
જઈ પડ્યો જૂમનાં માંહ્ય રે રાય ગુણુ ગરબી લો.

*

૨૭૪

પિત્તળ લોટા જળે ભર્યા અંબાજી રે,
એનો દાતણિયો પરદેશ જૂમનાં નહીં નહીએ.

તાંબાકુંડીઓ જળે ભરી અંબાજી રે,
એનો નાવણિયો પરદેશ જૂમનાં નહીં નહીએ.
ચલાણાં ચોળ્યાં ચૂરમાં અંબાજી રે,
એનો લોજનિયો પરદેશ જૂમનાં........
સાગે સીસમનાં સોગટાં અંબાજી રે,
એનો રમનારો પરદેશ જૂમનાં........
ઢચણુ સમોણો ઢોલિયો અંબાજી રે,
એનો પોઢનારો પરદેશ જૂમનાં........
લવિંગ સોપારી એલચી અંબાજી રે,
એનો મુખવાસિયો પરદેશ જૂમનાં........

*

૨૭૫

ચાર પાંચ વરસનાં સીતા થયાં,
લઈ પાટીને ભણવા ગયાં.
ભણી ગણી નવચદાં થયાં,
રામના ઘરનાં માગણ થયાં.
રામ ખોદાવે વાવ ને કૂવા,
સીતા વાવે ડમરા જૂવા.
જેમ જેમ સીતા પાણી પાય,
તેમ તેમ ડમરો લેહેરે જાય.
સોનાની શિંગડી રૂપલા ખરી,
કારમો મૃગ જાય ડમરા ચરી.

*

૨૭૬

રાશ ના પહોંચે મારો ઘડૂલિયો ના ડૂબે,
સાલ્લો સંધાડી મેં તો પાણીડાં કાઢચાં,
ફરતાં ફરતાં બે સાધુડા આવ્યા,
બેન અમને પાણીડા પાવ રે કાંન હરિ કેમ રમીએ.
કઠી બધાવો તો પાણી પીએ રે કાંન હરિ કેમ રમીએ.

કંઠી બાંધીને મેં તો પાણીડાં પાયાં,
લો ભઈ઼ઓ સાધુઓ પીઓ રે કાંન હરિ કેમ રમીએ.
બેન હમને બેડલું ઉતારો રે કાંન હરિ કેમ રમીએ.

ઘડો હેઠે રે મેલો માણ પડતી રે મેલો,
કઠી છોડીને ઘરમાં પેસો રે કાંન હરિ કેમ રમીએ.

કંઠી ના છોડુ ઘરમાં ના પેસું,
વાડામાં જુવારાં બાંધું રે કાંન હરિ કેમ રમીએ.

*

૨૭૭

ઊંડી મદ શેરી સાંકડી જળ ભરવા દો,
આ સિંદૂરિયો સેવાળ પાણીડાં ભરવા દો.
સસરો તો મારો રાજવી જળ ભરવા દો,
આ સિંદૂરિયો સેવાળ પાણીડાં ભરવા દો.
જેઠ મારો ઘોડે ચડચો જળ ભરવા દો,
આ સિંદૂરિયો સેવાળ પાણીડાં ભરવા દો.
દિયેર તો મારો દીવડો જળ ભરવા દો,
દેરાણી નાનું બાળ પાણીડાં ભરવા દો.

નણદોઈ મારો વાંદરો જળ ભરવા દ્યો,
વાડીનાં વનફળ ખાય પાણીડાં ભરવા દ્યો.
પાકાં તે પાકાં ખાઈ ગયો જળ ભરવા દ્યો,
કાચાંનો વાળ્યો કેર પાણીડાં ભરવા દ્યો.
નણંદ તે મારી ચરકલી જળ ભરવા દ્યો,
ઊડી ઊડી પર ઘેર જાય પાણીડાં ભરવા દ્યો.

*

૨૭૮

ખોળજો વરરાજા રે નાર કાનમની, કપાસ વેણવા જાય.
હાથમેં બધિયા રે નાર સોજિત્રાની, ચીટી બાંધવા જાય.
માથે ટોપલો રે નાર સોજિત્રાની, છાણાં વેણવા જાય.
ખભે વાસિયો રે નાર નાપાની, ચારો પાડવા જાય.
ખોળે ચોખા રે નાર રામોલની, દેરાં પૂજવા જાય.

*

૨૭૯

નણદી આવ્યાં પરોણાગતે રે,
ધોળિયાં ઘવાંનો શીરો કર્યો રે,
ગોટલા ધોઈને કઢી કરી રે,
ઓસાવ્યો કમોદનો ભાત રે,
ઊઠો નણદીબા ભોજન કરો રે,
વહુ બળ્યો તારો શીરો રે,
નણદી થાળી ભરી રૂપિયા આપીશું રે,
વહુ બળ્યા તારા રૂપિયા રે,
નણદી સારા જોઈને લેજો કે નણદલ લેહેરિયું રે.

નણદી સામી વળગણીએ લેહેરિયુ રે,
નણદી લેઈ ને દીમતા ગ્હેલ્રો કે નણદલ લેહેરિયુ રે.
નણદી સામા તે મળશે ડુંગલા રે
નણદી લેહેરિયા સોતા લૂંટશે કે નણદલ લેહેરિયુ રે.
નણદી સામા તે મળશે વાઘલા રે
નણદી લેહેરિયા સોતા લૂટશે કે નણદલ લેહેરિયુ રે.
નણદી સામા તે મળશે ભૂતા રે
નણદી લેહેરિયા સોતા ગળશે કે નણદલ લેહેરિયુ રે.

*

૨૮૦

રૂપા કેરા થભ રે વાસલડી વાગે.
હીર કેરા સઈઢણુ રે " "
કાચ કેરા નળિયા રે " "
બે સોચોની[1] વાતો રે છૂગ ઢખાળા
મા દીકરાની વાતો રે સાકરિયા મેવા
નણદ ભોજાઈની વાતો રે વીંછીના ચટકા
સાસુ વહુની વાતો રે ધીકધીકતા લાળા
દેરાણી જેઠાણીની વાતો રે પિત્રાઈના મેણા

*

---

1 શોક્યોની

૨૮૧

સેમાડે ગઈ તારે હોલો રે બોલ્યો,
ગોળાની મારનારી આવી હો. ફૂદી લો.
ભાગોળે ગઈ તારે કૂતરું ભસ્યું,
બૂહલાની મારનારી આવી હો. ફૂદી લો.
નેવે રે આવી તારે ચકલી બોલી,
માળાની પાડનારી આવી હો. ફૂદી લો.
ઘરમાં ગઈ તારે ઉંદર બોલ્યા,
ઉંદરની ઝાલનારી આવી હો. ફૂદી લો.

*

૨૮૨

સાગ સીસમની મારી વહેલડી રે લોલ.
નવરો સુતાર ઘડે પેજણી રે લોલ.
દૂધે સાકરનો શીરો કર્યો રે લોલ
તાંબાની તાસમાં ઠાઢો કર્યો રે લોલ.
હું ખાવા બેઠી ને જીવણ[1] સાંભર્યા રે લોલ.
કંઠેથી કોળિયો ના ઊતરે રે લોલ.
સામા બેસાડું દીનાનાથને રે લોલ.
કોળિયો ભરાવું જમણા હાથમાં રે લોલ.

卐

---

૧. જીવન-પતિ

### ૨૮૩. ગરુ વના ચ્યમ રહીએ ?[1]

સંગ્રાહક : નટુભાઈ બરાનપુરિયા

ચ્યમ રહીએ, ગરુ વના ચ્યમ રહીએ ?
કૂવાને કાંઠે ચાર સાધુડા આયા
બૂન બોન આલો પાંણી. ગરુ૦
ચીર સાંધીને મીર[2] રે પાંણીડાં કાઢ્યાં,
હ્યો હ્યો સાધુડિયાં પાંણી. ગરુ૦
કંઠી તોડો તો મારા ઘરમાં પેહો,[3]
ઝાંપે ઝૂંપડાં બાંધો. ગરુ૦
કંઠી ના તોડું તારા ઘરમાં ન પેહું,
ઝાંપે ઝૂંપડાં બાંધું. ગરુ૦
ખોળો વાળીને મીરાં વાડી પધાર્યાં,
વેણી[4] તાંદલજાની ભાજી. ગરુ૦
સરવે સંતોને સીરા ને પૂરી,
ગરુજીને સેવ સુંવાળી. ગરુ૦

卐

## રબારીનાં લોકગીતો

સંગ્રાહક : મંજુલાલ મજમૂદાર

ગુજરાતના મધ્યસ્થ ભાગ તથા ગુજરાતના સૌરાષ્ટ્ર દ્વીપકલ્પના ભાગમાં વસનારી અનેક જાતિઓમાં ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓનાં મિશ્રણ થયેલાં છે સંયોગવશાત્ જાતિઓનાં દેશવિદેશ પરિભ્રમણ થવા

૧. સ્વ ગિજુભાઈએ વર્ગોમાં શિક્ષણવર્ગ શરૂ કર્યો ત્યારે અક્ષરજ્ઞાનના વર્ગો ગામડાંમાં ચાલતા હતા તે વખતે વર્ગો પાસે કૂદણ નામના ગામડામાંથી લોક-ભજન મંડળીમાંથી મળેલું. સં. ૧૯૩૯. ૨. મેં. ૩. પેસો. ૪. વીણી.

લાગ્યાં. પરિણામે, તે તે સ્થાનનો રંગ તે જાતિ પકડતી ગઈ; અને એમ આચારવિચારમાં અનેક મિશ્રણો થવા લાગ્યાં.

રબારીની કોમ એવી એક પશુપાલન કરનારી વિશિષ્ટ જાતિ છે. સોરઠના તથા ગુજરાતના રબારીઓ ક્યાં ક્યાં જુદા પડે છે તે અભ્યાસ અને સંશોધનનો વિષય છે. અહીં મેળવેલાં ગીતો ગુજરાતના ચરોતર પ્રદેશમાં રહેનાર રબારી બહેનો પાસેથી પ્રાપ્ત થયેલાં છે.

### ૨૮૪. જુઆરાં વહેંચીએ રે લોલ.

રસિયા ! વાડાની વરખડિયે,<br>
    મધડાં બેસિયાં રે લોલ.

રસિયા ! નિસરણી મંગાવો<br>
    મધડાં લઈયે રે લોલ.

રસિયા ! ચાંદીને વાટકડે<br>
    મધડાં ઝીલીએ રે લોલ.

રસિયા ! નિસરણી ખસી ને,<br>
    મધડાં ઢળી ગયાં રે લોલ.

રસિયા ! સસરાને બોલાવો,<br>
    જુઆરાં વહેંચીએ રે લોલ.

રસિયા ! સાસુને તેડાવો,<br>
    જુઆરાં વહેંચીએ રે લોલ.

રસિયા ! પરસાળે ઓરડા,<br>
    તે આપણ શોભતા રે લોલ.

રસિયા ! ઝાંપાની ઝૂંપડી,<br>
    તે વેરવણ શોક્યને રે લોલ.

રસિયા ! જેઠને તેડાવો,
જુઆરાં વહેંચીએ રે લોલ.
રસિયા ! જેડાણીને તેડાવો,
જુઆરાં વહેંચીએ રે લોલ.
રસિયા ! હીંદોળા ખાટો,
તે આપણ શોભતી રે લોલ
રસિયા ! તૂટેલી ખાટલી
તે વેરવણ શોકચને રે લોલ.
રસિયા ! દિયેરને તેડાવો
જુઆરાં વહેંચીએ રે લોલ.
રસિયા ! દેરાણીને તેડાવો
જુઆરાં વહેંચીએ રે લોલ.
રસિયા ! ભૂરણી ને ભેંશો
તે આપણ શોભતી રે લોલ.
રસિયા ! કાળી ને ડાબડી[1],
તે વેરવણ શોકચને રે લોલ.
રસિયા ! ધોળી તે ગાયો
તે આપણ શોભતી રે લોલ.
રસિયા ! કાળી ને બકરી
તે વેરવણ શોકચને રે લોલ.
રસિયા ! તાંબાનાં બેડાં
તે આપણ શોભતાં રે લોલ.
રસિયા ! કચરાનું બેડું
તે વેરવણ શોકચનું રે લોલ.

---

૧. ડોશુ.

રસિયા ! નણંદને તેડાવો
જુઆરાં વહેંચીએ રે લોલ.
રસિયા ! નણદોઈને તેડાવો,
જુઆરાં વહેંચીએ રે લોલ.
રસિયા ! બળદો ને છોકરો
તે આપણુ શોભતો રે લોલ.
રસિયા ! કાણો ને કૂબડો
તે વેરવણ શોકયનો રે લોલ.

*

---

નોંધ—એક રબારણ બહેન પાસેથી મેળવેલુ આ લોકગીત, શોકયના સસારની ધેરી બાજુ રજૂ કરે છે. ગીતની પ્રસ્તાવનારૂપ પહેલી ચાર લીટી કવિત્વપૂર્ણ અને સૂચક છે. સયુક્ત કુટુમ્બના સહજીવનનાં મધડાં ઢળી જાય છે, પછી પાછાં હાથ આવતા નથી એ એનો ધ્વનિ છે.

## ૨૮૫. પિયર અને સાસરું

મીઠા સરોવર લીમડા રે લોલ :
મીઠા બાપાજીના બોલ જો :
જીવના સંતોક તમે સાંભરો રે લોલ—
કડવા કહેજો કે તારા લીમડા રે લોલ :
કડવા સસરાજીના બોલ જો :
જીવના વજોગ તમે સાંભરો રે લોલ—
મીઠા સરોવર લીમડા રે લોલ :
મીઠા માતાજીના બોલ જો :
જીવના સંતોક તમે સાંભરો રે લોલ—

કડવા કહેજો કે તારા લીમડા રે લોલ :
કડવા સાસુજીના બોલ જો :
જીવના વજોગ તમે સાંભરો રે લોલ—
મીઠા સરોવર લીમડા રે લોલ :
મીઠા તે બેનડીના બોલ જો :
જીવના સતોક તમે સાંભરો રે લોલ—
કડવા કહેજો કે તારા લીમડા રે લોલ :
કડવા નણદીના બોલ જો :
જીવના વજોગ તમે સાંભરો રે લોલ—

*

## ૭૮૬. ચાકરી

ધન ધન બીલી તારાં પાન,
કે ચઢે મહાદેવને રે લોલ :
"ઓરડે તે બેઠા ઓ સસરાજી !
કે હું તમને વીનવું રે લોલ :
તમારા અલબેલા કુંવર,
કે ચાલ્યા ચાકરી રે લોલ.
મરજો મહિનાનો લખનારો,
કે બળજો ચાકરી રે લોલ !"
"ઓરડે તે બેઠાં ઓ સાસુજી !
કે હું તમને વીનવું રે લોલ.
તમારા અલબેલા કુંવર,
કે ચાલ્યા ચાકરી રે લોલ."

"ચાકરી જાય તો જાવા દેજો,
કે કાલે ઘેર આવશે રે લોલ."
"ઘોડીલે તે બેઠા ઓ દિયરજી!
કે ભાઈ ચાલ્યા ચાકરી રે લોલ."
"ચાકરી જાય તો જાવા દેજો,
કે કાલે ઘેર આવશે રે લોલ."
"માંચીએ બેઠાં ઓ નણદીજી,
કે તમને વીનવું રે લોલ.
તમારા અલબેલા વીરાજી,
કે ચાલ્યા ચાકરી રે લોલ.
મરજો મહિનાનો લખનારો,
કે બળજો ચાકરી રે લોલ."
"ચાકરી જાય તો જાવા દેજો,
કે કાલે ઘેર આવશે રે લોલ."

*

## ૨૮૭. વખાડાં

સાથે ને સહિયરો પાણીડાં સાંચરી રે લોલ
પહેલું તે બેડું બહેની ધમકે લાવી રે લોલ.
બીજીને બેડ તે બહેનને વારો લાગી રે લોલ.
ત્રીજીને બેડ તે બહેની રમે ગોગઠે રે લોલ.
ચોથેને બેડ વીરો તો ઉપરવાડે રે લોલ.

દાદાના વાડામાં વખનાં ઝાડવા રે લોલ.
અંધારી રાતે રે વખડાં ઝૂડિયાં રે લોલ.
અજવાળી રાતે રે વખડા વેણિયા રે લોલ.
સોનાને સાએલે વખડાં ઘૂંટિયા રે લોલ.
વીરાને રૂમાલે વખડાં ગાળિયાં રે લોલ.
પહેલી તે પીયાલી બહેની પી ગયાં રે લોલ.
બીજી તે પીયાલીએ બહેનીને વારો લાગી રે લોલ.
ત્રીજી તે પીયાલીએ બહેનીને લહેરો આવી રે લોલ.
ચોથી તે પીયાલીએ બહેની દેવ પામ્યાં રે લોલ.
લાકડા ભાગીને પચ દવના રે લોલ.
સ્વામીને તેડ કે બહેનીની ચેહો બળી રે લોલ
ધૂમાડા ઊડે અબીલ ગુલાલના રે લોલ.

*

## ૨૮૮ માતાના માઢમાં

માતાના માઢમાં રે, કાચેરી ઈંટો પડાવે જો.
માતાના માઢમાં રે, ચાદીનો મોભ નખાવે જો
માતાના માઢમાં રે, સોનાની વળીઓ નખાવે જો.
માતાના માઢમાં રે, રૂપાનાં અઈઢિણ સઈઢાવે જો.
માતાના માઢમા રે, કાચનાં નળિયા નખાવે જો.
માતાના માઢમાં રે, ટોપરાનાં ગોળ મેલાવે જો.
માતાના માઢમા રે, ખારેકોની ખૂટીઓ મેલાવે જો.
માતાના માઢમા રે, બરફીની બારીઓ મેલાવે જો.
માતાના માઢમાં રે, જલેબીની જાળીઓ મેલાવે જો.
માતાના માઢમાં રે, પતાસાના પગથિયાં મેલાવે જો.

માતાના માઢમાં રે, ગવરીનાં છાણ મંગાવે જો.
માતાના માઢમાં રે, સોના કેરી ગોરમટી મગાવે જો.
માતાના માઢમાં રે, કંકુની ગારો નખાવે જો.
માતાના માઢમાં રે, સિંદૂરી ઓકળીઓ પડાવે જો.

*

૨૮૯. હાલરું

કયા ભાઈને આંગણે લીલી લીમડી રે લોલ.
કયા ભાઈનો કુંવર ઝુલે પારણે રે લોલ.
કૂલાભાઈનો કુંવર ઝુલે પારણે રે લોલ.
જીવાભાઈનો કુંવર ગાશે હાલરાં રે લોલ.
રાજાભાઈનો કુંવર ગાશે હાલરાં રે લોલ.
કીયા ભાઈના ઓરડા સામાસામી રે લોલ.
મહીજીભાઈના ઓરડા સામાસામી રે લોલ.

*

૨૯૦. શોક્ય

હરિ! સમણામાં મેં પારસપીપળો દીઠો જોઃ
તુળસીના ક્યારા રે મારા સમણામાં—
હરિ! સમણામાં મેં ડોલતા ડુંગર દીઠા જોઃ
વહેતી તે નદીઓ રે મારા સમણામાં—
હરિ! સમણામાં મેં ગામે વલોણાં દીઠાં જોઃ
ઘીઈની વાડીઓ રે મારા સમણામાં—
હરિ! સમણામાં મારા હસતા હીરા દીઠા જોઃ
મોતીની સેરો તે મારા સમણામાં—

હરિ ! સમણામાં મેતો ઘૂમતું છાણુ દીઠું જોઃ-
ખડખડતી ખરસાણી રે મારા સમણામાં—
પારસપીપળો એ તો મારો ગોર જોઃ-
તુલસીના કયારા તે મારી ગોરણી—
ડોલતા ડુંગર એ તો મારો સસરો જોઃ
વહેતી તે નદીઓ તે મારાં સાસુજી—
ગામે વલોણાં એ તો મારા જેઠ જોઃ
ઘીઈની વાઢીઓ તે મારી જેઠાણી—
હસતા હીરા એ તો મારા વીર જોઃ
મોતીની સેરો તે મારાં ભાભીજી—
ઘૂમતું છાણુ એ તો મારી શોકય જોઃ
ખડખડતી ખરસાણી એ મારી પાડોશણ—

*

૨૯૧ બીજવર

દાદા મોરા ! પંથવર નવ જોશો જો,
પંથવરની પરણી મહાદુઃખ પામશે.
હરતાં મારે ફરતા મારે, લાપોટે મોં ભાગે જો—
દાદા મોરા ! 'પંથવર નવ' જાશો જો–
દાદા મોરા ! બીજવરને જોજો જો
બીજવરની પરણી તે મહાસુખ પામશે,
લીલાં પહેરાવે, પીળાં પહેરાવે, ખોબલિયે ખાંડ ફકાવે જો—
બીજવરની પરણી તે મહાસુખ પામશે.

*

૨૯૨ ચાકરી

કૂકડું તે બોલ્યું માઝમ રાત,
....શહેર વસ્યું રે લોલ.
ઊઠ દાસી દીવડિયા અજવાળ,
કાગળિયા આવ્યા તે માઝમરાત,
મહારાજના રે લોલ.
બાળ્યાં બાળ્યાં તેર ઘાણીનાં તેલ,
સવારે કાગળ ઊકલે રે લોલ.
ચાકરીએ મારા સસરાજીને મેલો જો
અલબેલો નહીં જાયે ચાકરી રે લોલ.
સસરા ઘેર સારૂં, સુમીઠાં બોલાં,
મોહોલોમાં બોલ બોલશે રે લોલ.
ચાકરીએ મારા જેઠજીને મેલો જો
અલબેલો નહીં જાયે ચાકરી રે લોલ.
જેઠ કહે જેઠાણી ઝઘડાળી,
મોહોલોમાં ઝઘડા માડશે રે લોલ.
ચાકરીએ મારા દિયેરજીને મેલો જો
અલબેલો નહીં જાયે ચાકરી રે લોલ.
દિયેર ઘેર દેરાણી નાનું બાળ જો
મોહોલોમા એમને બ્હીકો લાગે રે લોલ
ચાલ્યો ચાલ્યો ઘોડલિયે અસવાર જો
દ્રૈડાનાં આસુ બહુ વહ્યાં રે લોલ.

૨૬૩ ગોવાળીલાલ !

ગોવાળીલાલ ! આવોને દોહોવા ગાવડી :
ગોવાળીલાલ ! શીદને લગાડી માયા આવડી ?–
ગોવાળીલાલ ! હમને તો ધાય છે મારવા :
ગોવાળીલાલ ! તમને હળી તે જાઓ ચારવા–
ગોવાળીલાલ ! રીતનો ટકો આપીશું રોકડો :
ગોવાળીલાલ ! ઉપર આપીશું એક દોકડો–
ગોવાળીલાલ ! સપાડુ માનીશું એટલું :
ગોવાળીલાલ ! પ્રીતડી લાગી તે નંદલાલશું–
ગોવાળીલાલ ! ગાવડી આપી તે જાણુ થઈ :
ગોવાળીલાલ ! હેમાના સ્વામીની મહેર થઈ–



# નળકાંઠાના પઢારોનાં લોકગીતો

સંગ્રાહક : પુષ્કર ચંદરવાકર

**પ**ઢારો સૌરાષ્ટ્ર–ગુજરાતની સરહદ પર આવેલ નળસરોવરના કાંઠા પરનાં બાર ગામોમાં વસે છે.

તે જાતિનો સ્વભાવ છે કે તેમના સિવાય અન્ય જાતિના સ્ત્રી-પુરુષોના સંપર્કમાં ન આવવું, અને તેમાં ય ભદ્ર સમાજના તો ઓછામાં ઓછા સંપર્કમાં આવવુ પરિણામે, અદ્યાપિ પર્યંત તેઓ તેમના જીવનની બધી રેખાઓ અકબંધ સાચવી શક્યા હતા. સ્વરાજ આવ્યા પછી તે માનસમા ધીરે ધીરે પરિવર્તન થવા લાગ્યુ છે.

તે જાતિ ગાવાની, નાચવાની બહુ શોખીન છે. જ્યાં તેમણે નવુ ગીત સાંભળ્યુ, કે તે ગીત પોતાને ત્યાં લાવીને તેઓ ગાવાના. એ કારણે તેમનાં લોકગીતોમાં તેમના પડોશી ભાલ પ્રદેશનાં અનેક ગીતો આજે મળે છે

૧૯૪

શામળા વેલણિયા, ખેતર પાદર ખેડિયા,
એણે[1] આવ્યો મારો સાસરો !
શામળા વેલણિયા, માથોડું માળો ઘાલિયો,
શામળા વેલણિયા, મારગે આવે ચાર જણા !
શામળા વેલણિયા, વચ્ચે આવે ઈ મારો વીર,
શામળા વેલણિયા, વીરાની ગાંઠે ચૂંદડી,
શામળા વેલણિયા, ચોખલિયા ભાત જો !
શામળા વેલણિયા, ભાલિયો આંધણ મેલિયો,

1. આણે.

શામળા વેલણિયા, એક જ ચોખો ઓરિયો !
શામળા વેલણિયા, આખુ કુટુંબ નોતર્યું,
શામળા વેલણિયા, મોકુચના છોકરાં નોતર્યાં રે,
શામળા *વેલણિયા, તો યે ન ખૂટી મારી ખીચડી !

*

૨૯૫

ઊડી હાલી પરદેશ, લાડુડી ઊડી હાલી રે !
તરણેતરનો મેળો, ,, ,, ,, રે !
બે જોડ કડલા કયાથી, ,, ,, ,, રે !
મોહન કે બસ મારા લીધેલાં, ,, ,, ,, રે !
ઊડી હાલી પરદેશ, ,, ,, ,, રે !
તરણેતરનો મેળો, ,, ,, ,, રે !
બે જોડ ઘાઘરા કયાથી, ,, ,, ,, રે !
મોહન કે બસ મારાં લીધેલાં, ,, ,, ,, રે !
ઊડી હાલી પરદેશ, ,, ,, ,, રે !
તરણેતરનો મેળો, ,, ,, ,, રે !
બે જોડ સાડલા કયાથી, ,, ,, ,, રે !
મોહન કે બસ મારાં લીધેલાં, ,, ,, ,, રે !
ઊડી હાલી પરદેશ, ,, ,, ,, રે !
તરણેતરનો મેળો, ,, ,, ,, રે !
બે જોડ દાણિયા કયાથી, ,, ,, ,, રે !
મોહન કે બસ મે લીધેલા, ,, ,, ,, રે !

*બીજો પાઠ વેણુલિયા

ઊડી હાલી પરદેશ, લાડુડી ઊડી હાલી રે !
તરણેતરનો મેળો, " " " રે !
એ જોડ હાંહડી ક્યાંથી, " " " રે !
મોહનકે બસ મે લીધેલા, " " " રે !
તરણેતરનો મેળો, " " " રે !
ઊડી હાલી પરદેશ, " " " રે !

*

૨૯૬

મે તો નળમા વાળ્યો ગોંદરો,
મેં તો નળમાં વાળ્યો ગોદરો !
માથે રઈ ગિયા છે ભાત,
મૂઠે સાંબેલું લેવું પડે રે !
ખંભે કોદાળી પાંગડી રે !
માથે રઈ ગિયાં છે ભાત,
મૂઠે સાબેલુ લેવુ પડે રે !
મે તો ખઈને માડ્યું ખોદવા રે !
મે તો વાળી દીધો છે ખગ,
મૂંઠે સાંબેલું લેવું પડે રે !
બીડનાં કાળા જૂના ગાંઠિયા રે !
તીની ધોળી જોને હેલ રે !
મૂઠે સાબેલુ લેવું પડે રે !

*

બેની શું એ ખાધા, શુ ઢોળ્યા રે, સુંદર શામળિયા!
બેની છોયે[1] કર્યો ભજવાડ રે, સુંદર શામળિયા!

વીરા નથી ખાધા નથી ઢોળ્યા રે, સુંદર શામળિયા!
વીરા નથી કર્યો ભજવાડ રે, સુંદર શામળિયા!

ઊંડી અઘેડી ઘડાવો રે, સુંદર શામળિયા!
મઈં[2] સૂપડું ભરી વીંછી નાખો રે, સુંદર શામળિયા!

મઈં પાલવડા પથરાવો રે, સુંદર શામળિયા!
મારી બેનીને બેસાડો રે, સુંદર શામળિયા!

ઉપર ધૂળમાટી વળાવો રે, સુંદર શામળિયા!
બેની સોયલા છે દોયલા રે, સુંદર શામળિયા!

બેની સોયલા, આથી દોયલા રે, સુંદર શામળિયા!
વીરાએ પાળે ચડી પોક મેલી રે, સુંદર શામળિયા!

મારી હતી તેવી બેની લાવો રે, સુંદર શામળિયા!
તારી હતી તેવી બેની આથી રે, સુંદર[3] શામળિયા!

*

૨૯૯

હળ જોડી હળેરો આવ્યો,
નાડી ને જોતર છીંતિયે[4] મેલ્યા!
ટાઢનો ઠરિયો ને ચૂલામા પડિયો,
આપણુ ચૂલામા વીંછણુ વિયાણી!

---

[1] શોધે [2] મહી—અંદર [3] ગાતી વખતે ઉચ્ચારણમા સુંદિર કહે છે. [4] પાટીએ.

પડોશીના ચૂલે જાવ રે ઠાકોરિયાં,
ગોરાંદે, દલ ઘેલું દાઝયુ !

પડોશણના છોકરે રોકયો,
આપણ ચૂલાના હોંશી,
ગોરાંદે, દલ ઘેલું દાઝયું !

તમને તમારા બંધવ બોલાવે,
ઘોડલા ખેલવવા આવ રે,
ગોરાંદે, દલ ઘેલું દાઝયુ !

ઘોડલા ખેલવશે અમારા બાંધવ,
અમે ઓરડિયાના હોંશી,
ગોરાંદે, દલ ઘેલું દાઝયુ !

તમને તમારા ગોઠિયાં બોલાવે,
દડાડોડીએ રમવા આવે રે,
ગોરાંદે, દલ ઘેલું દાઝયુ !

દડેગેડીએ રમશે અમારા ગોઠિયા,
અમે ઓરડિયાના વાસી,
ગોરાંદે, દલ ઘેલું દાઝયું !

તમને તમારા દાદા બોલાવે,
ચોપાટે રમવા બેસે,
ગોરાંદે, દલ ઘેલું દાઝયું !

ચોપાટે બેસશે અમારા દાદા,
અમે ઓરડિયાના વાસી,
ગોરાંદે, દલ ઘેલું દાઝયુ !

પાણિયારેથી બેડલાં લીધાં,
ખીંટીએથી એ ઢાણી લીધી,
કમાડેથી ગરણું લીધું,
પપડતી પાણી હાલી, ઠાકોરિયાં;
ગોરાંદે, દલ ઘેલું દાઝ્યું !

ચૂલામાથી દલ ઘેલું કાઢ્યું,
કોઠામાંથી ગાડવો કાઢ્યો,
શીંકેથી માટલી ઉતારી,
ચોળી મચોડીને ખાધું,
ઠાકોરિયાં, દલ ઘેલું દાઝ્યુ !
પાણી ભરી પાણિયારી આવી,
આજે ખાધું ને કાલ શું ખાશો ?
પરમ દા'ડે જોગી થાશો !
ગોરાંદે, દલ ઘેલું દાઝ્યુ !

*

૩૦૦

-સવજીડા વાણિયા, ક્યાં ક્યાં ગિયો'તો ?
હનભાઈ, ધોળકે ગિયો'તો !
-સવજીડા વાણિયા, શું શું લાવ્યો ?
હનભાઈ, ચૂદડીઓ લાવ્યો !
-સવજીડા વાણિયો કિનખાબ લાવ્યો !
હનભાઈ, છોડીઓને કાજે !
-સવજીડા વાણિયા, છોડીઓનું નામ શું ?
હનભાઈ, જેતી ને વેતી !

સવજીડા વાણિયા, ક્યાં ક્યાં ગિયો’તો ?
હનભાઈ, ધોળકે ગિયો’તો,
સવજીડા વાણિયા શું શું લાવ્યો ?
હનભાઈ ચક્રીઓ લાવ્યો !
સવજીડો વાણિયો કિનખાબ લાવ્યો!
સવજીડા વાણિયા, છોકરાનું નામ શું ?
હનભાઈ, રેવો ને દેવો !
સવજીડા વાણિયા, કિયા શે’ર ગિયો’તો ?
હનભાઈ, ધોળકે ગિયો’તો !
સવજી વાણિયા, શુ શું લાવ્યો ?
હનભાઈ પોલકાં લાવ્યો.
સવજી વાણિયો ચીન[1] કાજ લાવ્યો.
હનભાઈ, ડોશીઓને કાજ લાવ્યો.
સવજીડા વાણિયા, ડોશીઓનું નામ શું ?
હનભાઈ, જોમા અને મગજી !
સવજીડા વાણિયા, ક્યાં ક્યાં ગિયો’તો,
હનભાઈ, ધોળકે ગિયો’તો !
સવજીડા વાણિયા, શુ શું લાવ્યો,
હનભાઈ, કુડતા લાવ્યો.
સવજીડા વાણિયા, ચીન કાજ લાવ્યો ?
હનભાઈ, બાઈડિયું કાજ લાવ્યો.
સવજીડા વાણિયા, બાઈડિયુંનું નામ શું ?
હનભાઈ, હરિ ને હલમ’!

---

૧ કોના માટે.

૩૦૧

હોલા રાણા ખાડે ચોખલા,
ગોમતી ચાળે દાળ !
માને કે'જો કડલા મોકલે,
મારા એણુલા આયા આજ !
હોલો રાણો ખાડે ચોખલા,
ગોમતી ચાળે દાળ !
માને કે'જો ઓઢણી મોકલે,
મારા એણુલા આયા આજ !
માને કે'જો ઘાઘરો મોકલે.
મારા એણુલા આયા આજ ! હોલા૦
માને કે'જો કડલા મોકલે,
મારા એણુલા આયા આજ !
માને કે'જો કાંબિયુ મોકલે,
મારા એણુલા આયા આજ ! હોલા૦
માને કે'જો હાહડી મોકલે,
મારા એણુલા આયા આજ !
માને કે'જો પારો મોકલે,
મારા એણુલા આયા આજ ! હોલા૦
માને કે'જો ટીલડી મોકલે,
મારા એણુલા આયા આજ !
હોલા રાણા ખાડે ચોખલા,
ગોમતી ચાળે દાળ !

*

૩૦૨

જુગઠીઓ છેલછેલી,
જુગઠે કોઈ રમશો નેં !

જુગઠ રમતાં શું શું હાર્યો,
જુગઠ રમતાં ઓરડા હાર્યો,
ઓશરી સોતો હાર્યો,
જુગઠ કોઈ રમશો નેં !

જુગઠીઓ છેલછેલી,
જુગઠ કોઈ રમશો નૈ !

જુગઠ રમતાં શું શું હાર્યો,
જુગઠ રમતાં ઘંટી હાર્યો,
બંટી સોતો હર્યો,
જુગઠ કોઈ રમશો નેં !

જુગઠીઓ છેલછેલી,
જુગઠ કોઈ રમશો નેં !

જુગઠ રમતાં શું શુ હાર્યો,
જુગઠ રમતા માબાપ હાર્યો !
બ ધવ સોતો હાર્યો !
જુગઠ કોઈ રમશો નેં !

જુગઠીઓ છેલછેલી,
જુગઠ કોઈ રમશો નેં !

જુગઠ રમતાં રમતાં શું હાર્યો,
જુગઠ રમતાં બાઈડી હાર્યો,
છોકરાં સોતો હાર્યો,
જુગઠ કોઈ રમશો નેં !

*

૩૦૩

કાંકરિયાળો કૂવો રે, મે તો ગુલાબ લેતાં ગાગર નંદવી!
સસરા મોરા ગાગર નંદવી,
સાસુડી જખ મારે રે, મે તો ગુલાબ લેતાં ગાગર નંદવી!
કાંકરિયાળો કૂવો રે, મેં તો ગુલાબ લેતાં ગાગર નંદવી!
જેઠ મોરા ગાગર નદવી,
જેઠાણી જખ મારે રે, મેં તો ગાગર નદવી!
કાંકરિયાળો કૂવો રે, મેં તો ગુલાબ લેતાં ગાગર નંદવી!
દેર મોરા ગાગર નંદવી,
દેરાણી જખ મારે રે, મેં તો ગાગર નદવી!
કાંકરિયાળો કૂવો રે, મે તો ગુલાબ લેતા ગાગર નદવી!
કાંકરિયાળો કૂવો રે, મેં તો ગુલાબ લેતાં ગાગર નંદવી!

*

૩૦૪. સરવણ

સાત સમદર વચમાં બેટ,
સરવણી વિયાંણી સમદર બેટ,
સરવણ રિયો ઈની માને પેટ,
ગરવણ રિયો માના પેટ.
જેમ જેમ સરવણી પગલાં ભરે,
સરવણની મા મઈના ગણે!
સમદર લાવે સમંદર ફૂલ,
ત્ય સરવણનો જલમ હુવો!
ક્યાંરેયો આંબો ને લાંબાં પાન,
સરવણ ધાવે એની માના થાન!

છસાત મઈનાનો સરવણ થિયો,
લઈ પાટીને ભણવા ગયો !
ભણ્યોગણ્યો કંઈ વેદ વિચાર,
એને પરણ્યાવું સકળવંતી નાર !
સકળની નાર સકળમાં રે'જો,
મારા અંધાની સેવા કરો !
તારા અંધાને નાખે કૂવે,
સેવા કરું સરવણ તારી !
ત્યાંથી સરવણ ચાલ્યો જાય,
સાસુ તણાં ઘર પૂછતો જાય !
ભરી સાસુ તારાં વાસણ ચૂએ,
તારી તે કુંવરીને ખોળે ધરે !
રો' રો, જમઈ તમે જમતા જાવ,
કુંવરીના અવગુણ કૈ'તા જાવ !
તારી રસોઈ મને લીધી કેમ જાય,
મારા અંધાને નાખે કૂવે !
અરે, કભારજાનું મોં કુણ જુવે.
ત્યાંથી સરવણ ચાલ્યો જાય !
સૂતારી તણા ઘર પૂછતો જાય.
ભલે સૂતારી તારા વાસણ ચૂએ,
સારા તે લાકડે કાવડ જડી,
કાવડ કરીને ઉપર વાઢે છાપ,
એમાં પોઢાડું અંધીઅંધો બાપ.

મારે લઈ જવા કાશીને ઘાટ,.
ધરમ થશે મને ઓલે અવતાર !
ત્યાંથી સરવણ ચાલ્યો જાય !
લુહાર તણાં ઘર પૂછતો જાય,
ભલી લુહારણ વાસણ ચૂએ,
સારા તે લોઢે કાવડ જડી,
કાવડ જડી ને ઉપર વાળે છાપ,
એમા પોઢાડું મારા અંધીઅંધો બાપ,.
મારે લઈ જવા કાશીને ઘાટ,
ધરમ થાશે મને ઓલે અવતાર !
ત્યાંથી સરવણ ચાલ્યો જાય !
ભલે ઘાચી, મારા વાસણ ચૂએ,
સારા તે વાંહનો કંડિયો કરે,
કડિયો કરીને ઉપર મારે છાપ,
તેમા પોઢાડું મારા અંધીઅંધો બાપ,
મારે લઈ જવા કાશીને ઘાટ,
ધરમ થશે મને ઓલે અવતાર !
ત્યાંથી સરવણ ચાલ્યો જાય !
પીંજારી તણા ઘર પૂછતો જાય
લે રે પીંજારી મારા વાસણ ચૂએ,
મારા તે રૂનો પોલ કરે,
તેમા પોઢાડું મારા અંધીઅંધો બાપ,
મારે લઈ જવા કશીને ઘાટ,
ધરમ થશે મને ઓલે અવતાર.

ત્યાંથી સરવણ ચાલ્યો જાય !
મોચી તણાં ઘર પૂછતો જાય,
ભલે મોચી મારાં વાસણ ચૂએ,
સારા તે ચામડાની પોટલી કરી,
પોટલીઓ કરીને ઉપર મારે છાપ,
પાણી પીશે મારા અંધીઅંધો બાપ,
મારે લઈ જવા કાશીને ઘાટ,
ધરમ થશે મને ઓલે અવતાર.
ત્યાંથી સરવણ ચાલ્યો જાય !
કંદોઈ તણા ઘર પૂછતો જાય,
ભલે કંદોઈ મારા વાસણ ચૂએ,
સાતે ભાતોનાં સુખડાં કરે,
સુખડાં કરીને ઉપર મારે છાપ,
એ જમશે મારા અંધીઅંધો બાપ,
મારે લઈ જવાં કાશીને ઘાટ,
ધરમ થશે મને ઓલે અવતાર.
ત્યાંથી સરવણ ચાલ્યો જાય !
લીધી કાવડ, થયો કાવડી,
વંદ્રાવનમાં સરવણ ચાલ્યો જાય,
ઠાબાજમણા ભૈરવ થાય.
અંધીઅંધો તો તરસ્યા થાય,
બેટા સરવણ પાણી પા,
પાણી વિના કંઠડા સૂકાય,
ઘેલા અંધા તમે ઘેલું ના બોલો,
વંદ્રાવનમાં પાણી ક્યાંથી હોય ?

નીચું સરોવર, નીચી પાળ,
કાવડ વળગાડી આંબા ડાળ,
પોટલિયો લઈ સરવણ જાય,
ચાલ્યો ચાલ્યો સરોવર જાય.
પોટલિયો ને ખળકયાં નીર,
સરવણ વીંધ્યો પે'લાં તીર,
માળેથી ઉતરી રાજા દશરથ જાય,
કુણ છો રાય, કુણ છો રાય,
નથી હું રાયકો, નથી રાય,
કને આવે તો સગો ભાણેજ થાય,
કાતું મારી ભલકી સેવું તારો ઘાટ.
બળી તારી ભલકી, બળ્યો તારો ઘાટ,
અંધીઅંધાને મામા પાણી પા !
પોટલિયો લઈ રાજા દશરથ જાય,
નહીં સરવણ, નહી એની ચાલ,
છેટેથી લાગે વન વકરાળ.
અંધાઅંધી તમે પાણી પીઓ,
તમારો સરવણ જળમાં રિયો.
તારાં પાણી પીધાં કેમ જાય,
મારે સરવણ છેટાં થાય !
સતની કાવડ આકાશ જાય,
સરવણ પાસે ઉતરી જાય,
તારે ત્રણેનો મેળાપ થાય !'
બેટા સરવણ પાણી પા !'

પાણી વિના અમારા કંઠડા સૂકાય,
ઊઠીને સરવણ પાણી પાય,
'રાજા દશરથ તારે ચાર દીકરા,
મરતી વેળાના વિજોગ હુજો!'

*

૩૦૫

ઝોબાળાના પાદર કડલાં વેચાય છે જી!
મારી સાસુ તો બધ[1] ભૂડા,
ધોકો લઈ ને ધોડયા,
ધબ્બાક હેઠા બેઠા,
બેઠા એવા ઊઠયા,
ઝોબાળાના પાર કડલાં વેચાય છે જી!
ઝોબાળાના પાદર ઓઢણી વેચાય છે જી!
મારી સાસુ તો બધ ભૂડા,
ધોકો લઈને ધોડયા રે!
ધબ્બાક દઈને હેઠા બેઠા,
બેઠા એવા ઊઠયા રે!
ઝોબાળાના પાદર કડલા વેચાય છે જી!

[ આ જ પ્રમાણે સ્ત્રીના અન્ય અલંકારો મૂકીને ગીતને લંબાવાય છે. આ ગીત ગોળ ઘૂમતા ઘૂમતા ગવાય છે ]

*

---

૧. બહુ.

૩૦૬

હોકો મારો દલનો ભોગી, હોકે કરેલ છે જોગી,
બજર તો મને ગમતી નથી, ને હોકો સૂરતા લાવી દે!
ચૂલે બેઠો ટગટગું ત્યારે બીડું ચપટી દાણા દે!
આ હોકો મારો દલનો ભોગી, હોકે કરેલ છે જોગી!
આ મલ્લા ગામનો સવાદિયો, સાંભળ જેવી વાળ્ય,
ભરી સભામા તો પીવા બેઠો, કોઈને ન કે' લે.
આ હોકો મારો દલનો ભોગી; હોકે કરેલ છે જોગી.

*

૩૦૭

મારી પનિહારીએ કંકુ વાવ્યા,
ઊગ્યા છે નવ નવ દા'ડે!
મારો દિયર પરણવા હાલ્યા,
હાલ્યો અંધારી રાતે!
લાવ્યો છે કાળી કૂતરી!
મારો વીરોજી પરણવા ચાલ્યા,
હાલ્યા અજવાળી રાતે!
લાવ્યા છે લાહરડની લાડી
મારી પનિહારીએ કંકુ વાવ્યા,
ઊગ્યા છે નવ નવ દા'ડે!

卐

# ઉત્તર ગુજરાતનાં લોકગીતો

## (૧) મહેસાણા વિભાગના આંજણા (ચૌધરી)નાં લોકગીતો

સંપાદક : માધવ મો૦ ચૌધરી

૩૦૮

**પતિ** પરદેશ જાય એ કઈ પત્નીને પાલવે? પોતાનો પતિ પરદેશ ન જાય એ માટે પત્ની તેને કઈ તિથિનું શું મહત્ત્વ છે એ સમજાવે છે અને તે તે તિથિઓએ પોતાના પતિને પરદેશ ન જવાનું કહે છે. એમ એકમથી પૂનમ–અમાસ સુધીની કોઈ પણ તિથિએ પતિને *પરદેશ ન જવાનું—કોઈ પણ દિવસ પરદેશ ન જતાં પોતાની નજર* સામે ઘર આગળ રહેવાનું પત્ની પતિને આ ગીતમાં ભારપૂર્વક સંભળાવે છે.

સાત સોપારીને પાનનાં બીડાં,
કે જાવ રે જોશીઘેર પૂછવા રે!
જોશી કે રૂડા જોશ જોઈ આલ,
કે મુરત આલ વેગળાં.
પડવે રે રાજા પડતેશો દા'ડો,
કે બીજે ગામ ન ચાલીએ રે!
બીજ રે રાજા અસાડી બીજ,
કે તરીજે ગામ ન ચાલીએ રે!
ત્રીજ રે રાજા તેતરી તરીજ,
કે ચોથે ગામ ન ચાલીએ રે!
ચોથ રે રાજા ગણેશ ચોથ,
કે પાંચમે ગામ ન ચાલીએ રે!

પાંચમ રે રાજા નાગપાંચમ,
કે છઠે ગામ ન ચાલીએ રે !
છઠ રે રાજા રાંધણછઠ,
કે સાતમે ગામ ન ચાલીએ રે !
સાતમ રે રાજા શીળેળ સાતમ,[1]
કે આઠમે ગામ ન ચાલીએ રે !
આઠમ રે રાજા ગોકળા આઠમ,
કે નૂમે ગામ ન ચાલીએ રે !
નૂમ રે રાજા અખા નૂમ,
કે દશમે ગામ ન ચાલીએ રે !
દશમ રે રાજા દહરાનો દા'ડો,
કે અગ્યારશે ગામ ન ચાલીએ રે !
અગ્યારશ રે રાજા મોટાનાં વરત,
કે બારશે ગામ ન ચાલીએ રે !
બારશ રે રાજા પારણા બારશ,
કે તેરશે ગામ ન ચાલીએ રે !
તેરશ રે રાજા ધનતેરશ,
કે ચોદશે ગામ ન ચાલીએ રે !
ચોદશ રે રાજા કાળીચોદશ,
કે અમોવસે[2] ગામ ન ચાલીએ રે !
અમોવસ રે રાજા દિવાળીનો દા'ડો,
કે ઘેર ઘેર દીવા પરગટિયા.

*

૧. શીતળા સાતમ ૨ અમાવાસ્યા

૩૦૯

કોઈ પત્નીનો પતિ પરદેશ ગયેલો હોય તો કૃષ્ણને ગોકુળમાં આવવાનું સંબોધી આડકતરી રીતે આ ગીતમાં પત્ની તેને ઘેર આવવાનું કહે છે.

પડવે શું પડિયા મહારાજ !
ગોકુળી[1] આવજો રે મહારાજ !
બીજે કહું છું બીજી વાત.
ગોકુળી આવજો રે મહારાજ !
ત્રીજે ત્રણ ભુવનના નાથ,
ગોકુળી આવજો રે મહારાજ !
ચોથે ચતુરા સરખી નાર,
ગોકુળી આવજો રે મહારાજ !
પાંચમે ડગલાં ભરિયાં પાંચ,
ગોકુળી આવજો રે મહારાજ !
છ ઠ્ઠે છો ગા ળા ભ ગ વા ન,
ગોકુળી આવજો રે મહારાજ !
સાતમે સરુડે બાંધી પાળ,
ગોકુળી આવજો રે મહારાજ !
આઠમે અવતરિયા ભગવાન,
ગોકુળી આવજો રે મહારાજ !
નૂમે નમેરા ભગવાન,
ગોકુળી આવજો રે મહારાજ !

---

૧. ગોકુળ.

દશમે ડુંદાળા ભગવાન,
ગોકુળી આવજો રે મહારાજ !
અગ્યારશે એકાદશીનું વરત,
ગોકુળી આવજો રે મહારાજ !
બારશે બહુ કરવાં છ ધરમ,
ગોકુળી આવજો રે મહારાજ !
તેરશે તેડાં મોકલ્યાં તેર,
ગોકુળી આવજો રે મહારાજ !
ચોદશે વહેલા પધારજો ઘેર,
ગોકુળી આવજો રે મહારાજ !
પૂનમે પૂરો ઊગ્યો ચંદ,
નવખંડ ધરતીમાં અજવાળાં,
ગોકુળી આવજો રે મહારાજ !

*

૩૧૦

કોઈ સ્ત્રીનો પતિ પરદેશ ગયેલો હોય છે. તેની સાથેના બીજા સાથીઓ ઘેર પાછા આવે છે, પરંતુ તેનો પતિ ઘેર પાછો આવતો નથી. જ્યારે તેનો પતિ પાછો ઘેર આવતો નહીં હોય ત્યારે એ પત્નીહૃદયમાં શું શું થતું હશે, એ કહેવું મુશ્કેલ છે. એવી પત્ની આ ગીતમાં પતિના સમાચાર બીજાં સંબંધીઓને પૂછે છે. વહુવારુથી કુટુંબીઓ આગળ ન બોલાય, તેમની મર્યાદા પણ વહુવારુને સાચવવી પડે ને ! એટલે વહુ તેના સસરા, જેઠ અને દિયરને બદલે સાસુ, જેઠાણી અને દેરાણીને સમાચાર પૂછે છે. વળી તેના પતિના મરણના સમાચાર પણ ગીતમાં ધડું, અડદ અને ચોખા ગણું ચડ્યા એમ કહી આડકતરી રીતે આપે છે. આડકથન એ પણ લોકગીતોની એક ખૂબી જ છે ને !

આઈ રે ! મારા સસરાની પોઠ,
જવું રે ! સાસુડી ઘેર પૂછવા. વણજારા હોજી.

સાસુ રે ! મારાં જાણ સજાણ,[1]
તમે રે ! આયાંને નાયક[2] ચ્યાં મેલ્યા. વણજારા હોજી.

આઈ રે ! વહુવર ઘવાંની ગુણ,
ગુણો ફાટીને ઘઉં રણ ચઢયા. વણજારા હોજી.

આઈ રે ! મારા જેઠની પોઠ,
જવું રે ! જેઠાણી ઘેર પૂછવા. વણજારા હોજી.

જેઠાણી રે ! મારાં જાણ સજાણ,
તમે રે ! આયાંને નાયક ચ્યાં મેલ્યા. વણજારા હોજી.

આઈ રે ! વહુવર અડદાની ગુણ,
ગુણો ફાટીને અડદા રણ ચઢયા. વણજારા હોજી.

આઈ રે ! મારા દિયેરની પોઠ,
જવું રે ! દેરાણી ઘેર પૂછવા. વણજારા હોજી.

દેરાણી રે ! મારા જાણ સજાણ,
તમે રે ! આયાંને નાયક ચ્યા મેલ્યા. વણજારા હોજી.

આઈ રે ! ભોજાઈ ચોખાની ગુણ,
ગુણો ફાટીને ચોખા રણ ચઢયા. વણજારા હોજી.

આઈ રે ! મારા ભાણેજની પોઠ,
જવું રે ! ભાણેજ ઘેર પૂછવા. વણજારા હોજી.

ભાણેજ રે ! મારા જાણ સજાણ,
તમે રે ! આયાને નાયક ચ્યાં મેલ્યા. વણજારા હોજી.

---

૧. સુજાણ. ૨ તેનો પતિ.

વાઈ[1] રે! મામી જાખુડી જાર,
કૈડ્યો રે! મામી કાળુડો નાગ,
સોડ્યો તાણીને મામો સૂઈ રયા વણજારા હોજી.

*

૫૧૧

આ ગીતમાં સ્ત્રી તેના પતિને દેશ પરદેશ—ગમે તો દરિયાપાર પણ—જઈ કમાઈ લાવવાની શીખ દે છે, તેમ જ એ કમાણીમાંથી તેને માટે ભારે ઘરેણાં વસાવી લાવવાનું કહે છે સ્ત્રી તેના પતિની પાસે ભારે ઘરેણાં માગતી હોવા છતાં પણ મૂઠી બેસનું સાકરિયું દૂધ તો તેના માડીજાયા વીરને જ પાવાનું કહે છે આ પણ લોકગીતની એક ખૂબી જ છે ને!

ઓતર જજો, દખણ જજો, જજો દરિયાપાર,
મોચીહરના મેળે જજો, ઝીણી લાવજો જેર.
ઝીણા મારુજી હો રાજ!
મુખડાના દલ સાયબા નથી રીઝયા મારા રાજ!

ફોરી[2] શી વાહળી[3]ને પેર્યે શું થાય?
ભારે વસાવો મારી કોટ ઝોલા ખાય
ઝીણા મારુજી હો રાજ!
મુખડાના દલ સાયબા નથી રીઝયા મારા રાજ!

ફોરા શા કડલાને પેર્યે શું થાય?
ભારે વસાવો મારા પગ ઝોલા ખાય

---

૧. વાવી ૨ હલકી ૩ હાસડી—કોટમાં પહેરવાનું ઘરેણું

મારા દિયેરને લાય રૂડાં સોગઠાં,
દેરાણીને ગંચોળાંની[1] રીત,
હું યે નથી કાંઈ માગતી.
મારી નણદીને લાય રૂડાં ઢેગલાં,
નણદોયાને ખાસડાંની રીત,
હું યે નથી કાંઈ માગતી.
મારા કટમમાં[2] લાય રૂડાં કાપડાં,
પરનાતને સોપારીની રીત,
હું યે નથી કાંઈ માગતી.
મારા ગોરજીને લાય રૂડાં ધોતિયાં,
ગોરાણીને અબોટિયાની રીત,
હું યે નથી કાંઈ માગતી.
તમારા જમાઈને લાય રૂડાં વેઢિયાં,[3]
તારી બેનીને સોળ શણગાર,
હું યે નથી કાંઈ માગતી.
વીરા ! એટલું મળે તો વેલા આવજો,
નકે રે'જો તમારા ઘેર,
હું રે સંતોષણ બેનડી.

*

૩૧૪

ચાંદલિયો ઊગ્યો, હરણિયો આથમી, પણ ભાઈ મામેરું લઈને આવ્યો નહીં. તેથી બહેનને ઉચાટ થાય છે. ભાઈ, કેમ ન આવ્યો ? ભાઈ મામેરું લઈ આવશે કે નહિ ! મામેરું આપવાની વેળા—સમય

1. ઘરચોળાંની. 2. કુટુંબમાં. 3. કાનમાં પહેરવાનું એક જાતનું ઘરેણું.

પૈણે છ વાસુદેવનંદ,
પૂનમ કેરો ચંદ,
મોતીસરી લૂબ,
દીવાસેરી સેજ;
કે જળાંવળાં અજવાળાં.

*

૩૧૩

આંજણાઓમાં મામેરું એ ખૂબ મહત્ત્વનો—અનોખો પ્રસંગ છે જ્યારે બહેનની દીકરી પરણતી હોય ત્યારે બહેનનો ભાઈ મામેરું લઈ આવે છે. તેની બહેનને એ ભાઈ તેના ગજા ઉપરાંત પણ હજાર-બેહજારની રોકડ રકમ મામેરામાં આપે છે. ઉપરાંત, બહેનની સાસરીનાં કુટુંબીઓને પાઘડી–સાડલા વગેરે કપડાં પણ પહેરામણીરૂપે મામેરામાં આપે છે. તેમનામાં જે વધારે મામેરું આપે તેની સારી નામના થાય છે. બહેની ભાઈને 'હુંયે નથી કાંઈ માગતી' એમ કહેતાં કહેતાં પણ શું શું લાવવું તે ભાઈને સંભારી આપે છે.

મારા દિયેરને લાય રૂડાં સોગઠાં,
દેરાણીને ગંચોળાંની[1] રીત,
હું વે નથી કાંઈ માગતી.
મારી નણદીને લાય રૂડાં ઢેગલાં,
નણદોયાને ખાસડાંની રીત,
હું વે નથી કાંઈ માગતી.
મારા કટમમાં[2] લાય રૂડાં કાપડાં,
ચરનાતને સોયારીની રીત,
હું વે નથી કાંઈ માગતી.
મારા ગોરજીને લાય રૂડાં ધોતિયાં,
ગોરાણીને અબોટિયાની રીત,
હું વે નથી કાંઈ માગતી.
તમારા જમાઈને લાય રૂડાં વેઢિયાં,[3]
તારી બેનીને સોળ શણગાર,
હું વે નથી કાંઈ માગતી.
વીરા! એટલું મળે તો વેલા આવજો,
નકે રે'જો તમારા ઘેર,
હું રે સંતોષણ બેનડી.

*

૩૧૪

ચાંદલિયો ઊગ્યો, હરણિયો આથમી, પણ ભાઈ મામેરું લઈને આવ્યો નહીં. તેથી બહેનને ઉચાટ થાય છે. ભાઈ, કેમ ન આવ્યો! ભાઈ મામેરું લઈ આવશે કે નહિ! મામેરું આપવાની વેળા—સમય

૧. ધરચોળાંની. ૨. કુટુંબમાં. ૩. કાનમાં પહેરવાનું એક જાતનું ઘરેણું.

વીતી તો નહિ જાય? - બહેન વાટ જુએ છે. ભાઈને મામેરું લઈ આવતાં કેમ વાર લાગી, બહેનને શા કારણે વાટ જોવી પડી, એ બધું આ ગીત કહે છે.

માડીનો ચાંદલિયો ઊગ્યો ને હેણ્યો[1] આથમી,
માડીના[2] ક્યાં રે રહીને જોઉં તમારી વાટ રે!
મામેરાં વેળા વટી જાશે.
બેનડી! સોનીડાંને હાટે ઘોડલો રઢા લેશે;
બેનડી! તરેળિયાં[3] વસાવતાં લાગી વાર રે!
મામેરાં વેળા હમ[4] થશે.
માડીનો ચાંદલિયો ઊગ્યો ને હેણ્યો આથમી,
માડીના ક્યાં રે રહીને જોઉં તમારી વાટ રે!
મામેરાં વેળા વટી જાશે.
બેનડી! મણિયારીને હાટે ઘોડલો રઢા લેશે;
બેનડી! ચૂડીલા વસાવતાં લાગી વાર રે!
મામેરાં વેળા હમ થાશે.
માડીનો ચાંદલિયો ઊગ્યો ને હેણ્યો આથમી,
માડીના ક્યાં રે રહીને જોઉં તમારી વાટ રે!
મામેરાં વેળા વટી જાશે.
બેનડી! દોશીડાંને હાટે ઘોડલો રઢા લેશે;
બેનડી! ચૂંદડીઓ વસાવતાં લાગી વાર રે!
મામેરાં વેળા હમ થાશે.

---

૧. હરણ નક્ષત્ર. ૨. માડીના જાયા-ભાઈ. ૩. કેટમાં પહેરવાનું ઘરેણું. ૪. હવે.

માડીનો ચાંદલિયો ઊગ્યો ને હૈયો આથમી,
માડીના ચ્યાં રે રહીને જોઉં તમારી વાટ રે!
મામેરાં વેળા વટી જાશે.

બેનડી! માળીડાંને હાટે ઘોડલો રઢો લેશે;
બેનડી! મોડિયા વસાવતાં લાગી વાર રે!
મામેરાં વેળા હમ થાશે.

માડીનો ચાંદલિયો ઊગ્યો ને હૈયો આથમી,
માડીના ચ્યાં રે રહીને જોઉં તમારી વાટ રે!
મામેરાં વેળા વટી જાશે.

બેનડી! ખેરાદીને હાટે ઘોડલો રઢો લેશે,
બેનડી! ટીલડીઓ વસાવતાં લાગી વાર રે!
મામેરાં વેળા હમ થાશે.

માડીનો ચાંદલિયો ઊગ્યો ને હૈયો આથમી,
માડીના ચ્યાં રે રહીને જોઉં તમારી વાટ રે!
મામેરાં વેળા વટી જાશે.

બેનડી! મોચીડાંને હાટે ઘોડલો રઢો લેશે,
બેનડી! મોજડીઓ વસાવતાં લાગી વાર રે!
મામેરાં વેળા હમ થાશે.

માડીનો ચાંદલિયો ઊગ્યો ને હૈયો આથમી;
માડીના ચ્યાં રે રહીને જોઉં તમારી વાટ રે!
મામેરાં વેળા વટી જાશે.

*

૩૧૫

છેવટે, ભાઈ સારું એવું મામેરું લઈને આવે છે. એ મામેરાને કોણે કોણે વખાણ્યુ?

ભારે મામેરાં સીમાડે આયાં,
સીમાડિયે વખાણ્યાં રે!
મામેરિયા, ઊભા રો'[1] વડ હેઠ.
વડલો વરસે સાચાં મોતી રે! મામેરિયા.
ભારે મામેરાં ગોંદરે આયાં,
ગોવાળિયે વખાણ્યાં રે!
મામેરિયા, ઊભા રો' વડ હેઠ,
વડલો વરસે સાચાં મોતી રે! મામેરિયા.
ભારે મામેરાં વાડીએ આયાં,
માળીડે વખાણ્યાં રે!
મામેરિયા, ઊભા રો' વડ હેઠ,
વડલો વરસે સાચાં મોતી રે! મામેરિયા.
ભારે મામેરાં સરોવરે આયાં,
પાણિયારીએ વખાણ્યાં રે!
મામેરિયા, ઊભા રો' વડ હેઠ,
વડલો વરસે સાચાં મોતી રે! મામેરિયા.
ભારે મામેરાં શેરીએ આયાં,
શેઠીડે[2] વખાણ્યાં રે!
મામેરિયા ઊભા રો' વડ હેઠ,
વડલો વરસે સાચાં મોતી રે! મામેરિયા.

૧. રહો. ૨. શેઠિયાઓએ.

ભારે મામેરાં ઉતારે આયાં,
જાનડીએ વખાણ્યાં રે!
મામેરિયા ઊભા રો' વડ હેઠ,
વડલો વરસે સાચાં મોતી રે! મામેરિયા.
ભારે મામેરાં તોરણે આયાં,
સાસુડીએ વખાણ્યાં રે!
મામેરિયા ઊભા રો' વડ હેઠ,
વડલો વરસે સાચાં મોતી રે! મામેરિયા.
ભારે મામેરાં માંયરામાં આયાં,
માંડવડીએ વખાણ્યાં રે!
મામેરિયા. ઊભા રો' વડ હેઠ,
વડલો વરસે સાચાં મોતી રે! મામેરિયા.
ભારે મામેરાં ગોતરોજે આયાં,
દિયોરીએ વખાણ્યાં રે!
મામેરિયા, ઊભા રો' વડ હેઠ,
વડલો વરસે સાચાં મોતી રે! મામેરિયા.

*

મારા ગામના ઘાંચીડાને વીરો કરુ,
મારા ગરબે તેલડાં પૂર;
લીલા હો ગિરધારી! મેં તો૦

મારા ગામના પટોલીને દાદો કરુ,
મારા ગરબે ચોચીઓ[1] મેલાય,
લીલા હો ગિરધારી! મે તો૦

મારા ગામના ઘેડેરાંને દાદો કરું,
મારો ગરબો ભલેરો વખાણ;
લીલા હો ગિરધારી! મે તો૦

મારા ગામની દીચરીઓને[2] બેની કરું,
મારો ગરબો ભલેરો ગવરાવ,
લીલા હો ગિરધારી! મે તો૦

મારા ગામની વહુવારુને ભાંજાઈ[3] કરું,
મારો ગરબો ભલેરો રમાડ,
લીલા હો ગિરધારી! મે તો૦

*

૩૧૮

બાજરિયે રઢો લાગી રે, ભવાનપોરનું બાજરિયું.
મારા ગામના કુભારી રે! વીરા તમને વેધવું;[4]
મારો ગરબો ભલેરો લાવો રે! ભવાનપોરનું૦
બાજરિયે રઢો લાગી રે, ભવાનપોરનું બાજરિયું૦

---

૧. ચોકીઓ. ૨ દીકરીઓ ૩ ભાભી. ૪. વિનવું

મારા ગામના સુતારી રે! વીરા તમને વેંધવું;
મારો ગરબો ભલેરો કોરી આલો રે! ભવાનપોરનું૦

મારા ગામના લવારી રે! વીરા તમને વેંધવું;
મારો ગરબો ભલેરો જડી આલો રે! ભવાનપોરનું૦

મારા ગામના પેંજારી રે! વીરા તમને વેંધવું;
મારા ગરબે દિવેટો લાવો રે! ભવાનપોરનું૦

મારા ગામના ઘાચીડા રે! વીરા તમને વેંધવું;
મારા ગરબે તેલડાં લાવો રે! ભવાનપોરનું૦

મારા ગામના પટોલી રે! દાદા તમને વેંધવું;
મારા ગરબે ચોચીઓ મેલાવો રે! ભવાનપોરનું૦

મારા ગામના ઘેરૈશ રે! દાદા તમને વેંધવું;
મારો ગરબો ભલેરો વખાણો રે! ભવાનપોરનું૦

મારા ગામની દીકરીઓ રે! બેની તમને વેંધવું;
મારો ગરબો ભલેરો ગવરાવો રે! ભવાનપોરનું૦

મારા ગામની વહુવારુ ભોજાઈ તમને વેંધવું;
મારો ગરબો ભલેરો રમાડો રે! ભવાનપોરનું૦

મારા ગામના મોટિયાળા[1] રે! વીરા તમને વેંધવું;
મારો ગરબો ભલેરો ઓળાવો[2] રે! ભવાનપોરનું૦

*

મારા ગામના ઘાંચીડાને વીરો કરુ,
મારા ગરબે તેલડાં પૂર;
લીલા હો ગિરધારી! મે તો૦

મારા ગામના પટોળીને દાદો કરુ,
મારા ગરબે ચોચીઓ[1] મેલાય,
લીલા હો ગિરધારી! મે તો૦

મારા ગામના ઘેડરાને દાદો કરુ,
મારો ગરબો ભલેરો વખાણ;
લીલા હો ગિરધારી! મે તો૦

મારા ગામની દીચરીઓને[2] બેની કરુ,
મારો ગરબો ભલેરો ગવરાવ,
લીલા હો ગિરધારી! મે તો૦

મારા ગામની વહુવારુને ભાજાઈ[3] કરુ,
મારો ગરબો ભલેરો રમાડ,
લીલા હો ગિરધારી! મે તો૦

*

૩૧૮

ડું બાજરિયે રંઢો લાગી રે, ભવાનપોરનુ બાજરિયું
મારા ગામના કુભારી રે! વીરા તમને વેધવું;[4]
મારો ગરબો ભલેરો લાવો રે! ભવાનપોરનું૦
બાજરિયે રંઢો લાગી રે, ભવાનપોરનું બાજરિયું૦

---

૧ ચોકીઓ ૨ દીકરીઓ ૩ ભાભી. ૪ વિનવું

કો' મારા દાદા ! આમ તમે રોયા ?
સાત સાત દીકરીએ દાદો વાંઝિયા કે'વાણા.
આવતાં લશ્કર દીકરી ઝૂઝવા કોણ જાશે ?
આવતાં લશ્કર દાદા, અમે ઝૂઝવા જઈશું રે !
પગનાં કડલાં દીકરી ઢાંક્યાં આમ રે'શે ?
પગનાં કડલાં દાદા ! સૂંથણામાં રે'શે.
હૈયાનું હુર દીકરી ! ઢાંક્યું આમ રે'શે ?
હૈયાનું હુર દાદા ! ડગલામાં રે'શે.
હાથના ચૂડીલા દીકરી ! ઢાંક્યા આમ રે'શે ?
હાથના ચૂડીલા દાદા ! સોડિયામાં રે'શે.
માંથાની મોળ[1] દીકરી ! ઢાંકી આમ રે'શે ?
માંથાની મોળ દાદા ! ફેંટામાં રે'શે.
નાક વેંધાયાં દીકરી ! ઢાંક્યાં આમ રે'શે ?
અમારા દાદાજીને છોરુ ન જીવતાં,
નાક વેંધાથી નામ નાથુજી પાડચાં.
દાંત રંગાયા દીકરી ! ઢાંક્યા આમ રે'શે ?
નાનાં હતાં ત્યારે મોસાળે રે'તાં,
ખાંતીલી મામીએ દાંત રંગાયા.

તેજુ–તેજમલ બની યુદ્ધમાં લડવા જશે એ છાનું કેમ રહેશે, એની ચિંતા દાદાજીને થાય છે. તેથી દાદાજી તેજુને પૂછે છે કે, દીકરી ! કડલાં, હૈયાનું હુર–રૂપ, ચૂડીલો, માથાનો અંબોડો, વીંધેલું નાક અને રંગેલ દાંત–છાના કેમ રહેશે ! તેજુ, એ બધાને કેવી રીતે સંતાડી રાખીશ એ સમજાવે છે. તેજુ–તેજમલ વરણાગિયો બનીને દુશ્મન સામે લડવા ગઈ. દુશ્મનને હરાવી આવી, પણ તેના સાથીઓને—સાથે

1. વાળ—અંબોડો.

ફૂલ ! ઊગમણી બૂમો પડે,
ફૂલ ! આથમણી વાર જાય રે !
બારીએ ફૂલ લો.
ફૂલ ! હાટે રૂવે હાટ વાણિયા,
ફૂલ ! ચોરે રૂવે ચારણ ભાટ રે !
બારીએ ફૂલ લો.
ફૂલ ! માતા રૂવે રંગમહેલમાં,
ફૂલ ! રાણી રૂવે દરબાર રે !
બારીએ ફૂલ લો.
ફૂલ ! બેની રૂવે બારે માસ રે !
ફૂલ ! ધરનાર રૂવે જલમાર[1] રે !
બારીએ ફૂલ લો.

*

### ૩૨૦. તેજમલ વરણાગિયો

સાત સાત દીકરીઓ હોવા છતાં દીકરો ન હોવાથી દાદો વાંઝિયો કહેવાય છે. દીકરા વિના દાદાનું વેર કોણ વાળે? દીકરા વિના દુશ્મન સામે લડવા કોણ જાય? દુશ્મને લડાઈનું કહેણ મોકલ્યું હોવાથી દાદો દીકરો ન હોવાનો ઓરતો કરી રડી જાય છે. દાદાને દીકરાનો ઓરતો કરતા અને રડતા જોઈ તેમની બહાદુર દીકરી 'તેજુડી'—'તેજમલ વરણાગિયો' બની દાદાનું વાંઝિયા મહેણું ભાગે છે.

ઊગમણી દેશો[2]ના કાગળ આયા રે !
ચોરે બેસીને દાદે કાગળ વાંચ્યા.
કાગળ વાંચીને દાદો ઢસ ઢસ રોયા;
ઉપરવાડે રહીને તેજુડીએ જોયું.

---

૧. જન્મારો. ૨. દિશા.

સર્વ સાથીડે મોજડી મુલવાથી;
તેજમલ વરણાગિયે બૂટ–જોડા હોર્યા.
ચાલો એના સાથીડા સરોવર ઝીલવા જઈએ,
સ્ત્રી–પુરુષનાં પારખાં રે! લઈએ;
સ્ત્રી હશે તો આરે બેસી નાશે.
સર્વ સાથીડા આરે બેસી નાયા.
તેજમલ વરણાગિયો ચારે કાંઠે ઝીલ્યા.
ફટ રે! ભૂંડી તેજુડી, તું છેતરી શું ગઈ?
આવી જાણી હોત તો નાર કહી બોલાવત.

*

## (૨) ઉત્તર ગુજરાતના ઠાકોરોનાં ફટાણાં

સંગ્રાહક : પુષ્કર ચંદરવાકર

૩૨૧

રાતી રાતી રે રંગ ચણોઠડી જળ ભરવાને જાય છે.
માથે બેડું રે છોડી કંઈનની જળ ભરવાને જાય છે.
માથે હાંલ્લુ રે છોડી પાટણની મેળો માગવા જાય છે.
કેડે ઝૂમણું રે છોડી કંઈનની વિવા માલવા જાય છે.
કેટમાં સૂંથિયુ રે, છોડી એડોરની સૂંથિયા વેકવા જાય છે.

*

૩૨૨

મારી માતા મારી માતા રોટલા કરવા બેઠાં,
હાથે ચૂડો ને જાણે રાજવેણુ બેઠાં.
ભઈની સાસુ ભઈની સાસુ રોટલા કરવા બેઠાં,
હાથ બૂચા ને જાણે વાઘરેણુ બેઠાં.

લડનાગઓને કંઈક શકા પડે છે તેમને લાગે છે કે સાથે લડનાર તેજમલ પુરુષ નથી, પણ સ્ત્રી છે સાથીઓ સ્ત્રીપુરુષનાં પારખાં લે છે પણ એ પારખાંમાં તેજમલ સ્ત્રી પુરવાર થતી નથી. છેવટે સાથીઓને જ્યારે પાકી ખાતરી થાય છે કે તેજમલ પુરુષ નહિ, પણ તેજુ–સ્ત્રી હતી, ત્યારે 'નાગ કહી બોલાવી નહી'—પરખી નહી તેનો અફસોસ થાય છે

ચાલો એના સાથીડા, સોનીડાં હાટે જઈએ,
સ્ત્રી–પુરુષનાં પારખાં રે ! લઈએ,
સ્ત્રી હશે તો કડલાં મુલવાવશે.
સર્વ સાથીડ કડલાં મુલવાયા,
તેજમલ વરણાગિયે કંદોરા મુલવાયા.
ચાલો એના સાથીડા, દોશીડાં હાટે જઈએ,
સ્ત્રી–પુરુષનાં પારખાં રે ! લઈએ,
સ્ત્રી હશે તો ચૂદડી મુલવાવશે
સર્વ સાથીડ ચૂદડી મુલવાયી,
તેજમલ વરણાગિયે ફેંટા મુલવાયા.
ચાલો એના સાથીડા, માળીડાં હાટે જઈએ,
સ્ત્રી–પુરુષનાં પારખાં રે ! લઈએ,
સ્ત્રી હશે તો મોળિયાં મુલવાવશે.
સર્વ સાથીડ મોળિયાં મુલવાયાં,
તેજમલ વરણાગિયે સોગઠાં મુલવાયાં.
ચાલો એના સાથીડા, મોચીડાં હાટે જઈએ,
સ્ત્રી–પુરુષનાં પારખાં રે ! લઈએ;
સ્ત્રી હશે તો મોજડી મુલવાવશે.

સર્વ સાથીડે મોજડી મુલવાયી;
તેજમલ વરણાગિયે બૂટ–જોડા હોર્યા.
ચાલો એના સાથીડા સરોવર ઝીલવા જઈએ,
સ્ત્રી–પુરુષનાં પારખાં રે ! લઈએ;
સ્ત્રી હશે તો આરે બેસી નાશે.
સર્વ સાથીડા આરે બેસી નાયા.
તેજમલ વરણાગિયો ચારે કાંઠે ઝીલ્યા.'
ફટ રે ! ભૂંડી તેજુડી, તું છેતરી શું ગઈ ?
આવી જાણી હોત તો નાર કહી બોલાવત.

*

## (૨) ઉત્તર ગુજરાતના ઠાકોરોનાં ફટાણાં

સંગ્રાહક : પુષ્કર ચંદરવાકર

૩૨૧

રાતી રાતી રે રંગ ચણોઠડી જળ ભરવાને જાય છે.
માથે બેડું રે છોડી કબોઈની જળ ભરવાને જાય છે.
માથે હાંલ્લુ રે છોડી પાટણની મેળો માગવા જાય છે.
કોટે ઝૂમણું રે છોડી કબોઈની વિવા માલવા જાય છે.
કોટમાં સૂંથિયુ રે, છોડી એઠોરની સૂંથિયા વેકવા જાય છે.

*

૩૨૨

મારી માતા મારી માતા રોટલા કરવા બેઠાં,
હાથે ચૂડો ને જાણે રાજવેણુ બેઠાં.
ભાઈની સામુ ભાઈની સામુ રોટલા કરવા બેઠાં,
હાથ બૂચા ને જાણે વાઘરેણુ બેઠાં.

# સૌરાષ્ટ્રનાં લોકગીતો

## (૧) ભામણીઓ

સંપાદક · પુષ્કર ચંદરવાકર

ગુજરાતમાં નાવિકોનાં શ્રમગીતોનાં જુદાં જુદાં નામ હોય તેવું લાગે છે. સુરતના દરિયાકાંઠાનાં એવાં ગીતો થોડાં વર્ષો પહેલાં શ્રી. ઉમાશંકર જોશીએ 'સંસ્કૃતિ'માં 'અમાવણી'ના નામે પ્રગટ કર્યાં હતાં. સિંધિઆનું વહાણ લઈ મહુવા આવેલ ઓંજર ગામના નાવિક કરસનભાઈ રવજીએ તે ગીતોનું નામ પૂછતાં કહ્યું. અબાણી. મહુવા બંદરના નાવિક ભીખાભાઈ, બાબુન કરસન અને લાખા કરસને તેમને ભામણી–ગીતો કહ્યાં. કોઈ ભાઈએ કતપર ગામમાં તેને બામણી–ગીતો કહે છે એમ કહ્યું. વેરાવળના દરિયાખેડુઓ આ ગીતોને 'લોથાર' ગીતો કહે છે. આમ, અમાવણી, અમાણી, ભામણી, બામણી અને લોથાર એવાં નાવિકોનાં શ્રમગીતોનાં નામો મળે છે. બામણી, ભામણી અને અમાણી શબ્દો અબાવણીમાંથી આવ્યા લાગે છે. ફારસીમાં 'આબ' શબ્દનો અર્થ પાણી થાય છે. પાણી પર પ્રવાસ કરતાં વહાણવટીના શ્રમની વાણી એવો અર્થ આ શબ્દને ચાલુ કરનારના મનમાં અભિપ્રેત હશે. આવી વાણી બસરાનાં વહાણો લઈને આવનાર અરબ નાખુદા પણ ગાય છે. આથી આ શબ્દ કદાચ ગુજરાતને તે લોકોના સંપર્કમાંથી મળ્યો હોય. અમાવણીને કોઈક ખારવા અબાવાણી કે આબાવાણી

યોજ્યા છે તેમાં એક છે 'અબાવણી' ('અમાવાણી', 'ભામણી', 'બામણી', 'અબાણી', 'આબવાણી', ઇત્યાદિ) અને બીજો છે 'લોથાર'ગીતો. શ્રી. મધુભાઈ પટેલે આ ગીતો 'હોબિયાં' તરીકે પણ ઓળખાય છે એમ નોંધ્યું છે.

## ૩૨૭. એ સમાલી, ધામલા

આ ભામણીઓ સહેતુક પ્રયોજાઈ છે શ્રમને હળવો કરવા—ભૂલવા—જ એ ગવાતી હોય છે. ઝડપી કાર્ય કરવાનું હોય, ત્યારે દ્રુત ગતિએ તેઓ ભામણી—ગીતો લલકારે છે.

મહુવા બંદર પર લાકડાનાં ભર્યાં વહાણને ઠલવનારાઓએ શ્રમગીતો લલકાર્યાં હતાં આશરે સ્ત્રીપુરુષો વહાણમાંથી પીઢિયાં ઠાલવતી વખતે લલકારતાં હતાં :

એ સમાલી ધામલા !
આવો ચાલી „
ચાલી બલા „
બારવા શલા „
ખારા પાણી „
લેવા તાણી „
તાણુ ભરાદર, „
આવી મહાદર, „
આવી ખોદાની, „
ખોદાની ખેર, „
ધણીની મેર, „
મીંગા ધણી, „
રોજી ધણી, „

હેલે, મોટાભાઈ ઘરનું વા'ણુ, હયાળા જી બે !
હેલે, વા'ણુ માટે બહુ પ્રેમ, હયાળા જી બે !
હેલે, માગ પેડી વાણુ કિયે, હયાળા જી બે !
હેલે, ઢલાડી સુતાને જાગે, હયાળા જી બે !
હેલે, વડલે ચડીને બેસે, હયાળા જી બે !
હેલે, પીપરનો પડો, હયાળા જી બે !
હેલે, ખરરિયા તો લાવો ભરીને, હયાળા જી બે !

*

### ૩૩૦ એ ભલીના ભાગ બ'ધાવ

ઉપરની ભામણીમાંથી કોઈ સ્પષ્ટ અને કડીબદ્ધ વિચાર કે અર્થ મળતો નથી તો કેટલીક અબાવાણી માત્ર શ્રમને ભુલવા જ ગવાતી લાગે છે તેના બોલ નથી તેમના ધધાને સ્પર્શતા, નથી તેમના જીવનને સ્પર્શતા કે નથી તેમના તત્ત્વજ્ઞાનને સ્પર્શતા પણ તેમનાં આ ગીતોમાંથી તેમના જીવનનાં પણ પુળા ( Patterns of their Social Order ) જોવા મળે છે જુઓ ત્યારે આ ભામણી·

એ ભલીના ભારા બધાવ, હેલે ઝાલા !
કટાળીને લીખા થાય, હેલે ઝાલા !
કટાળી તે લી બજારે જાય, હેલે ઝાલા !
બજારમા સાગના સીસા વેચાય, હેલે ઝાલા !
તેની હો પેટી ઘડાય, હેલે ઝાલા !
પેટી દરિયો ઝુકાવા જાય, હેલે ઝાલા !
દરિયો સાગર મા ને બાપ, હેલે ઝાલા !
એક લે'ર વધારે આપ, હેલે ઝાલા !
દરિયા સાગરને વધાવી લે, હેલે ઝાલા !

પેટી કાઢી પેલે પાર, હેલે ઝાલાં !
સુરતના સુથાર બોલાવ, હેલે ઝાલાં !
પેટીના તાળાં તોડાવ, હેલે ઝાલાં !
પેટીમાંથી ધનબાઈ નીકળી, હેલે ઝાલાં !
રાજા દરબાર જો, હેલે ઝાલાં !
રાજાની તો કાળી ગાય, હેલે ઝાલાં !
પાણેરા પૈડીનું ગામ, હેલે ઝાલાં !
ત્યાં ચાલે સંચાનું કામ, હેલે ઝાલાં !
સંચે સચે વાવી ડાંગી, હેલે ઝાલાં !
ભાટેશને માર્યાં તાણી, હેલે ઝાલાં !
દરિયો સાગર મા ને બાપ, હેલે ઝાલાં !
એક લે'ર વધારે આપ, હેલે ઝાલાં !

હે દરિયાપીર, તું તો અમારાં માબાપને સ્થાને છે તો તું રહમ કર. શેની રહમ ? તો એક વધારે લહેરની વાયુની લહેર જોઈએ છે કે મોજાંની લહેર ? બેમાંથી જે કોઈ મળે તે

આ ભામણીના આપનાર છે બિલિમોરાના નાવિકો, તેથી દરિયો વધાવીને બહાર કાઢેલ પેટી તોડવા માટે સુરતના જ સુથારને નોતરે છે ! સુથાર આવીને પેટીનાં તાળાં તોડે છે. તાળું તોડ્યું તો તેમાંથી લક્ષ્મી નીકળી. પુરાણની કથા, સાગરમાંથી મેરુ પર્વતનો રવૈયો કરીને સમુદ્રમંથન કર્યું ત્યારે લક્ષ્મી નીકળી તેની સાથે આ ગીતપંક્તિઓને કોઈ સંબંધ હશે કે !

અને પછી ભામણી જોડકણું બને છે. તે રાજદરબારમાં જાય છે. ત્યાં કાળી ગાય છે. સ્થાનિક રંગો ( Local Colour )નો ખ્યાલ આપતી પંક્તિઓ—'પાણેરા પૈડીનું ગામ હે ઝાલાં !' વગેરે છે. પારનેરા પાસે પારડી ગામ છે. ત્યાં આજે સંચાનું કામ ચાલે છે.

આ નાવિકોને બાટેરા પર—અનાવિલો પર—પ્રેમ શા માટે ઊભરાયો હશે? આવું જેમ જોડકણાંમાં, ઉખાણામાં આવે છે તેવુ આ અબાવાણીમાં—ભામણીમાં આવે છે. ,

*

## ૩૩૧ એલે ઘાસી ને

હવેની ભામણી એ તદ્દન ન સમજાય તેવી છે કદાચ બસરાના વહાણ લઈ આવતા અન્ય વહાણવટીઓના મોઢેથી સાંભળીને તેમાં કોઈ ગુજરાતીમનાદી શબ્દો ગોઠવવાનો યત્ન કર્યો લાગે છે; તે ગુજરાતના ખાન્વાની નથી

એલે, ઘાસી ને ગામડ મિના સી;
એલે, તોડી હમચી બાડજુદા;
એલે, જુદા સખી ઘાંય મલા;
એલે, ડાય ભૂલી માયચલા;
એલે, તોમણું સલમા વદીના;
એલે, લાચા ગુબા નાડ છીના;
એલે, તોડી હમચી બાડજુદા!

કઈક ગુજરાતી શબ્દો, ઉદાહરણ તરીકે, તોડી, જુદા, સખી, ભુલી-મળે છે. આ ભામણી કદાચ મલબાર કાંઠાના મોપલા પાસેથી ય લાવ્યા હોય! આમ ભામણીઓ એક જગાથી બીજી જગા પર, એક બદરથી બીજા બદર પર ભ્રમણે નીકળતી હોય તેવુ ભાસે છે!

*

## ૩૩૨ એલે પાલવડો મેલો મોહનજી

આ ભામણીમાં હિંદુ નાવિકોએ તેમની પુરાણકથાઓને ગાઈ છે રાધા અને કૃષ્ણની વડછો તેમણે ગાઈ છે રામલક્ષ્મણનાં વનવાસનાં પગલાંઓ પણ ગાયાં છે

એલે, પાલવડો મેલો મોહનજી, હેલે ઝાલાં !
એલે, આસાડે મને જાવા ઘો, હેલે ઝાલાં !
એલે, આવતાં આપીશં દાણ તમારાં, હેલે ઝાલાં !
એલે, મઈ મારું વેચવા ઘો, હેલે ઝાલાં !
એલે, વેચતાં તમને કોણ કહે છે ? હેલે ઝાલાં !
એલે, સાંભળ રાધા પ્યારી, હેલે ઝાલાં !
એલે, મઈ ગોરસનું દાણ લઈ ને, હેલે ઝાલાં !
એલે, વહેલી થાં વજ[1] નારી, હેલે ઝાલાં !
એલે, નારી કઈને ના બોલાવ, હેલે ઝાલાં !
એલે, છાના રઈને છોગાળા, હેલે ઝાલાં !
એલે, કઠણુ રાજ તો કંસરાયનું, હેલે ઝાલાં !
એલે, ગૌ ચારંતા ગોવાળો, હેલે ઝાલાં !
એલે, હું ગોવાળો, તું ગોવાલણુ, હેલે ઝાલાં !
એલે, ફરી ગમે તો આવજો, હેલે ઝાલાં !
એલે, તું જ સરીખા હિમ્મતિયાને, હેલે ઝાલાં !
એલે, સાથી તેડી લાવજો, હેલે ઝાલાં !
એલે, તેડી લાવું, મને જાવા ઘો, હેલે ઝાલાં !
એલે, રોકી રહ્યા છો વજ નારી, હેલે ઝાલાં !
એલે, રઘુનાથના સામી[2] સાંભર્યા, હેલે ઝાલાં !
એલે, ઘેલો છે પણુ ગિરધારી, હેલે ઝાલાં !
એલે, ગિરધારીએ ગોકુળ વસાવ્યું, હેલે ઝાલાં !
એલે, ઈંદ્ર કરતાં કૃષ્ણુ મોટો, હેલે ઝાલાં !
એલે, મોટો ત્યારે મથુરામાં આવ્યો, હેલે ઝાલાં !

---

૧. વ્રજ. ૨. સ્વામી.

આ ભામણીમાં કૃષ્ણરાધાની વડછડ છે આ વડછડ ગુજરાતના લોકજીવનમાં અત્યંત પ્રિય બની છે ભવાઈમાં તેના પગ વેશ પણ છે. તે જ વસ્તુ લઈ ને આ નાવિકોએ એક ભામણી જોડી કાઢી છે.

*

## ૩૩૩ એલે રામલખમણ બ'ને ભાઈ

રામાયણના પાત્રો પણ તેટલાં જ લોકાદરને વર્યા છે ભામણીમાં તેના પ્રસંગો વણાવા પામ્યા છે.

એલે, ગુમ્બે જાય, હેલે ઝાટલા !
એલે, ગુમ્બે જોશવર ને ઘાસી, હેલે ઝાટલા !
એલે, રામલખમણ બને ભાઈ, હેલે ઝાટલા !
એલે, વાડીએ સૂવાને જાય, હેલે ઝાલ્લા !
એલે, સૂતાં સૂતા કીધી વાત, હેલે ઝાટલા !
એલે, સુકાયાં વાડીના ભાત, હેલે ઝાટલા !
એલે, સુકાય ઈને સુકાવા દ્યો, હેલે ઝાટલા !
એલે, સુપણાં બધાવા દ્યો, હેલે ઝાટલા !
એલે, સુપર ચાલ્યા શેરમાં, હેલે ઝાલ્લા !
એલે, પાણી ચાલ્યા કેરમાં,[1] હેલે ઝાટલા !
એલે, કેર માયલા કેરાં ખાય, હેલે ઝાટલા !
એલે, વિજલપર ચાલ્યો જાય, હેલે ઝાટલા !
એલે, વિજલપરના આવ્યા જોશી, હેલે ઝાલ્લા !
એલે, કાનમાં ટીપણાં ખોશી, હેલે ઝાલ્લા !
એલે, આવ્યો જોશી, બેઠો માચી,[2] હેલે ઝાલ્લા !
એલે, ટીપણા દેખાડો વાચી, હેલે ઝાલ્લા !

---

૧. કેળમા ૨ ખાટલે

એલે, ટીપણામાં શું શું નામ, હેલે આલ્લા !
એલે, સીતાબાઈનાં નામ છે, હેલે આલ્લા !
એલે, નાની સીતા મોટી થાય, હેલે આલ્લા !
એલે, રામનાં લગન જોવડાય, હેલે આલ્લા !
એલે, રામ લખમણ જાનકી, હેલે આલ્લા !
એલે, જય બોલો હનમાનકી, હેલે આલ્લા !

*

## ૩૩૪. હેલે આલ્લા

પુરાણના પ્રસંગોને ભામણીમાં મઢનારા નાવિકોને કદી કદી સાગરના માથે ઘર યાદ આવી જતું. ગૃહજીવનની મીઠાશ સ્મરણે ચડતી, ત્યારે તેને તેઓ ગાવા મંડી જતા :

સુમ્ણાં સુમ્ણાં હોય રે, હેલે આલ્લા !
મામો તો લાવે ટોપરાં, હેલે આલ્લા !
ટોપરાં તો કોચેલાં, હેલે આલ્લા !
મામીને મોચે મોચેલાં, હેલે આલ્લા !
મામી કે' છે દીવો ધર, હેલે આલ્લા !
દીવો ધરતાં વાર છે, હેલે આલ્લા !
મોટીનો જમકાર છે, હેલે આલ્લા !
ભાવનગર જાવા દે, હેલે આલ્લા !
શેર સૂનું લાવવા દે, હેલે આલ્લા !
શેર સોનું તો ઓટલે, હેલે આલ્લા !
તે મામીને ચોટલે, હેલે આલ્લા !
તે ચોટલામાં ઠીકરું, હેલે આલ્લા !
તે મામીનું ઠીકરું, હેલે આલ્લા !

દીકરુ દીકરુ દિવાળી, હેલે ઝાલ્લા !
સોનાની ઘાઘરી સિવાડી, હેલે ઝાલ્લા !
આજ દિવાળી, કાલ દિવાળી, હેલે ઝાલ્લા !
પરમ દિવસે શેર સીવાડી, હેલે ઝાલ્લા !

*

## ૩૩૫ હૈયાર હેલે

કુટુમ્બભાવો, પરિવારની કૂણી વૃત્તિઓ, પુરાણપ્રસંગો, વૈખરીના પ્રલાપો—શી ભામણીઓ, નારીનાં રૂપને ગાતી ભામણીઓ : આમ અનેક જુદા જુદા ભાવો અને વિષયો પર સાગરખેડુએ ભામણીઓ લલકારી છે પણ ત્યારે પ્રશ્ન થાય છે, દરિયાઈ જીવો તેમના જીવનને શાને કાજ ભામણીઓમાં નથી આલેખતા ? ના, તેમના દરિયાઈ જીવનની વાસ્તવિકતા આલેખતી ભામણીઓમાં તેમનાં એ લોકગીતો સાંપડે છે.

હલેસાં, હૈયાર હેલે !
સોબેલા, હૈયાર હેલે !
એલે ચાલા, હૈયાર હેલે !
આવ્યા ફાગડ, હૈયાર હેલે !
જીવની કરાર, હૈયાર હેલે !
દીવની દંગી, હૈયાર હેલે !
માછલો ભગી, હૈયાર હેલે !
માછીડો મેલો, હૈયાર હેલે !
ચવડા પેંલો, હૈયાર હેલે !
ચવડુ ચાલે, હૈયાર હેલે !

બારાના દોરે, હૈયાર હેલે !
વાટમાં ભરિયો, હૈયાર હેલે !
વાણિયો નોરી, હૈયાર હેલે !
નોર વધારી, હૈયાર હેલે !
ભાજી ને પાણી, હૈયાર હેલે !
તેલે વધારી, હૈયાર હેલે !
તેજમ તૂરી, હૈયાર હેલે !
ભરી કસ્તૂરી, હૈયાર હેલે !
કસકા ભારા, હૈયાર હેલે !
જમને વાલા, હૈયાર હેલે !
જમ જુગારી, હૈયાર હેલે !
કાળો હજારી, હૈયાર હેલે !
કાબા ને કાઠી, હૈયાર હેલે !
ગુજર વાવટી, હૈયાર હેલે !
ગુજર ગામ, હૈયાર હેલે !
ભરી સભામાં હૈયાર હેલે !
ધણીને નામ, હૈયાર હેલે !
આપડો ધણી, હૈયાર હેલે !
હિંમત ધણી, હૈયાર હેલે !
હિંમતે રસૂલ, હૈયાર હેલે !
ખારવા ખેરે, હૈયાર હેલે !
સાંજના કબૂલ, હૈયાર હેલે !

હલેસાં મારવાનું શરૂ કરે, ત્યાંથી ભામણી શરૂ થાય છે. વહાણને ઉપાડો. વાવડો આવ્યો તેથી જીવને શાંતિ થઈ છે દીવ બંદરનું વહાણ મોટું કહેવાય છે. રસ્તામાં તેમને માછીમારોનાં વહાણ મળે છે, પણ

માઝીમાર તો હિન્દુસમાજમાં ભંગી લેખાય પણ તે ખૂબ લોભિયો છે આ વહાણ સવળું ચાલે છે અને શિયાળ બેટના બંદર તરફ જાય છે તેઓ કહે આવ્યા છે રસ્તામાં એક વાણિયો મળ્યો તે નૂરને નક્કી કરનારો છે આ ખેપમાં તેણે નૂર વધારે આકર્યું તેમણે માર્ગમાં ભાજી ને પાણી ભેગાં કરી, તેલથી વધારી ડુંગળીનું શાક તીખું અને તમતમતું બનાવ્યું આ શાક અમને વહાલું છે. અમે જિંદગીના જુગારી છીએ. ગુજરબંદરના કાંઠે કાના ને કાઠી છે. વહાણ પર ગુજર વાવટો છે ભરી સભામાં બોલો, તમારા વહાણમાલિકનું નામ. આપણો ધણી ભારે હિંમતબાજ છે આમ ખારવા વહાણ ખેડે છે ને સાંજ પડ્યે વહાણને લંગર નાખી આરામ કરે છે

તેમના સાગર પરના જીવનનું સુરેખચિત્ર ઉપરની ભામણીમાં છે, અને તે પણ તેમની દરિયાકાંઠાની બોલીમાં

છે. પાઠનો ગાનાર નાવિક માત્ર પંક્તિનો ટુકડો ગાય છે અને વહાણમાંના નાવિકનો સમૂહ ધ્રુવપદને એકસાથે ઝીલી લેતો હોય છે. દૃષ્ટાંત તરીકે :

સામીડો સૂતો તે જાગે, શામિયા માલમ !
કરાણી આ લેક માગે, શામિયા માલમ !

આમાં 'સામીડો સૂતો તે જાગે.' ભામણીનો પાઠ છે. તે એક જ નાવિક પ્રથમ ગાશે. પણ તેનું ધ્રુવપદ (Tag) છે 'શામિયા માલમ!' નાવિકોનું જૂથ દોરડું ખેંચતાં ખેંચતાં માત્ર 'શામિયા માલમ' જ બોલશે, લલકારશે. ગુજરાતના દરેક કાંઠાના નાવિકોની ભામણીઓ જુદી જુદી હોવા છતાં ગાવાની ક્રિયામાં, લલકારવાની ક્રિયામાં કોઈ ફરક પડતો નથી. માછીની ભામણીઓના પાઠાંતર સાંપડશે. તે જ પ્રમાણે, ખલાસીની ભામણીઓમાં માછીની ભામણીઓ કરતાં ભેદ મળશે. અને જે જન્મે નથી માછી, કે નથી ખલાસી તેવા કોળીઓ દરિયાઈ જીવનમાં ઝુકાવીને જીવી રહ્યા છે તે વિક્રમશીલ જીવન (Adventurous Life)માં તેમને પણ ગાયા વગર તો નથી ચાલતું. તેમને પણ તેમની આગવી ભામણીઓ છે. સુરત જિલ્લાના ખારવાઓએ તેમની બોલીમાં ભામણીઓ 'શેરા' વગરની રચી છે તે વેરાવળમાંગરોળના ખલાસીઓથી જુદી પડે છે.

તેમાં ફરક શેનો ભાસે છે ? બોલીનો જ માત્ર. ભાવો લગભગ સરખા છે. અને ગાવાની ક્રિયા તો એકધારી—તે પરત્વે બસરાનો આરબ નાવિક, માંડવી બંદરનો કચ્છી ટંડેલ, પોરબંદર માધવપુરનો સુકાની, શિયાળ બેટનો માછી કે કતપર ઝાંઝમેરનો કોળી નાવિક એક જ રીતે ગાતો હોય છે ભામણીઓને, કોઈ પણ પ્રકારના વાદ્ય વગર ચપટીઓ પણ તે ક્યાંથી વગાડી શકે ? બંને હાથમાં ખોબાફાટ દોરડ હોય, પછી ચપટીને કઈ રીતે કામે લગાડી શકે ? તાલની પણ તેને જરૂર નથી લાગી. પેલો પવન, અને મોજાંના અને દરિયાનું સંગીત સૂર, એની સાથે તેઓ સૂક્ષ્મ તાલ મેળવવાને ટેવાયેલા હશે ખરા ? એમ હોય તો માલમના પેટની એ રહસ્યવાત મને માલૂમ થઈ નથી



# (૨) દેદાનાં ગીતો

સંગ્રાહક : પુષ્કર ચંદરવાકર

દેદા કૂટવાનો રિવાજ ગ્રામસંસ્કૃતિના એક અગત્યના અંગના સ્થાને છે જેઠ મહિનાના ચારે ય 'દિતવારે' નાનકડી બાળાઓ નદી-તીરે કે તળાવકાંઠે સાંજની વેળાએ દેદા કૂટવા જાય છે. જો ગામના પાદરમાં કોઈ વીરપુરુષની ખાંભી હોય, તો ત્યાં જઈને પણ બાળાઓ દેદા કૂટવાની.

આ રિવાજ પાછળ સંસારના એક વ્યવહારની તાલીમ આપવાની દૃષ્ટિ છે ગામડાંમાં હજુ ય મૃત્યુની પાછળ રોવાકૂટવાનો રિવાજ ટકી રહ્યો છે. ત્યાં સ્ત્રીઓને રોવાકૂટવાની જરૂર પડે છે, ને તેની તાલીમ સ્ત્રીઓને ગામડાંમાં છેક નાનપણમાં 'દેદા કૂટવાના' રિવાજમાંથી મળે છે.

આ દેદા કોણ છે? આ દેદાનુ મૂળ સૌરાષ્ટ્રના ઇતિહાસમાં મળે છે. ભરૂચમાં પણ દદવંશ રાજકર્તાનો વંશ હોવાનું શ્રી કે કા. શાસ્ત્રીએ કહેલું. સૌરાષ્ટ્રના ઇતિહાસમાં બે જુવાન દેદાઓ હણાયાનો ઉલ્લેખ મળે છે એક મરાયો ઝાલાઓને હાથે જાબુમાં, અને બીજો મરાયો ગોહેલના હાથે લાઠીમાં; માટે જ દેદાઓના ગીતોમાં પંક્તિ મળે છે: 'દેદો મરાયો લાઠીના ચોકમાં!' સ્વ મેઘાણીભાઈએ સમરાંગણની પ્રસ્તાવનામાં લખ્યુ છે: 'દેદાઓની દગાથી કતલ, જામ સતાએ નહિ, પણ રાવળ જામે કરેલી.' ભગવાનલાલ સંપતરામે 'સૌરાષ્ટ્રનો ઇતિહાસ' માં પૃ૪ ૧૯૧ પર લખ્યુ છે: "જામને આ વખતે એક તરફથી જેમ જેઠવા પાસેથી મોરો પ્રાંત મળ્યો, તેમ બીજી તરફથી તેને પૂર્વ તરફનાં મચ્છુકાંઠાનાં કેટલાંક પરગણાં ત્યાંના ચાવડા અને દેદા ગરાસિયા પાસેથી અને પશ્ચિમ તરફનુ ખંભાળી ગામ વાઢેલ લોકો પાસેથી મળ્યુ."

લોકો પાસેથી મળે છે કે : "દેદો ગીઢળબંધ વારની લડાઈમાં લાઠીચોકમાં મરાણો, તેને યાદ કરી કરીને આ છોકરીઓ કૂટે છે, અગર કૂટવાનું શીખે છે. અત્યારે લાઠીમાં તેના નામની શેરી પણ છે."

તપાસ કરતાં બીજો ઉત્તર મળ્યો છે : 'મરશિયા એટલે ગુજરાતમાં મૃત્યુગીતો. આ ગાણાંઓ ખાસ કરીને બૈરાં ગાય છે. આવાં ગાણાં બૈરાં મોટી ઉમ્મરનાં થાય ત્યારે શીખતાં નથી, પણ તે તો નાની છોકરીઓ હોય ત્યારે જ શીખે છે. હવે આ મરશિયામાં કોનાં નામ દેવાં? ત્યારે છોકરીઓ દેદાનું નામ દઈને તેને લલકારે છે.

કોઈ વખતે દેદાને પરણવાનાં ગીતો, હીંચોળવાનાં ગીતો પણ મળે છે.

## દેદાનાં કૂટવાનાં ગીતો

૩૩૭

હાય હાય રે, કૂવામાં ઢેલ વિયાણી,
હાય હાય રે, ઢેલને કેટલાં બચ્ચાં?
હાય હાય રે, ઢેલને સાત બચ્ચાં.
હાય હાય રે, બચ્ચાંને કોણ ધવડાવશે?
હાય હાય રે, બચ્ચાંને ધૂડી ધવડાવશે.
હાય હાય રે, બચ્ચાંને કોણ હીંચોળશે?
હાય હાય રે, બચ્ચાંને ધૂડી હીંચોળશે....

આ રીતે જીવનના સંઘર્ષના પ્રસંગો પંક્તિઓમાં ગોઠવીને ગીત આગળ લંબાવાય છે.

*

૩૩૮

લીંબડે ઝાઝી લીંબોળી રે, હાલર હુલર થાય!
ચકો દૂધનો સવાદિયો રે, પાડો દોવા જાય!
પાડ મેલી છે પાટુ રે, બાપા કરતો જાય!
બાપે મેલી લાકડી રે, મા મા કરતો જાય!

માએ ભર્યો ચોંટકો રે, ભાઈ ભાઈ કરતો જાય !
ભાઈએ મારી છે ચોંટ રે, બેન બેન કરતો જાય !
\ બેને આટ્યો છે લાડવો રે, ખૂણે બેસી ખાય !

*

૩૩૯

વાવડી ગામને ચોક, સલાટ માર્યો,
વાણિયાને આવી ખોટ, સલાટ માર્યો,
નેમચંદ મૂકે પોક, સલાટ માર્યો,
વાવડી ગામને ચોક, સલાટ માર્યો !

*

૩૪૦

આકડાની ગાડી, હો રસિયા;
કોણ કોણ હાંકે, હો રસિયા ?
કોણ કોણ બેસે, હો રસિયા ?
ચકો ભાઈ હાંકે, હો રસિયા,
આવતી વહુ બેસે, હો રસિયા,
હાંકય મારા રોયા, હો રસિયા,
અંધારું થાશે, હો રસિયા,
ચકી વહુ બીશે, હો રસિયા !

*

૩૪૧

જીતોલી રે જીતોલી, જ્યાં મેલું ત્યાં,
મધરાતું રે'જે રે, મદની જીતોલી !
મીતલી ગામને ચોરે રાતું રે'જે રે,
મદની જીતોલી !

મીતલી ગામને ચોરે સપણા ઊઠે રે,
　　　　મદની જીતોલી !
પીંપળી ગામને ચોરે થાળિયુ ઊઠે રે,
　　　　મદની જીતોલી !
મીતલી ગામને ચોરે કોડિયા ઊડે રે,
　　　　મદની જીતોલી !
પીંપળી ગામને ચોરે તાહળા[1] ઊડે રે,
　　　　મદની જીતોલી !

*

૩૪૨

આમલી હેઠે તળાવ કે છેલ પાણી મોજાં મળે રે લોલ !
ઔદી પાણી ન જઈશ કે દેડકો તાણી જશે રે લોલ !
દેડકાને તાણવા નહીં દઉં કે, ચકલો ઝીલી લેશે રે લોલ !
ચકલાને ઝીલવા નહીં દઉ કે દેડકો તાણી જશે રે લોલ !

*

૩૪૩

દેદા, પડવે તે હોળી પડવો હોય રે, દેદમલ
　　ઘડીક રાખોને પાલખી, હાય દેદાને હાય !
દેદા, બીજે તે ભાઈબીજ હોય રે, દેદમલ,
　　ઘડીક રાખોને પાલખી, હાય દેદાને હાય !
દેદાને ત્રીજે તે અખાત્રીજ હોય રે દેદમલ,
　　ઘડીક રાખોને પાલખી, હાય દેદાને હાય !
દેદાને ચોથે ગણેશચોથ હોય રે દેદમલ,
　　ઘડીક રાખોને પાલખી, હાય દેદાને હાય !

---

૧. વાસણો.

દેદાને પાંચમે તે નાગપાંચ હોય રે દેદમલ,
ઘડીક રાખોને પાલખી, હાય દેદાને હાય !
દેદાને છઠ્ઠે તે રાંધણછઠ્ઠ હોય રે, દેદમલ,
ઘડીક રાખોને પાલખી, હાય દેદાને હાય !
દેદાને સાતમે તે શીતળાસાત હોય રે, દેદમલ,
ઘડીક રાખોને પાલખી, હાય દેદાને હાય !
દેદાને આઠમ તે ગોકુળ આઠમ હોય રે, દેદમલ,
ઘડીક રાખોને પાલખી, હાય દેદાને હાય !
દેદાને નવમે તે નોળીનોમ હોય રે, દેદમલ,
ઘડીક રાખોને પાલખી, હાય દેદાને હાય !
દેદાને દશમે તે દશેરા હોય રે, દેદમલ,
ઘડીક રાખોને પાલખી, હાય દેદાને હાય !
દેદાને અગિયારશે એકાદશ હોય રે, દેદમલ,
ઘડીક રાખોને પાલખી, હાય દેદાને હાય !
દેદાને બારશે પોડાબારશ હોય રે, દેદમલ,
ઘડીક રાખોને પાલખી, હાય દેદાને હાય !
દેદાને તેરશે ધનતેરશ હોય રે, દેદમલ,
ઘડીક રાખોને પાલખી, હાય દેદાને હાય !
દેદાને ચૌદશે તે કાળીચૌદશ હોય રે, દેદમલ,
ઘડીક રાખોને પાલખી, હાય દેદાને હાય !
દેદાને પૂનમે તે શરદપૂનમ હોય રે દેદમલ,
એવી વેળાએ એ ન જશે રે દેદમલ !
ઘડીક રાખોને પાલખી, હાય દેદાને હાય !

## દેદાનું હાલરડું

૩૪૪

મકવાણાના વાઢમાં, ઝાલર ઝીંડવું રે !
ઝીંડવે આવ્યો ફાલ, દોરી હીરની રે !
ચકો પોઢ્યો પારણે, દોરી હીરની રે !
કોણ હાલા ગાય, દોરી હીરની રે !
ચકલી હાલા ગાય, દોરી હીરની રે !
ઘોંટ મારા પીટ્યા, દોરી હીરની રે !

*

૩૪૫

પાળ પાસે બાવળી, મારું પોમસડું !
કોણ ટોવા જાય, મારું પોમસડું !
ચકલો ટોવા જાય, મારુ પોમસડું !
કોણ ભાત લઈ જાશે, મારુ પોમસડું !
ચકલી ભાત જાશે, મારું પોમસડું !

*

૩૪૬

(દેદાનાં લગ્નની કલ્પના કરીને બાળાઓ તેના ફટાણાં પણ ત્યારે ગાય છે અહીં આ એક તેવું ફટાણુ આપ્યુ છે.)

રાજા રામની તલાવડીમાં માછલી રોળાય,
જેવી માછલી રોળાય, એવી ધૂડી રોળાય !
જેવાં માછલીનાં રૂપ, એવાં ધૂડીનાં રૂપ !
જેવી માછલી ગંધાય, તેવી ધૂડી ગંધાય !
રાજા રામની તલાવડીમાં, માછલી રોળાય.

卐

# કચ્છી લોકગીત

સંગ્રાહક : દુલેરાય કારાણી

## ૩૪૭. પનિહારીનું ગીત

કૂવે પાણીડા કીં વિઞાં ? પવન તો લગે,
પવન તો લગે રે, નજર ત્રી લગે— કૂવે૦

[ કૂવા પર પાણી ભરવા કેમ જાઉં ? ત્યાં તો પવન લાગે છે. પવન લાગે છે અને નજર પણ લાગે છે. પાણી ભરવા કેમ જાઉં ?]

મુંજી વેણી વીખાજે, પવન તો લગે,
મુંજા કુલડા કરમાજે, નજર ત્રી લગે— કૂવે૦

[ મારી માથાની વેણી વીંખાઈ જાય છે અને પવન લાગે છે. મારાં ફૂલડાં પણ કરમાઈ જાય છે. મને નજર લાગે છે. કૂવે પાણી ભરવા કેમ જાઉં ? ]

મુંજી મેંદી ઝંખાજે, પવન તો લગે,
રતો રંગ રજોટાજે નજર ત્રી લગે— કૂવે૦

[ મારી મેંદીનો રંગ ઝાંખો પડી જાય છે. પવન બહુ લાગે છે. રતાશ પર રજ ચડી જાય છે. નજર લાગે છે. કૂવે પાણી ભરવા કેમ જાઉં ? ]

મુંજી ચેલ લચકાજે પવન તો લગે,
મુંજી હેલ કીં ભરાજે નજર ત્રી લગે— કૂવે૦

[ મારી કમ્મર લચકાઈ જાય છે. પવન લાગે છે. હવે મારી હેલ શી રીતે ભરાય ? મને તો નજર લાગે છે; હું કૂવા પર પાણી ભરવા કેમ જાઉં ? ]

卐

## મહારાષ્ટ્રમાં ગુજરાતી સમાજમાં ગવાતાં લોકગીતો

સંગ્રાહક : દા. ગો. બોરસે [ નિવેદિકા : કુસુમ મૂળશંકર મહેતા ]

### (૧) લગ્નગીતો

૩૪૮

સાત સોપારીનો ઝૂમખો રે ભાઈ ડાકમડોળ.
એક બહેરી ને બીજી બોબડી રે ભાઈ ડાકમડોળ.
ત્રીજીનો તૂટ્યો કાન રે ભાઈ ડાકમડોળ.
ચોથી મુસલમાન રે ભાઈ ડાકમડોળ.
પાંચમી પથ્થર સમાન રે ભાઈ ડાકમડોળ.
છઠ્ઠીને નહીં મળે ભાન રે ભાઈ ડાકમડોળ.
સાતમીને નહીં મળે સાન રે ભાઈ ડાકમડોળ.

*

૩૪૯

ભાયગશાળી બ્રાહ્મણ જાન લાવ્યો,
જાન લાવ્યો ને માન ખોયાં.
કંસાર તે ભરડી ભરડી ઢગ વાળ્યા,
જાનૈયા વતીના વાંદરા લાવ્યો.
કંસાર તો કોને ખવડાવું ?
ભાયગશાળી બ્રાહ્મણ જાન લાવ્યો
ચણા તો ભરડી ભરડી ઢગ વાળ્યા,
ઘોડાના વતીના ગધેડા લાવ્યો.
ચણા તો કોને ખવડાવું ?
ભાયગશાળી બ્રાહ્મણ જાન લાવ્યો.

*

૩૫૦

લવંગી બાજઠિયો સુથારે ઘડિયો,
સુથારે ઘડિયો સોનીડે રે મઢિયો.
કુંવારી કન્યાએ કાગળ લખી રે મોકલિયો,
તો જાન આવે ભલી શોભતી રે.
દરિયા વચ્ચે દાદા મોકલાવો માફા,
માફે બેસી આવે જીયાવરના બાપા,
તો જાન આવે ભલી શોભતી રે.
દરિયા વચ્ચે દાદા મોકલાવો ગાડી,
ગાડીએ બેસી આવે જીયાવરની માડી,
તો જાન આવે ભલી શોભતી રે.
દરિયા વચ્ચે દાદા મોકલાવો વેલો,
વેલે બેસી આવે જીયાવરની બેનો,
તો જાન આવે ભલી શોભતી રે.
દરિયા વચ્ચે દાદા મોકલાવો હવાઈ,
હવાઈએ બેસી આવે જીયાવરના ભાઈ,
તો જાન આવે ભલી શોભતી રે.
દરિયા વચ્ચે દાદા મોકલાવો હાથી,
હાથી પર બેસી આવે જીયાવરના સાથી,
તો જાન આવે ભલી શોભતી રે.
દરિયા વચ્ચે દાદા મોકલાવો ઘોડા,
ઘોડે બેસી આવે જીયાવરના ગોરા,
તો જાન આવે ભલી શોભતી રે.

*

૩૫૧

મારા વીરનો સાફો છે સવા લાખનો,
પહેરજો પહેરજો વરઘોડાને ટાણે રે,
મોટાના કુંવર! તમારે જાવું છે કન્યા પરણવા.
મારા વીરની વીંટી છે સવા લાખની,
પહેરજો પહેરજો કંસારને ટાણે રે,
મોટાના કુંવર! તમારે જાવું છે કન્યા પરણવા.
મારા વીરનું ઘડિયાળ સવાલાખનું,
પહેરજો પહેરજો વરઘોડાને ટાણે રે,
મોટાના કુંવર! તમારે જાવું છે કન્યા પરણવા.
મારા વીરનું પીતામ્બર સવાલાખનું,
પહેરજો પહેરજો કંસારને ટાણે રે,
મોટાના કુંવર! તમારે જાવું છે કન્યા પરણવા.

*

૩૫૨

હાથમાં નારિયેળ રે રાયવર મોતીની માળા,
એ રે માળા રે રાયવર કોણ લઈ આવ્યા?
મુંબઈ નગરીમાં એમના મોટા ભાઈ સરદાર,
તે રે માળા રે રાયવર તેઓ લઈ આવ્યા.
હાથમાં નારિયેળ રે રાયવર સોનાનું ઘડિયાળ,
એ રે ઘડિયાળ તે રાયવર કોણ લઈ આવ્યા?
હાંસોટ નગરીમાં એમના મામા રે સરદાર,
તે રે ઘડિયાળ રાયવર તેઓ લઈ આવ્યા.

હાથમા નારિયેળ રે રાયવર હીરાની વીંટી,
એ રે વીંટી તે રાયવર કોણ લઈ આવ્યા?
મુબઈમા એમના બાપા છે સરદાર,
તે રે વીટી તો રાયવર તેઓ લઈ આવ્યા.
હાથમા નારિયેળ રે રાયવર જરીનો સાફો,
એ રે સાફો તે રાયવર કોણ લઈ આવ્યા?
અકલેશ્વર નગરીમા એમના કાકા છે સરદાર,
તે રે સાફો તે રાયવર તેઓ લઈ આવ્યા

*

૩૫૩

દિલ્હી શહેરને દરવાજે બનડો ખડો રહ્યો
એ કોને કાજે ખડો રહ્યો?
એ માતાને કાજે ખડો રહ્યો
માતા કમળાબેન આવે તો અહીંથી ચાલીએ
નહીં તો લાલ કિલ્લા દરવાજે તબૂ તાણીએ
બોરીવલી શહેરને દરવાજે બનડો ખડો રહ્યો
એ કોને કાજે ખડો રહ્યો?
એ ભાઈને કાજે ખડો રહ્યો
ભાઈ રમણભાઈ આવે તો અહીંથી ચાલીએ
નહી તો ઘોડબદર મુકામે તબૂ તાણીએ
. હાસોટ શહેરને મુકામે બનડો ખડો રહ્યો.
એ કોને કાજે ખડો રહ્યો?
એ મામાને કાજે ખડો રહ્યો

મામા ભીખાભાઈ આવે તો અહીંથી ચાલીએ.
નહીં તો જોશી ખડકીમાં તંબૂ તાણીએ.

*

૩૫૪

શેરી શેરી ઘૂઘરડો વાગે છે,
કોઈ મોટાનો કુંવર આવે છે.
પેલા નવલા વેવઈને જાણ કરો,
જાણ કરો પિછાણ કરો.
હમારી જાન ઉતારો માંગે છે.
હમારી જાનમાં તો આવ્યા મુનશી,
વેવઈ, માંડવે નખાવો ખુરશી.
મોટાનું દળ આવ્યુ દળ આવ્યું રે,
સાંકડી શેરીમાં સાજન નહીં સમાયુ,
નહીં સમાયુ.
મોટાનું દળ આવ્યું દળ આવ્યુ રે.
હમારી જાનમાં તો આવ્યા શેઠિયા,
વેવઈ, માંડવે નંખાવો તકિયા,
મોટાનું દળ આવ્યુ દળ આવ્યું રે.
હમારી જાનમાં તો આવ્યા મહેમાનો,
વેવઈ, માંડવે નંખાવો જાજમો.
મોટાનું દળ આવ્યું દળ આવ્યુ રે
હમારી જાનમાં તો આવ્યા મોટા,
વેવઈ, જળ ભરી લાવો લોટા,
મોટાનું દળ આવ્યું દળ આવ્યું રે.

વેવાઈને ધીર દેજો રે ધીર દેજો રે.
રાંધવા રસોયા લાવ્યા,
પાણીની પણિહારી લાવ્યા,
વેવાઈને ધીર દેજો રે ધીર દેજો રે.
વેવાણ સાડી પહેરી ને ચોળી વીસરી રે,
વેવાણ રાજા જમાઈ જોવા નીસરી રે.
વેવાણ એમ ન માનીશ વર ખોટો રે,
એ તો ફૂલ રે ગુલાબનો ગોટો રે.
વેવાણ એમ ન માનીશ વર કાણો રે,
એ તો સાચો મોતીનો દાણો રે.
વેવાણ એમ ન માનીશ વર ઠીંગણો રે,
એ તો મોગરા કેરો ઝૂમખો રે.

*

## (૨) ખાંડણિયાં

૩૫૫ મારો તે ભાઈ સુરત શહેરનો સૂબો,
ભરી કચેરીમાં ઊભો, કચેરી ધમધમે.

*

૩૫૬ મારો ભાઈ દિલ્હી શહેરમાં મહેતો,
કઈ વહુનો સેંથો, કે સિન્દૂરે શોભતો ?

*

૩૫૭ સરોવરની પાળે માને દીકરી મળિયા,
ડૂસકે ડૂસકે રડિયા, કે સરોવર ભરાઈ ગયાં.

*

૩૫૮. આવોને પંડ્યા, બેસો સામી ભીતે,
કન્યા માગો રીતે, કુસુમબેન આપશું.

*

૩૫૯. આવો ને પંડ્યા, બેસો સામી ખુરશી,
વર માગો મુનશી, કનુભાઈ આપશું.

*

૩૬૦. તાપી માતામાં લાલ દોરો તરતો,
સામે ઘોડો ચરતો, તે બકુભાઈનો.

*

૩૬૧. હોડીવાળા તારી હોડીમાં ખજૂર,
કયા જમાઈ મજૂર કે ખજૂર ખાઈ ગયા ?

*

૩૬૨. હોડી હોડીવાળા તારી ઢાંકી હીરે,
કયા ભાઈ ઝવેરી રે હીરા પરખિયા ?

*

(૩) હાલરડું

૩૬૩

હાલ વહાલ ને હેલી,
ભાઈને ઘોડિયે હીરની દોરી. હા....લા....
હાલ વહાલ ને અણકી,
ભાઈની વાડે તૂરિયાં ગલકી. હા....લા....

હાલ વહાલ તો એવા,
ભાઈના મોટે ઘેર કરું વેવા. હા....લા....

હાલ વહાલ હું કરું,
ભાઈને કેડે લઈને ફરું. હા....લા....

સૂવો તો સુવાડું,
ભાઈને દૂધ પીવા જગાડું. હા....લા....

હાલ વહાલ ને ઓપી,
ભાઈના મામા લાવે ઝભલાં ટોપી. હા....લા....

મોસાળમાં મામી ધુતારી,
ભાઈનાં ઝભલાં ટોપી લેશે ઉતારી. હા....લા....

卐

## (૧) ઉટાંટિયાનો રાસડો

સંગ્રાહક : પ્રો. મંજુલાલ મજમૂદાર

સંવત ૧૯૮૩ના ચોમાસામાં ગુજરાતભરમાં આવેલી ભારે રેલને લીધે લોકોની નિરાધાર અને ભયગ્રસ્ત સ્થિતિ નરી આંખે જોવાનો યોગ, મુંબઈ યુનિવર્સિટીની 'સ્કૂલ ઑફ સોસ્યોલૉજી'ના ઉપક્રમે મને મળ્યો હતો. તે પ્રસંગે ભરૂચ જિલ્લાના જંબુસર તાલુકાના વેડચ ગામના એક ભગતે અમારા પ્રવાસનો હેતુ જાણતાં, રેલના જેવી જ બીજી મહામારી—રોગની ભયંકર હોનારતને લીધે લોકોના જીવ કેવા પડીકે બંધાઈ જાય છે, અને આવા અકસ્માતો અને મહામારીમાં લોકોના કેવા હાલહવાલ થઈ જાય છે તે વર્ણવતો એક 'ઉટાંટિયાનો રાસડો' ગાઈ બતાવ્યો હતો. એ આખો મેં ઉતારી લીધો હતો તે અહીં પ્રગટ થાય છે.

'ઉટાંટિયું' શબ્દ આપણને લાગે છે તેટલો આધુનિક નથી. સં. ૧૫૪૮માં જનાર્દન ત્રવાડીએ 'ઉષાહરણ' કાવ્યમાં, હરિ અને હરનું યુદ્ધ વર્ણવતાં, જ્વરનું પરસ્પર યુદ્ધ પણ વર્ણવ્યું છે; ત્યાં 'ઉટાંટિયું' શબ્દ વપરાયો છેઃ—

> " તાઢ ચઢિ નિ ઉટાંટિયૂં, વેલાજ્વર તે થાઈ;
> એકાંતર જ્વર નિ ત્રિહુ, ચોથિઉ જ્વર જણાઈ. "

રોગ, દુષ્કાળ અને અતિવૃષ્ટિ—એ ત્રણે સામે મનુષ્ય લાચાર છે; અને તેથી મહામારી પછી દુષ્કાળ, અને દુષ્કાળ પછી અતિવૃષ્ટિ—એ કુદરતના કોપનાં સૂચક ચિહ્નો છે. વલ્લભ ભટ્ટ મેવાડાના 'કળિકાળના ગરબા'માં 'મા, સંતાપ્યાં સત્તાશિયે (સં. ૧૭૮૭)', અને પછી 'અકળાવ્યાં અઠ્ઠાશિયે (સં. ૧૭૮૮)', અને નવ્વાશિયે (સં. ૧૭૮૯) કોપ શમ્યાની, કવિએ બહુચરી પ્રત્યે પ્રાર્થના કરી છે; તે અહીં સંભારવા જેવી છે.

ભાષા ઉપરથી આ રાસડો, રોગનો ઉપદ્રવ જેના મગજમાં તાજો હશે એવા લોકકવિને હાથે રચાયો લાગે છે.

૩૬૪

(ઢાળ—કાચઆકાચખીના ભજનનો)

જુવો દશા કારમી કીધી, ઉટાંટિયે આબરૂ લીધી—
સંવત અઢારસેં ચુંમોતેર, આવ્યો આષાઢ માસ;
ઉટાંટિયે ઉત્પાત કર્યો ને પાડચો સહુને ત્રાસ;
ઘેરી ગુજરાતને લીધી; ઉટાંટિયે આબરૂ લીધી— ૧

મુંબઈ, સુરત, ભરૂચ થઈને પહોંચ્યો અમદાવાદ;
કાઠિયાવાડમાં કેર વર્તાવ્યો, ઉતાર્યો સઉનો નાદ;
ચોટ ચુંવાળમાં દીધી; ઉટાંટિયે આબરૂ લીધી— ૨

ટાઢ માતા ઉટાંટિયા કેરી, તાવ એનો છે તાત;
કળતર, ચૂસ બે બૈરાં એનાં, હરખે રહ્યાં સંઘાત;
ખાંસી, દમ, બહેનને લીધી; ઉટાંટિયે આબરૂ લીધી— ૩

કાકો સળેખમ પહેલેથી આવ્યો, સુત ઘરેરો સંઘાત;
આવીને ઊભી લવરી મામી, સાથે મામો સનેપાત;
નાડી વાચા બંધ જ કીધી; ઉટાંટિયે આબરૂ લીધી— ૪

ભાઈ ને ભોજાઈ ઝાડો ઊલટી, છીંક કાકી તૈયાર;
પિત્ત, વાયુ, કફ કુટુમ્બ એનું, આવી પહોંચ્યાં તે વાર;
કારીગરી સામટી કીધી; ઉટાંટિયે આબરૂ લીધી— ૫

વહાલાં સર્વે આવી વૈદને લાવ્યાં, વાળ્યો દવાનો દાટ;
દાક્તરખાનેથી દાક્તર બોલાવ્યા, ઉટાંટિયાને માટ;
વાતો પુણ્ય કરવાની કીધી; ઉટાંટિયે આબરૂ લીધી— ૬

વાણિયા, બ્રાહ્મણ, સુથાર, સોની, મોચી, ચારણ, ભાટ;
રજપૂત, કોળી ને ભીલ, માછી, ઘાંચીનો ઘડયો ઘાટ;
ઝડતી પાટીદારની લીધી; ઉટાટિયે આબરૂ લીધી— ૭

તાઈ, તંબોળી, [1]કાયચ, દરજી, મરેઠા, મુસલમાન;
ગોલા, ભાટિયા, કુંભાર, માળી, છીપા કીધા હેરાન;
પડયા સીમ સાચવે સિંધી; ઉટાંટિયે આબરૂ લીધી— ૮

રબારીવાડામાં રૂટિયુ પેઠું, ભરવાડમાં ભરપૂર;
મુમનામાં મ્હોકાણ મંડાણી, ગોસાંઈ ગાંડાતૂર;
લુહારોની લાજ તો લીધી; ઉટાંટિયે આબરૂ લીધી— ૯

નાયકા, ધાણુકા મૂંજવા લાગ્યા, પાલમાં પોકાપોક; .
કંસારા કંદોઈ કાછિયા કૂટયા, ખરાદીમાં બહુ શોક;
વાલંદાની વહાર ન કીધી; ઉટાંટિયે આબરૂ લીધી—૧૦

પારસી લોકો બહુ સુંવાળા, પારસણો ગભરાય;
એદલજીને ઉટાંટિયુ આવ્યુ, મહેરબાઈ માંદી થાય;
પીરોજબાઈની પાલખી લીધી; ઉટાંટિયે આબરૂ લીધી—૧૧

ઢેડવાડામાં ઢોલ વગાડયુ, ભંગિયાના શા ભાર;
દાનીઓ, માનીઓ હારીને આવ્યા, તીકમો કીધો તૈયાર;
ખુશાલિયાની ખાટલી લીધી; ઉટાટિયે આબરૂ લીધી—૧૨

સાટિયા, સરાણિયા, [2]સૈ સાળવી ને ધોબી નાખ્યા ધોઈ;
વાઘરી, પોમલાં, તલાવિયા, મેર, બાકી ના રાખ્યુ કોઈ;
સલાટોની શુદ્ધ ન લીધી; ઉટાંટિયે આબરૂ લીધી—૧૩

---

૧. કાયસ્થ ૨. દરજી

લોહહટિયા સુલેમાન, આદમજી, મુલ્લાં બદરુદ્દીન;
વ્હોરવાડમાં ઉટાંટિયે પેશી, પોકરાવ્યો 'દીન દીન';
બીબીઓની હોઝલ લીધી; ઉટાંટિયે આબરૂ લીધી—૧૪

સાહેબ લોકોમાં પે સુખ નહીં, ને મડમો માંદી થાય;
કિરસ્તાનીમાં કેર વર્તાવ્યો, ઈશાની અકળાય;
ખ્રિસ્તીની ખરાબી કીધી; ઉટાંટિયે આબરૂ લીધી—૧૫

દીવાન સાહેબને દબાવી પાડયા, રાજાને કીધા રાંક;
જેલર તણી ઝડતી લીધી, પલટણનો પાડયો પોંક;
કેદીતણી કાળજી કીધી; ઉટાંટિયે આબરૂ લીધી—૧૬

છાવણીમાં તો છેહ દીધો, ને કેમ્પમાં કીધેલ કોપ;
શૂરાની સમશેર સતાવા લાગી, ઉટાંટિયાની ચાલી તોપ;
કાયર સારી દુનિયા કીધી; ઉટાંટિયે આબરૂ લીધી—૧૭

કોટ કચેરીમાં જઈને પેઠો, ઝાલ્યા અમલદાર;
સિપાઈઓને સપડાવી દીધા, ફફડાવ્યા ફોજદાર;
જમાદારી જખમ કીધી; ઉટાંટિયે આબરૂ લીધી—૧૮

ગામડામાં ઘેર ઘેર ઉટાંટિયુ, ખાલી નહીં એક ઠામ;
કોઈ કોઈને પાણી ન પાતું, એવું ઉટાંટિયાનું કામ;
ટિકિટો સામટી લીધી; ઉટાંટિયે આબરૂ લીધી—૧૯

જોર નથી ભૂખ દુ:ખને લીધે, અન્ન વિના શું ખાય?
તેમાં સપાટો ઉટાંટિયા કેરો, અંગ આખું સુસાય;
મરી, સૂંઠ, પીપર પીધી; ઉટાંટિયે આબરૂ લીધી—૨૦

'બારમાં' લોકોએ બંધ કર્યાં, ને મોકાણ માનશુકન;
કાયટિયાનું કામ થયું ને બ્રાહ્મણને ભોજન;
ગોરને ગાયો પુણ્યમાં દીધી, ઉટાંટિયે આબરૂ લીધી—૨૧

ઉટાંટિયાનું સારું કોઈ ના બોલે, લોકથોક ઠોરેઠોર;
ઉટાંટિયાનું સારું બે જણ બોલે, કાયટિયો ને ગોર;
પૈસાની પૂરતી કીધી; ઉટાંટિયે આબરૂ લીધી—૨૨

નાનાં મોટાં વરઘ ને બાલક, પુત્ર અને પરિવાર;
ઉટાંટિયું ગણે સૌને સરખું, વહેરો ન રાખે લગાર;
રાખે સર્વે સરખી પ્રીતિ, ઉટાંટિયે આબરૂ લીધી—૨૩

ઉટાંટિયું જાણી વહાલાં કોઈ, જોવા સારુ જાય;
ઉટાંટિયુ આવી ટાંગા ભાગે, મહેમાન માંદા થાય;
મુલાકાત મોતની કીધી; ઉટાંટિયે આબરૂ લીધી—૨૪

બાપનું બારસું બેટો કરે, પણ બેટાનું બાપથી થાય;
વૃદ્ધ પિતા તો પડ્યા રહે ને જુવાન ચાલ્યા જાય;
વનિતાઓ વિધવા કીધી; ઉટાંટિયે આબરૂ લીધી—૨૫

કોઈ ને સોયનો, કોઈ ને શૂળનો, કોઈ ને ત્રાકનો ડામ;
ઉટાંટિયા વિના ઘર નહી ખાલી, જાણે રૂઠેલો રામ;
ધાકે ધરા ધ્રૂજતી કીધી; ઉટાંટિયે આબરૂ લીધી—૨૬

મોઘવારીની મોકાણુ આવીને ઉટાંટિયાનો બહુ ત્રાસ;
મેઘરાજાને રૂંટિયુ આવ્યુ, નથી ઢોરાંને ઘાસ;
કાળે આંખ કારમી કીધી; ઉટાંટિયે આબરૂ લીધી—૨૭

મોઘામૂલાં બળદ ભેસો ને ઘેટાં, સોંઘા મૂલે વેચાય;
ઘાસ વિના ઘોડાં પગ પછાડે, રખડતી ફરે ગાય;
હેવે દશા કારમી કીધી; ઉટાંટિયે આબરૂ લીધી—૨૮

પાણીથી ખેતી, ખેતીથી દાણા, અનાજથી થાય ઘાસ;
પાણી વિના ઢોર તરસે મરે, તેના ગોવાળને ખૂબ ત્રાસ;
પાણી વડે રાજ્ય ને રિદ્ધિ; ઉટાંટિયે આબરૂ લીધી—૨૯

ચારો ચરવાને રાનમાં ક્યાંથી ? રખડતાં ફરે ઢોર;
બહારવટિયા, કોળી ધાડ પાડે, ને લોકોને લૂંટે ચોર;
મારી નાખે કામઠે વીંધી; ઉટાંટિયે આખરૂ લીધી—૩૦

સંસ્થાન, શહેર, રજવાડાં, ગામડાં ગુજરાતની ચોપાસ;
જ્યાં જોઈએ ત્યાં પાણીના સાંસા, પંખી શું બોળે ચાંચ ?
કંઠે સોને કાચકી બાઝી; ઉટાંટિયે આખરૂ લીધી—૩૧

આરાસુરી અલબેલડી અંબા, સિંધવાઈ કરજો સહાય;
ઉટાંટિયાથી આવી ઉગારો, લાગુ તમોને પાય;
અરજ ઉરભાવથી કીધી; ઉટાંટિયે આખરૂ લીધી—૩૨

卐

## (૨) જસમાનો રાસડો

સગ્રાહક : પ્રો. મંજુલાલ મજમૂદાર

૩૬૫

જેસંગ બેઠો ભરી રે સભાય, જાચક આવ્યા રે જાચવા;
જાચક જાચ્યો રાત્ય બે રાત્ય, રાય રે જેસંગે માન દીધલાં.
"રાજા! તારી રાણીઓ જોય, એક રે ન મળે જસમા ઓડણી!
જેસંગ, કાંઈ જસમાનાં રૂપ, એ રે નારી તમ ઘર શોભતી."

રાજા પોઢયો મેડી મોઝાર, રાણી રાજાને રે રીઝવે;
પાછલી પરોઢની રાત, રાણી રાજા જગાવિયો.
પાછલી રાતે ને પરોઢ, રાણીને સપનું લાધિયું;
'ઊઠ રાજા, પોઢતો જાગ, પાણી વિના પોરા મરે.
બળે તારો પાટણ દેશ, ધણી વિના ઢોરા મરે;
રૂડો મારો સોરઠ દેશ, સાવજડા સેજલ પીએ.
તેડાવો દૂધમલ ભાણેજ, ઓડાને લખી કાગળ મોકલે.'

લીલી ઘોડી પાતળિયો અસવાર, દૂધમલ આવીને ઊતર્યા
'ઊઠ દાસી, દીવડલો અજવાળ્ય, દીવાની જ્યોતે કાગળ વાચવા.'
'શેની બાઈ, વણું રે દિવેટ? શેણે રે અજવાળુ અમરખ દીવડો?'
'ચપાવણી વણો રે દિવેટ, ભૂરી ભેસોનાં ઘી ઘણાં.'
આવ્યાં આવ્યા રે સવા મણ ઘી, સવારે કાગળ ઊકલ્યા.

'મામા, કેટલા રે લખુ હું ઓડ,
કેટલી રે લખુ હું મામા! ઓડણી?'
'સવા લાખ લખો ને ઓડ,
સવા લાખ લખો ભાણેજ! ઓડણી.'

જેસંગ રાજા ખોદાવે તળાવ,
ઓડાંને તેડાં રે મોકલ્યાં.
કાગળ આલ્યા બારોટાંને હાથ,
રાય રે બારોટે ભાથા ભીડિયા.
ખેડચા ખેડચા માઝમ રાત,
વાગડ જઈને વાસો વસ્યા.

'ગાયો ચારતલ ભાઈ રે ગોવાળ, કહે કયાં રે વાસો ઓડાં તણો?'
'હું તો ન જાણું મારા વીર, આઘેરો જઈ ઘર પૂછજે.'
'હળ રે ખેડંતા ખેડુઆળ, કિયા રે જસમાના ઓરડા?'
'હું યે ન જાણું મારા વીર, આઘેરો જઈ ઘર પૂછજે.'
'છાણાં રે વીણંતી છાણકેર, કિયા રે જસમાના ઓરડા?'
'હું તો ન જાણું મારા વીર, આઘેરો જઈ ઘર પૂછજે.'
'ચોરે બેઠા ચારણ ભાટ, કિયા રે જસમાના ઓરડા?'
'અમે ન જાણું મારા વીર, આઘેરો જઈ ઘર પૂછજે.'
'શેરી રમંતાં નાનાં બાળ, કિયા રે જસમાના ઓરડા?'
બાળક ચાલ્યાં રે સંગાથ, બતાવે જસમાના ઓરડા.

બાળક ચાલ્યાં રે સંગાથ, બતાવે જસમાના ઓરડા.
લોઢે જડી રે પરસાળ, ઘુઘરિયાળો જસમાનો ઝાંપલો.
બારણે બિજોરીનું ઝાડ, ચોકમાં તે પારસપીપળો.
ઊંચી મેડી રે અગનાશ, પોપટ ભણે રે પાંજરે.
ટોડલે ટહુકે છે ધનમોર, ગોખમાં ઘૂમે પારેવડાં.
વળીએ વેરાણાં રે હીર, મોભારે કંઈ મોતી જડચાં.
બારસાખે બેઠા ગણેશ, સાખે બેઠી તે નવરંગ પૂતળી.

હેમનો ચૂડીલો બાઈને હાથ, સાંગામાંચી રે ઈમનાં બેસણાં.
આથમણી વાળી રે પૂંઠ, ઊગમણું દાતણ કરે.
પારસપીપળાની હેઠ, જસમા બેઠી દાતણ કરે.
સોના બટેશં રે હાથ, તુલસીને કયારે ફેરા ફરે.

બારોટે કર્યા રે જુહાર, જસમાને આશિષ સંભળાવિયાં,
કાગળ આલ્યો જસમાને હાથ, જસમાએ આલ્યાં બેસણાં.

કાગળ લીધો જસમાએ હાથ, કે વાંચીને માથું ધૂણિયું.
કેટલા લખ્યા છે રે ઓડ, કેટલી લખી છે રે ઓડણી ?
સવા લાખ લખ્યા છે રે ઓડ, સવા લાખ લખી છે રે ઓડણી.
અક્ષર વાંચ્યા વાર બે વાર, જસમાની આંખે પાણી વળ્યાં.

આપ-શું કર્યો રે વિચાર, કચારીએથી જેઠને બોલાવિયા.
'ઘેલી જસમા ઘેલું મ બોલ, એ દેશે આપણ ન જાઈએ.
એ દેશના કૂડીલા લોક, કૂડીલા કાગળ એ મોકલે.'

આપ-શું કર્યો રે વિચાર, ચોરેથી સસરો બોલાવિયા.
કાગળ દીધો સસરાને હાથ 'રાય રે જેસંગે તેડાં મોકલ્યાં.'
'ઘેલી જસમા, ઘેલું ય બોલ,' સસરે વાચીને માથુ ધૂણિયું.
'એ દેશના ઠગારા લોક, ઠગીને કાગળ મોકલે.
વહુ ! તારું રૂપ સુરૂપ, એણે રે રૂપે લાંછન લાગશે.'
'સસરા, તું હઈયે મ હાર, નહીં રે ટળું હું જસમા ઓડણી.
ઘેલા બાપુ, ઘેલડું મા બોલ, એક વાર જાઉં ગઢ માંડવે.'

સાસુ વહુને થઈ વઢવાડ; 'વહુ, રે ન જાશો એ દેશમાં.
વહુ, તારું રૂપ સુરૂપ, એણે રે રૂપે લાંછન લાગશે.

એ મુલકના ધુતારા છે લોક, કે ધૂતી જાશે જસમા ઓડણી '
' ઘેલી સાસુ, ઘેલડિયાં શાં બોલ ? કસબ પોતાનો સહુ કરે '

જસમાને વારે છે બાપ : ' મ જાજે દીકરી રે ગઢ માંડવે.'
' ઘેલા બાપુ, ઘેલડુ શું બોલ, એક વાર જાઉં ગઢ માંડવે.'

જસમા આપ–શુ કર્યો રે વિચાર, પોઢંતા પિયુ જગાડિયા
કાગળ આલ્યો પિયુજીને હાથ, ' રાય રે જેસંગે તેડાં મોકલ્યાં.'
' કેટલા લખ્યા છે રે ઓડ, કેટલી લખી છે સાથે ઓડણી.'
' અધ લાખ સૂઢાડો ને ઓડ, સવા લાખ સૂઢાડોને ઓડણી.'

હારો રે દળાવ્યા જસમાએ ઘઉં, કળશી રે દળાવ્યો મીઠો બાજરો.
વિજયા દશમ કેરી રાત, ઓડાએ ઉચાળા ખડકિયા.
શરદ પૂનમ કેરી રાત, ઓડાએ ઉચાળા પલાણિયા.
ઓડ ચાલ્યા સમી રે સાંજ, જસમા ચાલી રે પરોઢિયે.
ઓડ આવ્યા અડધે રે પંથ, રાય રે જેસંગ સામા મળ્યા.
મેલ રે ચાલી મારવાડ, પાછેરું પાટણ રહ્યું.

' બકા રાજા પોઢ્યો હો તો જાગ, ઓડ આવ્યા તળાવ ખોદવા.'
રાજાને થઈ રે વધાઈ, રાય રે જેસંગ સામા આવિયા.

'ઓડાંને ગાંદરે ઉતાર્ય, કે જસમાને મોહોલ મેડી તણા.'
'મોહોલે તારી રાણીને બેસાર્ય, અમારે ઓડાંને ભલાં ગાંદરાં.'
'ઓડાને સાથરા નખાવ, કે જસમાને હીંડોળાખાટલા.'
'હીંડોળે તારા કુંવરો બેસાર્ય, કે અમારે ઓડાંને ભલા સાથરા.'
'ઓડાંને ઉતારા દેવરાવ, કે જસમાને ઉતારા ઓરડા '
'ઘેલા રાજા, ઘેલડિયાં શાં બોલ ? અમારે ઓડાંને ભલાં ઝૂંપડાં.'

'ઓડાંને દાતણિયાં દેવરાવ, કે જસમાને દાતણ દાડમી.'
'ઘેલા રાજા, ઘેલડિયાં શાં બોલ ? અમારે ઓડાંને ભલી ઝીલડી.'
'ઓડાંને નાવણિયાં દેવરાવ, કે જસમાને નાવણ કૂંડીઓ,'
'ઘેલા રાજા, ઘેલાં શાં બોલ ? અમારે ઓડાંને ભલાં ખાબડાં.'
'ઓડાંને ભોજનિયાં દેવરાવ, કે જસમાને ભોજન લાપશી.'
'લાપશી તારી રાણીને જમાડ, અમારે ઓડાંને ભલા રોટલા.'
'ઓડાંને ખીચડી નંખાવ, કે જસમાને કૂર[1] કમોદના.'
'કૂર તારા કુંવરોને જમાડ, અમારે ઓડાંને ભલાં ખીચડાં.'

'ઓડાને તેલ અપાવ, કે જસમાને ઘી ગોરી તણાં.'
'ઘી તારા કુંવરોને જમાડ, અમારે ઓડાંને ભલાં તેલડાં.'
'ઓડણોને મુખવાસિયા દેવરાવ, કે જસમાને મુખવાસ એલચી.'
'એલચી તારી રાણીને ખવરાવ, અમે રે ઓડાંને ભલી મોથડી.'
'ઓડણોને પોઢણિયાં દેવરાવ, કે જસમાને પોઢણ ઢોલિયા.'
'ઢોલિયે તારી રાણીને સુવરાવ, અમારે ઓડાને ભલી ગોદડી.'

'જસમાજી, મારે મોહોલે આવ, કહે તો બતાવું મારી રાણીઓ.'
'તારી રાણીઓ જોઈ તું બેસ, રાણીઓ સરખી તે મારે દાસીઓ.'
'જેવું તારી રાણીઓનું રૂપ, તેવી રે મારે ઘેર ભોજાઈઓ.'
'જસમાજી, મારે મોહોલે આવ, કહે તો બતાવું મારા કુંવરો.'
'તારા કુંવર જોઈ તું બેસ, કુંવર સરીખા મારે [2]જણ્ભાગિયા.'

'જસમાજી મારે મોહોલે આવ, તને રે દેખાડું મારા હાથીઓ.'
'તારા હાથી જોઈ તું બેસ, હાથી સરીખાં મારે આખલાં.'

---

૧. ભાત. ૨. આશીર્વાદ.

'જસમાજી, મારે મોહોલે આવ, તને રે દેખાડું મારા ઘોડીલા.'
'તારા ઘોડા જોઈ તું બેસ, ઘોડીલાં સરખાં રે મારાં ખોલકાં.'

'કેવડું ખણાવશો તળાવ? કેવડી ખણાવશો રે તલાવડી?'
'લાખે ખણાવશું તળાવ, અરધ લાખે રે તલાવડી.'
'કઈ પાસ ગોડું રે તળાવ? કઈ પાસ ગોડું રે તલાવડી?'
'ઊગમણાં ગોડો રે તળાવ, આથમણી ગોડો રે તલાવડી.'

જસમા ખોદે ખોદે છે રે, કે સરોવર સહસ્રલિંગમાં.
એ તો માટી લઈને પાળપે ચઢે છે રે; કે સરોવર સહસ્રલિંગમાં.
એનાં કંકુવરણાં પગલાં પડે છે રે; કે સરોવર સહસ્રલિંગમાં.
એની છાયા સૂરજમાં ઢળે છે રે; કે સરોવર સહસ્રલિંગમાં.
એના પરસેવાનાં મોતીડાં ઝરે છે રે; કે સરોવર સહસ્રલિંગમાં.
એને ગાલે તે નારંગાં ઢળે છે રે; કે સરોવર સહસ્રલિંગમાં.
રૂડિયા રૂપાળીને સાથમાં શેં લાવ્યો રે, કે સરોવર સહસ્રલિંગમાં.
રાજા જાણશે તો બાંધશે દાવો રે, કે સરોવર સહસ્રલિંગમાં

આ શી રૂડી આંબલિયાની ડાળ, રાજાએ તંબુ તાણિયા.
જેસંગ બેઠો સરોવરિયા પાળ, 'ક્યિો રે જસમાનો ઘરધણી?'
ઊગમણા વાયરા રે વાય, જસમાનો છેડો ફરૂકિયો.
જોયું રે રૂપાળી કેરું રૂપ, જોયો રે ચતુરાઈભર્યો ચોટલો.
પેટ એનું પોયણ કેરું પાન, પાંસળિયે એને દીવા બળે.

પારણું બાંધ્યું આંબલિયાની ડાળ, આવતાં જતાં રે નાખે હીંચકો.
દીઠું દીઠું જસમાનું રૂપ, રાય રે જેસંગ મૂરછાઈ ગયો.
'લાવો સવા લાવો રે સૂંઠ, મૂરછા તે રાયની વાળિયે.'
'શું કરું સવા, શું કરું સૂંઠ? જસમા તું હાલ્ય મારા મોહોલમાં.'

'જસમાનો પરણ્યો દેખાડ, કિયો રે જસમા કેરો ઘરધણી ?'
'સોના કોદાળો છે હાથ, લાલ લુંગીની વાળી રે ઘાટડી.'
'કિયા એના દિયર-જેઠ ? કિયો રે ઓડાં તણો રાજવી ?'
'સોનૈયો હીંચે છે હૈયા સાથ, રૂપલા વેઢ એની આંગળી.'
'એ જસમાના દિયર-જેઠ, એની કેડે તે કટારાં વાંકડાં.'

'જસમા, માટી થોડેરી ઉપાડ, તારી રે કેડે લચક લાગશે.
જસમા, માટી થોડેરી ઉપાડ, તારી કેડોનો લાંક લળી જશે.'
'ઘેલા રાજા, ઘેલું મ બોલ, અમારી કેડોનો લાંક લોઢે જડચો.'
'જસમા, માટી થોડેરી ઉપાડ, એ રે રૂવે છે તારાં છોકરાં.'
'ઘેલા રાજા, ઘેલું મ બોલ, અમારે ઓડાંનો એ કસબ થીયો.'

'જસમા, તારે હીર ને ચીર, ઓડાંની લોબડીએ શું મોહી રહી?'
'હીરચીર તારી રાણીને પહેરાવ, અમારે ઓડ ને ભલી લોબડી.'
'જસમા, તારે જમવાં પાંચ પકવાન, રૂડિયાને શું મોહી રહી ?'
'રૂડિયો છે મારો ભરથાર, એના સમો બીજો કોઈ નથી.'
'જસમા તારે સોનાનો ચૂડીલો, કાચલીને ચૂડે શું મોહી રહી ?'
'સોનાચૂડો રાણીને પહેરાવ, અમારે ઓડાંને ભલી કાચલી.'

'જસમા, તારો સોરઠ પડચો મેલ, આવી રે જા પાટણરાજમાં.'
'બળ્યો તારો પાટણવાડો દેશ, સારગડાં તરશે મરે.
'ભલો મારો સોરઠ દેશ, સારગડા સેજલ પીયે.
'ઘેલા રાજા, ઘેલુ મ બોલ, તારે આધીન ના રહે સતી.'

ફટ ફટ શો કીધો કેર, ગરીબ ઓડાને રે દુભાવિયાં.
અધ લાખ માર્યા રે ઓડ, અધ લાખ મારી રે ઓડણી.

માર્યા જસમાના દિયર–જેઠ, માર્યો રે જસમાનો ઘરધણી !
લોહીના વરસ્યા રે વરસાદ, તલવારે રે તાળી પડી.

નાળિયેરીના પોઠી મગાવ, ઓડાંને ઉપર બાંધીએ.
દોશીડાનાં હાટ ઉઘડાવ, ઓડાંનાં ખાંપણ વહોરીએ.
અગર ચંદનની કાઠી મગાવ, ઓડાંને દાગ દેવરાવીએ.
સુખડચંદનને વઢાવ, ઓડાંને દેન દેવરાવીએ.

'જેસંગ રાજા તું ઊંચેરું જો, ઊંચે ઊડે સોના ચરકલી.'
જેસંગ રાજા ઊંચેરું જોય, ભડકલમાં ચરકલી બળે !
જેસંગ રાજા ઊંચેરું જોય, સમળી ફરે સોના તણી.
રાજા ઊંચેરું જોવા જાય, જસમા ચે ત્યાં ઝંપલાઈ ગયાં.

'બળતેરી બોલું ચરાપ, ઘણું રે જીવો રાજા વાંઝિયો !
બળતેરી બોલું સરાપ, સાતે જનમારા જેસંગ વાંઝિયો !'

જેસંગ રૂવે રે હૈયા ફાટ, આંખે શ્રાવણભાદરવો ઝરે.
'જસમાજી, તારે દરબાર, હું કેમ ન સરજ્યો રે પાહાણકો.
આવા રૂડા જસમા તારા પગ, પથરો જાણી તું પાહાની[1] ઘસત.
જસમાજી, તારે દરબાર હું કેમ ન સરજ્યો ખોલકો ?
આવા રૂડા જસમા તારા હાથ, કાને સાહી ખીલે બાંધતે.
જસમાજી, તારે દરબાર, હું કેમ ન સરજ્યો કૂતરો ?
આવો રૂડો તારો કંઠ, 'હીરલો' કહી મને બોલાવતે.'
જેસંગ રૂવે રે હૈયાફાટ આંખે શ્રાવણ કેરાં સરવડાં.

૧. પાની.

## આઠ પહોર

સંગ્રાહક : સુધા રમણલાલ દેસાઈ

### ૩૬૬. રામદેવના વેશમાંથી

પહેલો પહોર મારે દિવસનો
પિયુ મારા મૃગયા ન જાઓ,
આંગણ ખોદાવું કુવેલડો
પછે હું નાખું નેણાય.

બીજે પહોર મારે દિવસનો
પર વાડીએ રમવા ન જાઓ,
આંગણ વાવું દ્રાક્ષ બિજોરડી
આવી હુ વીણું તમે ખાઓ.

ત્રીજે પહોર મારે દિવસનો
પરઘેર રમવા ન જાઓ,
છાની કરું ખાજોઠડી ને
સોગટાં, હું પાસા તમે દાવ.

ચોથો પહોર મારે દિવસનો
સુખડિયા હાટ ન જાઓ,
આપું બબ્બે લાડુઆ
તમે બબ્બે હાથે ખાઓ.

પાંચમો પહોર મારે રેનનો
દીવડિયાં ઝાકમઝોળ,
હું છું કાટાળી રે કેવડી
મારો પિયુ કંકુની રોળ.

છઠ્ઠો તે પહોર મારે રેનનો
વળી મળિયાં ગુજે ગુજ,
હું છુ આસમાની વીજળી
મારો પિયુ આષાઢો ઘન.

સાતમો તે પહોર મારે રેનનો
હૈડે વરસે નેહ જી,
પિયુ પાખડિયો હું છોડલી
મારે નેણે વરસે મેહજી.

આઠમો પહોર મારે રેનનો
કૂકડિયા કરે કલોલ,
હું સમારુ મારી મેખલા
મારો પિયુ સમારે મોળજી.

卐

## વાર

### ૩૬૭. સાત વાર

સંગ્રાહક : સુધા રમણલાલ દેસાઈ

સૂરજ હું તને પૂજતી, કરતી આદિતવાર,
ઘડી એક મોડા ઊગજો, મારો પિયુડો ચાલણહાર.

સોમ શંભુની સેવા કીજે, સ્ત્રી કહે સુણ' રાય,
પુત્ર આપે પરિવારમાં, વધારે માન રાજદ્વાર.

મંગળ જાતે જોને નક્ષત્રો, સજ્યા શાને તમે વેશ,
ટળવળે છે છોરું ઘણાં, તને એક ન સૂઝે દેશ.

બુધે ન દઉં ચાલવા, ચાલતાં ન દેશો નામ,
અવજોગ મારા સાહ્યબા, તારું એક ન સીઝે કામ.

ગુરુ રાત દિસે રળિયામણી, પીર, પરકંબા પાસ,
પ્રશ્ન તો બાંધી ચાલીએ, તો આગે પામીએ આશ.

શુક્રવાર પીરાં તણો, તેની ઘણી કીજે સેવ,
સોરા આપે, લાભ વધારે માન હો રાજ્યવિધેય.

શનિવાર તે જાતનો સીલો, સ્થિર લગ્ને ન ચાલે કોય,
સગુણ સમજો સાંયબા, ચતુર દેખી વિમાસી હોય.

*

# તિથિઓ

સંગ્રાહક : સુધા રમણલાલ દેસાઈ

## ૩૬૮. પંદર તિથિઓ

પડવે પહેલે દિવસડે, સુંદરી કરે શણગાર;
નવલા શણગાર કેમ સજું, જે નયણે વહે છે ધાર.
બીજે આવી સાહેલીઓ, બાળો ઊગ્યો ચંદ;
દાડમ કેરે દંતડે, મારી સેજે નમિયો કંથજી.
ત્રીજ આવી સાહેલીઓ, સ્ત્રીઓ તણો તે વાર;
કુંજર ગોરી પરહરે, કુમકુમ કાજળ સારજી.
ચોથે ચમક્યો મહેલ મેં, પિયુ માહરો પરદેશ;
ચંદ્ર લીલા હું ઘણું કરું, મારું જોબન બાળેવેશ.
પાંચમ આવી સાહેલડી, પાંચે ઊગ્યા ભાણ;
ગોરી ઘોડલી ઘણું સાંભરે, પછે હુઈ પલાણ.
છઠ આવી સાહેલડી, પગપાળો પંથ કરેશ;
તડ તડ ફાટે મારો કંચુઓ, મારું જોબન બાળેવેશ.
સાતમ આવી સાહેલડી, ભરતી જ હૈડે આહ;
રામ ગયા કેમ વીસરે, કાંટો લાગ્યો એડી માંહ.
નોમ આવી સાહેલડી, વળી પહેરણ નવલાં ચીર;
દીપક લઈ સેજે ગઈ, નયણે વરસે નીર.
દસમ આવી સાહેલડી, ભર ભર મોતી થાળ;
પૂજ્યા હોય તો પામીએ, રાયજાદા ભરથાર.
અગિયારસ આવી સખી, વરત કરિયાં સાર;
પ્રભાતે કેમ કરું પારણાં, વણ સુખ દીઠે ભરથાર.

બારસ આવી સાહેલડી, ફૂળિયાં બારસણાં;
ધન કમાણી હો રહી, મારા પિયુ છે વાંકડિયા.
તેરસે આવી સાહેલડી, દહેરાં પૂજ્યાં દેવ તણાં;
નવલા શણગાર કેમ સજુ, મારા પિયુજી ઘેર વણા.
ચૌદશ આવી સાહેલડી, ચોરે જ બેઠા રાય;
ધેન કમાણે હો રહી, નિશાને મળિયા ધાય.
પૂનમે પૂરો પક્ષ હુઓ, ચાપાને કળીએ રંગજી;
પખવાડિયું પૂરું થયું, વાને ભરિયાં વખજી.
બારી કે ખડે તમે પોઢશો, રામા ટાઢી તે વાશે ટાઢય;
ઊભી ખોળા પાથરુ, પરણ્યા, શિયાળો ઘેર ગાળ્ય.
ગુણિયલ ચાલ્યા ચાકરી, ઉપરવાડે જાતાં;
ચૂલામા છાણું ખોસતાં, હમે ધુમાડા મસ રોતાં.
હું તો જાણુ રામા હું ભલી, મુજથી ભલી ન કોય,
જેણે મારો પિયુ ભોળવ્યો, તે ખરી સોહાગણ હોય.

*

## ૩૬૯. પંદર તિથિ

સંગ્રાહક : મધુભાઈ પટેલ

પડવે પાતળિયા ગિરધારી કે મારે ઘેર આવજો રે લોલ
બીજે બાળક બેઠુ બહાર કે મે સમજાવિયું રે લોલ.
ત્રીજે ત્રણ ભુવનનો નાથ કે મોતીડે વધાવીએ રે લોલ.
ચોથે મંગળ બોલી નાર કે મથુરાંની વાટમા રે લોલ.
પાંચમે પગલાં ભરજો પ્રેમ કે મારે ઘેર આવજો રે લોલ.
છઠે છોગાળા ભગવાન કે ભગતને તારજો રે લોલ.
સાતમે સાદ કરે એક નાર કે ગોકુળ ગામની રે લોલ.

આઠમે અવતરિયા ભગવાન કે નીરખું નાથ ને રે લોલ.
નોમે વરત કરે એક નાર કે ગોકુળ ગામની રે લોલ.
દસમે માર્યો મામો કંસ કે મથુરાંની વાટમાં રે લોલ.
એકાદશી પરણી લાવ્યા નાર કે સતભામા ખરી રે લોલ.
બારશે બહુ બળિયા ભગવાન કે દશે દિશ વાળિયા રે લોલ.
તેરશે ધન ધૂવે એક નાર કે ગોકુળ ગામની રે લોલ.
ચઉદશે બંશીબટને ચોક કે રામ રમાડજો રે લોલ.
પૂનમે પંદર તિથિ થઈ પૂરી કે ગુણ ગાઈ રહી રે લોલ.

*

## ૩૭૦ તિથિનો ગરબો

સંગ્રાહક : મધુભાઈ પટેલ

પડવાની પર પ્રીત ગતમત ભૂલી રે,
મારા હરિ વિના એક વાત સરવે સૂની રે.

બીજે બાળેવેશ રહી છું બાળી રે,
આ ઘરમાં કેમ રહેવાય વાગે તાળી રે.

ત્રીજે ત્રિભુવનરાય મંદિર પધારો રે,
હરિ આવો ને આપણે ઘેર હેત વધારો રે.

ચોથે ચંચળ નાર ચતુરા ચાલે રે,
પેલો ઠાકોર કેરો વૈદ દુ:ખડાં ટાળે રે.

પાંચમે પડદા હેઠ હરિ શું રાખ્યા રે,
મારે પ્રેમરસ પીવા કાજ હરિરસ ચાખ્યા રે

છઠ્ઠીના લખિયા લેખ તે કેમ ટળશે રે,
મારા પેલા જનમની પ્રીત આવી મળશે રે.

સાતમના સંતાપ હરિ શું અમને રે,
આ શું કહીએ મા'રાજ લાજ ન તમને રે.
આઠમે ઓચ્છવ થાય હરિ હોય હેલી રે,
મારે સોળશે ગોપીઓનો સાથ રમવા ઘેલી રે.
નવમે નમણા નાથ નમેરા ન થઈએ રે,
આ ગોકુળ મેલી મા'રાજ મથુરા ન જઈએ રે.
દશમે દિનરાત દલ મારું દાઝે રે,
ઘેર નાવલિયો રિસાય તે કેમ છાજે રે.
એકાદશીનું વ્રત આજ મારે કરવું રે,
શ્રી જમુનાજીમાં સ્નાન કરી મારે તરવું રે.
દ્વાદશી કેરે દન દર્શન દેજો રે,
મારા શામળિયા ભગવાન સનમુખે રે'જો રે.
તેરસના તો કંઠ અમારા તૂટ્યા રે,
આ હરિ હરિ કરતા હોઠ અમારા સૂકયા રે.
ચૌદશે ચતુર નર તમે શું ચાલ્યા રે,
ઘેર રાધા સરખી નાર શું રિસાયા રે.
પૂનમે પંદર તિથિ પૂરી થઈ કહાવું રે,
તમે આવો ને દીનદયાળ ફૂલે વધાવું રે.

卐

# મહિના

સંપાદક : મધુભાઈ પટેલ

### ૩૭૧ મહિના

કારતક મહિનેનો કાનજી રે,
મેલી ચાઈલા પરદેશ,
હું છું નારી અલબેલી !

માગશર મહિનેનો માવજી રે,
વઈસા પેલી હો તેડ,
કુંજર લાઈગાં રે હરિ ઝૂરવા !

પોષ મહિનેની પ્રીતડી રે,
પ્રીત તોડી શીદ જાવ,
આડો શીળો મારો વહી ગયો !

મહા મહિનેની સેજડી રે,
સેજ મારી વેરણ હો રાત,
સૂતાં નાવે જરી નિંદડી !

ફાગણ ફૂલ્યો રે હરિ ફૂલડે,
ફૂલ્યાં કેસરના ઝાડ,
માલણ લાવે રે હરિ મોગરો !

ચઈતરે રે ચંપો રોપિયો,
રોપી દાડમ દરાખ,
ફળ ફૂલની રે ધરુ છાપલી !

વૈશાખે રે વન વેડિયાં,
વેડી આંબા કેરી ડાળ,
રસ ઘોળાયો હરિ વાડકે !

જેઠે જાણ્યું રે હરિ આવશે,
નહિ આવ્યા નણદીના વીર,
કોની સાથે રે હરિ જમશું ?

અખાડ વરસ્યો અંધારિયો,
વરસ્યો ઝીણેરો મેઘ,
વીજળડી રે ચમકાર કરે !

શ્રાવણ વરસ્યો સરોવરે,
નદીઓ જાયે ભરપૂર,
વાલો મારો કેમ ઊતરશે !

ભાદરવો રે ભર ગાજિયો,
ગાજિયો અગન ગગન,
વીજળડી રે ચમકાર કરે !

અધિક માસે દિવાળડી,
સજની સોળે શણગાર,
અણવટ ટીલડી રે હરિ શોભતી !

*

૩૭૨. વૈરાગના મહિના

સંપાદક : મધુભાઈ પટેલ

કારતક આવ્યો ઓ સખી, સજિયો સોળ શણગાર,
ઓઢવાને નવરંગ ચૂંદડી, કંઠે એકાવળ હાર,
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણે લઉં વૈરાગ !

લાલજી ! પોષ મહિને પોપટ બેઠો પાંજરે
એ લાલ, વહેલા આવજો હો લાલ !
લાલજી ! મહા મહિનાની સેજલડી સૂની પડી
એ લાલ, વહેલા આવજો હો લાલ !
લાલજી ! ફાગણ મહિને કેસૂડો રંગ ઘોળિયો
એ લાલ, વહેલા આવજો હો લાલ !
લાલજી ! ચૈતર મહિને ચતુરભુજ ચાઈલા ચાકરી
એ લાલ, વહેલા આવજો હો લાલ !
લાલજી ! વૈશાખ મહિને વાયે હીંડોળા ઝૂલતા
એ લાલ, વહેલા આવજો હો લાલ !
લાલજી ! જેઠ મહિને જગજીવન ઘેર આવિયા
એ લાલ, વહેલા આવજો હો લાલ !
લાલજી ! અષાઢ મહિને અબળાને સુખ આપજો
એ લાલ, વહેલા આવજો હો લાલ !
લાલજી ! શ્રાવણ મહિને સરવડેથી વરસિયો
એ લાલ, વહેલા આવજો હો લાલ !
લાલજી ! ભાદરવો ભલી પેરે ગાજિયો
એ લાલ, વહેલા આવજો હો લાલ !
લાલજી ! આસો મહિને દિવાળી ભલ આવિયાં
એ લાલ, વહેલા આવજો હો લાલ !
લાલજી ! ફૂલવાડીમાં રંગીન બાવળ લાકડાં
એ લાલ, વહેલા આવજો હો લાલ !
લાલજી ! તેની ઘડાવું નવરંગ પાવડીએ
એ લાલ, વહેલા આવજો હો લાલ !

અષાઢ આવી ઊલટચો મેહુલો માડચો છે જોશ,
ગોરી ભીંજાય ઘરઆગણે પિયુ ભીંજાય પરદેશ,
કહો હરિ કેમ રહુ એકલી, મારો શો અપરાધ?
—હવે તો૦

શ્રાવણ વરસ્યો સરવડે, નદીએ નિર્મળ નીર,
સુપનાતરમા દેખિયા હરિ, હળધરના વીર,
કહો હરિ કેમ રહુ એકલી, મારો શો અપરાધ?
—હવે તો૦

ભાદરવો ભલે ગાજિયો ભલો વરસ્યો છે મેઘ,
વીજલડી ચમકાર કરે ચહુદિશ ચાલ્યા નીર,
કહો હરિ કેમ રહુ એકલી, મારો શો અપરાધ?
—હવે તો૦

આસો માસે નવરાતડી, નવ દહાડા નવ રાત,
સહુ ગોપીઓ ટોળે મળી, માડવલી મગળ ગાય,
કહો હરિ કેમ રહુ એકલી, મારો શો અપરાધ?
—હવે તો૦

*

## ૭૭૩ લાલજીના મહિના

સંપાદક : મધુભાઈ પટેલ

લાલજી ! કારતક મહિને રથ જાદવરાયે જોતર્યા
ઓ લાલ, વહેલા આવજો હો લાલ!
લાલજી ! માગશર મહિને મેલી મથુરા ગયા
ઓ લાલ, વહેલા આવજો હો લાલ!

લાલજી ! પોષ મહિને પોપટ બેઠો પાંજરે
એ લાલ, વહેલા આવજો હો લાલ !
લાલજી ! મહા મહિનાની સેજલડી સૂની પડી
એ લાલ, વહેલા આવજો હો લાલ !
લાલજી ! ફાગણ મહિને કેસૂડો રંગ ઘોળિયો
એ લાલ, વહેલા આવજો હો લાલ !
લાલજી ! ચૈતર મહિને ચતુરભુજ ચાઈલા ચાકરી
એ લાલ, વહેલા આવજો હો લાલ !
લાલજી ! વૈશાખ મહિને વાયે હીંડોળા ઝૂલતા
એ લાલ, વહેલા આવજો હો લાલ !
લાલજી ! જેઠ મહિને જગજીવન ઘેર આવિયા
એ લાલ, વહેલા આવજો હો લાલ !
લાલજી ! અષાઢ મહિને અબળાને સુખ આપજો
એ લાલ, વહેલા આવજો હો લાલ !
લાલજી ! શ્રાવણ મહિને સરવડેથી વરસિયો
એ લાલ, વહેલા આવજો હો લાલ !
લાલજી ! ભાદરવો ભલી પેરે ગાજિયો
એ લાલ, વહેલા આવજો હો લાલ !
લાલજી ! આસો મહિને દિવાળી ભલ આવિયા
એ લાલ, વહેલા આવજો હો લાલ !
લાલજી ! ફૂલવાડીમા રગીન બાવળ લાકડા
એ લાલ, વહેલા આવજો હો લાલ !
લાલજી ! તેની ઘડાવું નવરગ પાવડીઓ
એ લાલ, વહેલા આવજો હો લાલ !

લાલજી ! પાવડીઓ પહેરીને મારે મો'લે આવજો
એ લાલ, 'વહેલા આવજો હો લાલ !
લાલજી ! પાવડીઓથી રડચાખડચા તો ભલે પડચા
એ લાલ, વહેલા આવજો હો લાલ !
લાલજી ! બળતીજળતી બોલું છું પણ ઘણી ખમા
એ લાલ, વહેલા આવજો હો લાલ.

*

## ૩૭૪. રાધિકાના મહિના

સંગ્રાહક : મધુભાઈ પટેલ

કહો ને સખી કારતક કેમ જાશે,
કે વનમાં મોરલી કોણ વાશે.
કે મહીનો દાણી કોણ થાશે,
કે જમુના જાવા દો પાણી !

કે માગશરે મન મારું મળિયું,
કે વિષયાભાવ થકી ટળિયું,
કે જેમ લૂણ પાણીમાં ભળિયું,
કે જમુના જાવા દો પાણી !

કે પોષે શોષ પડચા અમને,
વ્હાલા મારા શું કહીએ તમને,
કે દિલાસા દીધા છે અમને,
કે જમુના જાવા દો પાણી !

કે માઘ મકર તણે માતે,
કે ફૂલડિયાં વેર'તી તી ખાંતે,
કે વાલાજી મારા મથુરાની વાટે,
કે જમુના જાવા દો પાણી !

કે ફાગણે ફળફૂલે હોળી,
કે ઓઢયાં ચરણા ને ચોળી,
કે ચૂંદડી કેસરમાં રોળી,
કે જમુના જાવા દો પાણી !

કે ચઈતરે ચતુરા ચિત્ત ધરતી,
કે વ્હાલાજીના ગુણ ગાતી ફરતી,
કે તોયે મારા વ્હાલે કીધી વરતી,
કે જમુના જાવા દો પાણી !

કે વઈશાખે વાયા વાવલિયા,
કે ઘેર પધારો નાવલિયા,
કે દૂધડે ધોઉં તારા પાવલિયા,
કે જમુના જાવા દો પાણી !

કે જેઠે જગજીવન આવ્યા,
કે સહુ લોક વધામણી લાવ્યા,
કે વ્હાલાજી મારા કશુંયે ન લાવ્યા,
કે જમુના જાવા દો પાણી !

કે અષાઢે અબળા થઈ ઝાંખી,
કે વહાલે મારે ભરજોબનમાં રાખી,
કે વિચારો હવે વાત થશે વાંકી,
કે જમુના જાવા દો પાણી !

કે શ્રાવણ સરવડીએ વરસે,
કે નીર નદીએ ઘણાં ઢળશે,
કે કોયલડી ટહુક ટહુકે કરશે,
કે જમુના જાવા દો પાણી !

કે ભાદરવો ભલી પેર ગાજે,
કે સહિયર ઘેર વલોણું ગાજે,
કે તે તો મારા રુદિયામાં દાઝે,
કે જમુના જાવા દો પાણી !

કે આસોની રજની અજવાળી,
કે સેવ વણું રે સુંવાળી,
કે વાલા વિના આ શી દિવાળી,
કે જમુના જાવા દો પાણી !

કે રાધાના હાથે સોનાની ચૂડી,
કે રમતાં દીસે છે રૂડી,
કે દુખ રે સરવે ગયાં બૂડી,
કે જમુના જાવા દો પાણી !

*

### ૩૭૫ કૃષ્ણના મહિના

સંગ્રાહક : મધુભાઈ પટેલ

કારતકે કૃષ્ણ ગયા મેલી રે,
મારે ઘેર આવો વનમાળી,
કુબજા કેમ રે ગમે કાળી,
આવો હરિ રાસ રમેવને !

માગસર મારગડે રમતા,
ભેળા બેસી ભોજનિયા જમતાં,
હવે હરિ કેમ નથી ગમતા,
આવો હરિ રાસ રમેવાને !

પોપે તો શોષ પડયા અમને,
ત્રિકમજી શુ કહીએ તમને,
દિલાસા શા રે દીધા અમને,
આવો હરિ રાસ રમેવાને !

માઘે મહા અંધારી રાતો,
ફૂલડાએ બિછાવી ખાટચો,
વહાલે લીધી મથુરાની વાટચો,
આવો હરિ રાસ રમેવાને !

ફાગણે ફેર ફરે હોળી,
પહેરણુ ચરણા ને ચોળી,
ચૂદડી કેસરમા રોળી,
આવો હરિ રાસ રમેવાને !

ચઈતરે ચિતડુ કરે ચાળા,
મધુવન મોરલીઓ વાળા,
દરશન દોને ડાકોરવાળા,
આવો હરિ રાસ રમેવાને !

વઈશાખે વાટલડી જોતી,
ઊભી ઊભી ધ્રૂસકડે રોતી,
પાલવડે આસુડા લોતી,
આવો હરિ રાસ રમેવાને !

જેઠે જગજીવન આવે,
વધામણી સહુ લોક લાવે,
વાલો મારો કશુંયે ન કહાવે,
આવો હરિ રાસ રમેવાને !

અષાડે અબળા રહી ઝાંખી,
વહાલે મારે ભરજોબન રાખી,
વિચારો તો વાત થશે વાંકી,
આવો હરિ રાસ રમેવાને !

શ્રાવણુ જતો સરવડીએ વરસે,
નદીએ નીર ઘણાં ઢળશે,
વાલો મારો કેમ કરી ઊતરશે,
આવો હરિ રાસ રમેવાને !

ભાદરવો ભલી પેઠે ગાજે,
વાલા, થઈ વિહ્‌વળ તમ કાજે,
વાલો મારો જરીયે ના લાજે,
આવો હરિ રાસ રમેવાને !

*

### ૩૭૬. કૃષ્ણના મહિના

સંગ્રાહક : મધુભાઈ પટેલ

કારતકે કૃષ્ણ ગયા કાળી,
મારે ઘેર આવો વનમાળી,
કુબજા તો સૌને ગમે કાળી,
ઓધવજી ! ના રે ઘટે હરિને !

માગશરે મરઘા તણી રાતે,
ગોરીને દોવાને જાતે,
વાલો મારો મથુરાની વાટે,
ઓધવજી ! ના રે ઘટે હરિને !

પોષે શોષ પડયા અમને !
જીવણજી શું નમીએ તમને,
દિલાસા શાને દીધા અમને,
ઓધવજી ! ના રે ઘટે હરિને !

માહે તો માઝમની રાતે,
ફૂલડાં વેરંતી વાટે,
વાલો મારો યમુનાને ઘાટે,
ઓધવજી ! ના રે ઘટે હરિને !

ફાગણ ફેરા ફરું હોળી,
પેર્યાં હરિ ! ચણિયા ને ચોળી,
કેસર બહુ છાંટયાં છે ઘોળી,
ઓધવજી ! ના રે ઘટે હરિને !

ચઈતરે ચિત્ત કરે ચાળા,
આવો હરિ મોરલીવાળા,
દરશન દિયોને દયાળા,
ઓધવજી ! ના રે ઘટે હરિને !

વઈશાખે વાયા વાવલિયા,
ઘરે પધારો નાવલિયા,
દૂધડે ધોઉં તારા પાવલિયા,
ઓધવજી ! ના રે ઘટે હરિને !

જેઠ જદુપતિ આવ્યા,
જેમ તેમ સંદેશો લાવ્યા,
વાલો મારો મેલી ગયો માયા,
ઓધવજી ! ના રે ઘટે હરિને !

અખ્ખાડે અબળા થઈ ઓંખી,
વા'લે મારે ભરજોબન રાખી,
વિચારે તો વાત છે વાંકી,
ઓધવજી! ના રે ઘટે હરિને!

સરાવણ સરવરિયો વરસે,
નદીમાં નીર ઘણાં ભરશે,
વા'લો મારો કેમ ઊતરશે,
ઓધવજી! ના રે ઘટે હરિને!

ભાદરવો ભરિયેલો ગાજે,
મધુરીશી મોરલી વાજે,
વાલા તને બાંધેલો સાજે,
ઓધવજી! ના રે ઘટે હરિને!

આસો
અસવાન માથે દિવાલડી,
સેવ વણું તો સુંવાળી,
પ્રભુ વિના કેમ નમે નારી,
ઓધવજી! ના રે ઘટે હરિને!

*

### ૩૭૭. નંદલાલના મહિના

સમાદર : મધુભાઈ પટેલ

આવો ને નંદલાલ રમવા આવો ને,
નિરભે થયા છો નાથ, કે રમવા આવો ને!
કારતક તો કપટે કહાડ્યો, ભરદરિયે જેમ જહાજ,
માગશર મહિને મારગડે મેલી. હવે મારું કોણ છે બેલી?
ગિરધર વિના થઈ ઘેલી કે રમવા આવો ને!

ફાગ રમે ફાગણમાં નર ને નારીઓ,
ઘેર ઘેર નોતમ કૌતક નવલાં થાય જો,
જે નારીનો નાવલિયો નાસી ગયો જો,
કહો તેણે કેમ નજરે જોયું જાય જો!
એ મહિને નવ જઈએ પિયુ પરદેશ જો!

ચઈતરમા ચતુરને પંથ ન ચાલવું,
જે ઘેર નારી ચતુરસુજાણ જો,
વ્હાલપણે વચને નાથને વશ કરે,
નિરધાર્યું તે પડયું રહે પરિયાણ જો!
એ મહિને નવ જઈએ પિયુ પરદેશ જો!

વાવલિયા વાયા રે પિયુ વઈશાખના,
રજ ઊડીને મારું માણેક મેલું થાય જો,
નથનીનું મોતી રે હીરો હારનો,
કહો પર હાથે તે કયમ ધીર્યાં જાય જો!
એ મહિને નવ જઈએ પિયુ પરદેશ જો!

જેઠે તો પરદેશ જાવું દોહ્યલું,
ઘામ ધખે ને લાય જેવી લૂ વાય જો,
કોમળ છે કાયા રે મારા કથની,
વણ પીટ્યાં જ્યમ ફુલડિયાં કરમાય જો!
એ મહિને નવ જઈએ પિયુ પરદેશ જો!

અંબર ઘન છાયો રે માસ અષાઢમાં,
મોર બોલે ને મેહ વરસે મુશળધાર જો,
કચરો ને કાદવ રે મચી છે મેદની,

કારતક મહીને અબળા કહે છે કથને.
હવે શિયાળો આવ્યો સ્વામીનાથ જો,
હિમાળુ વા વાયો હલકી ટાઢમાં,
શું શોધો પરદેશ જવાનો સાથ જો!
એ મહિને નવ જઈએ પિયુ પરદેશ જો!

માગશર મહિને હોંશ ઘણી મનમા ભરી,
રસિયા રંગ રમ્યાની મોજમ રાત જો,
ઘૂઘટડો કાઢીને ઘર આગળ ફરું જો,
પિયુ મેલો પરદેશ જવાની વાત જો,
એ મહિને નવ જઈએ પિયુ પરદેશ જો!

પોષે જે અબળાને પિયુડે પરહરી,
તે નારીનાં પૂરણ મળિયાં પાપ જો,
સાસરીએ રહીને તે શાં સુખ ભોગવે,
મંદિરમાં નવ ગાંઠે મા ને બાપ જો,
એ મહિને નવ જઈએ પિયુ પરદેશ જો!

મહા મહિને નાથ ન કરીએ મુસાફરી,
ઘડ સાટે જઈ શોધી લાવો જાર જો,
વહેંચીને જમશું રે મારા વા'લમા,
જરૂર નહિ જાવા દઉં ઘરની બહાર જો!
એ મહિને નવ જઈએ પિયુ પરદેશ જો!

પોષ માસે જીવનપ્રાણ તજું રે લોકડિયાંની લાજ લોપું!
સંસાર ત્યાગ કરું કે રમવા આવો ને!
મહા મહિને મંદિરિયાં સૂનાં, હરિ વિના આસનિયાં સૂનાં,
વ્હાલા વિના જાય છે જોબનિયાં કે રમવા આવો ને!
ફાગણ ફગફગતી હોળી, અબીલ ગુલાલે ભરાવું ઝોળી,
વ્હાલા વિણ ખેલે કોણ હોળી, કે રમવા આવો ને.
ચઈતરે મને ચિંતા લાગી, સૂની સેજલડીમાં ઝબકીને જાગી
વ્હાલાની લેહ મને લાગી, કે રમવા આવો ને
વઈશાખે વાવલિયા વાયા, આંખ ઉઘાડી ચહુદશ જોયા
આસુડા પાલવડે લોયાં, કે રમવા આવો ને!
જેઠ માસે જગજીવન આવે વૈષ્ણવ સરવે વધામણી લાવે
વાલો મારો કાંઈ ન કહાવે, કે રમવા આવો ને
અષાઢે હું અબળા રે નારી, જોબન દરિયો પૂર છે ભારી,
પિયુના વચન વિચારી કે રમવા આવો ને!
શ્રાવણ તો સરવડીએ વરસે નદીએ નીર ઘણાં ભરશે,
વાલો મારો શી રીતે ઊતરશે કે રમવા આવો ને!
ભાદરવો ભરદરિયે ગાજે, લીલાં વન પલ્લવ છાજે,
વ્હાલો મારો કાંઈ ના લાજે, કે રમવા આવો ને!
આસો માસે દેવદિવાળી, લોક વણે સેવ સુંવાળી!
વ્હાલા વિના જમે કોણ થાળી, કે રમવા આવો ને

*

ફાગ રમે ફાગણમાં નર ને નારીઓ,
ઘેર ઘેર નોતમ કોતક નવલાં થાય જો,
જે નારીનો નાવલિયો નાસી ગયો જો,
કહો તેણે કેમ નજરે જોયુ જાય જો !
એ મહિને નવ જઈએ પિયુ પરદેશ જો !

ચઈતરમા ચતુરને પથ ન ચાલવું,
જે ઘેર નારી ચતુરસુજાણ જો,
વ્હાલપણે વચને નાથને વશ કરે,
નિરધાર્યું તે પડયુ રહે પરિયાણ જો !
એ મહિને નવ જઈએ પિયુ પરદેશ જો !

વાવલિયા વાયાં રે પિયુ વઈશાખના,
રજ ઊડીને મારુ માણેક મેલું થાય જો,
નથનીનું મોતી રે હીરો હારનો,
કહો પર હાથે તે ક્યમ ધીર્યાં જાય જો !
એ મહિને નવ જઈએ પિયુ પરદેશ જો !

જેઠે તો પરદેશ જાવું દોહ્યલું,
ધોમ ધખે ને લાય જેવી લૂ વાય જો,
કોમળ છે કાયા રે મારા કંથની,
વણ ખીલ્યાં જ્યમ ફુલડિયાં કરમાય જો !
એ મહિને નવ જઈએ પિયુ પરદેશ જો !

અંબર ઘન છાયો રે માસ અષાઢમાં,
મોર બોલે ને મેહ વરસે મુશળધાર જો,
કચરો ને કાદવ રે મચી છે મેદની,

પંખી માળા ઘાલે ઠારોઠાર રે,
એ મહિને નવ જઈએ પિયુ પરદેશ જો !
શ્રાવણમાં શિવ પ્રભુને મુખથી માંગીએ,
વાલાનો ના થાજો કદી વિજોગ જો,
ઉમિયાના સ્વામીજી આપે એટલું,
સાસુના જાયાનો નિત સંજોગ જો,
એ મહિને નવ જઈએ પિયુ પરદેશ જો !
ભાદરવો ભરજોબનનો ફરી નહિ મળે મેળ,
વહી જાશે જેમ નદીઓ કેરાં નીર જો,
એવા રે દિવસ એળે નવ કાઢીએ,
વળી વિચારી જુઓ નણંદના વીર જો,
એ મહિને નવ જઈએ પિયુ પરદેશ જો !
આસોના દિવસ તો અતિ રળિયામણા,
ખાવું પીવું કરવા નવલા ખેલ જો,
ભેળાં બેસી જમીએ રમીએ સોગઠે,
છાતીમાં ભીડીને રાખું છેલ જો,
એ મહિને નવ જઈએ પિયુ પરદેશ જો !
માસ અધિકમાં અધિકપણું શું કીજીએ,
રહો જોડીને નેણ સંગાથે નેણ જો,

## ૩૭૯ બારમાસી

### સંગ્રાહક : મંજુલાલ મજમૂદાર

સર્વ ઋતુમાં મુખ્ય વસંત અને તેના માસ ફાગણ તથા ચૈત્ર ખરા, પરંતુ આખા વર્ષના બાર માસનું ચક્ર પણ સમશીતોષ્ણ કટિબંધમાં આવેલા પ્રદેશો માટે તેટલું જ સુંદર અને કાવ્યવિષય બને તેવું છે તેથી બારે માસના આહારવિહાર, ખાનપાન, ઉત્સવો પર્વો, પ્રકૃતિનો વૈભવ વગેરે આપણાં ચિરપરિચિત નાયકનાયિકાને ઉદ્દેશીને વર્ણવવાની સુંદર તક કવિઓએ ઊચકી લીધી છે

મોટે ભાગે, વિરહવર્ણવતુ બારમાસી કાવ્ય વર્ષાન્તે સંયોગ શૃંગારના રસને વર્ણવે છે બારમાસીનું સાહિત્ય તે સમયના સામાજિક જીવનને વ્યક્ત કરે છે તે કાળે પરદેશ જતા પુરુષોના લાંબા પ્રવાસોને લીધે, વિરહમાં ઝૂરતાં સ્ત્રીપુરુષોની સંખ્યા વધારે હતી તેથી એ પ્રવાસો વિયોગની પ્રબળ વેદનાના પ્રેરક હતા, અને તે પછીના પુનર્મિલનના આનંદો પણ એવી આવેશભરી વાણીવાટે પ્રગટ થતા હતા

પ્રોષિતભર્તૃકાઓ માટે કૃષ્ણ-ગોપીનો અને નેમિ-રાજુલનો તથા સ્થૂલિભદ્ર-કોશાનો વિરહ ગાવો એ તેમને મન આશ્વાસનરૂપ થઈ પડતુ. આ યુગલોનાં નામની આસપાસ અનેક પ્રકારનાં પદ', વાર', તિથિ', અને 'મહિના'ની ગૂંથણી થયેલી છે

સ્નેહજીવનનો શૃંગારરસ ગવાયો છે કવિના પોતાના જીવન વિષે, પણ ચડી ગયો છે રાધાકૃષ્ણને નામે જૂનાં લોકપ્રિય પાત્રોદ્વારા ગુજરાતનો સુંદરીસમાજ પોતાના હરખશોકનાં ગીતો ગાય છે અને રાચે છે આવુ 'બારમાસ'નું સાહિત્ય એકલા ગુજરાતમાં જ નહિ, પણ ઉત્તર ભારત તથા બંગાળામાં પણ રચાયું છે જ્યાં સુધી સ્ત્રીહૃદયમાં લાગણી છે ત્યાં સુધી આ સાહિત્ય તેમના જીવનના મર્મને સ્પર્શ કરશે અને તેમના હૃદયના તારને ઊંચા કરશે

કારતક મહિને મેં'લી ચાલ્યા કથ રે વ્હાલાજી !
આ પ્રીતલડી તોડીને ચાલ્યા પથ, મારા વ્હાલાજી !
માગશર મહિને મુજને નો કહી વાત રે વ્હાલાજી !
આ આવડલી તે રીસ નો કરીએ નાથ, મારા વ્હાલાજી !
[ માગશર મહિને મંદિર ખાવા ધાય રે વ્હાલાજી !
આ એકલડી દાસીના દિન કેમ જાય, મારા વ્હાલાજી !
પોષ મહિને પડિયા મુજને સોસ રે વ્હાલાજી !
આ જોશીડા તેડાવો જોવે જોષ, મારા વ્હાલાજી !
[ ભાઈ જોશીડા ! જોજે રૂડા જોષ રે વ્હાલાજી !
આ કે'જે મારા કરમ કેરા દોષ, મારા વ્હાલાજી !
મહા મહિનાની ટાઢ્યુ મુજને વાય રે વ્હાલાજી !
આ હેમાળો હલકયો તે કેમ રે'વાય, મારા વ્હાલાજી !
ફાગણ મહિને ફેર તણી છે હોળી રે વ્હાલાજી !
આ કુબિયાની પાડોશણ રંગમાં રોળી, મારા વ્હાલાજી !
ચૈતર મહિને ચિત્ત કરે છે ચાળા રે વ્હાલાજી !
આ ઘેર પધારો મોહન મોરલીવાળા, મારા વ્હાલાજી !
વૈશાખે કેં વનસપતિ બહુ પાકી રે વ્હાલાજી !
આ પાકી છે કાંઈ દાડમડી ને દ્રાક્ષ, મારા વ્હાલાજી !
જેઠ મહિને જઈ બેઠા છે ઠેઠ રે વ્હાલાજી !
આ ઠેઠ જઈને ભરનિંદરમાં સૂતા, મારા વ્હાલાજી !
આષાઢીલાં ઘનઘેર્યાં આકાશ રે વ્હાલાજી !
આ વાદલડીમાં વીજ કરે પરકાશ, મારા વ્હાલાજી !
શ્રાવણ મહિને સડવડ દડવડ વરસે રે વ્હાલાજી !
આ નદિયુમાં કંઈ છલકે બો'ળાં નીર, મારા વ્હાલાજી !

ભાદરવે તો ભરદરિયે હું ડૂબી રે વ્હાલાજી !
આ કથ વિના કર ઝાલી કોણ ઉગારે, મારા વ્હાલાજી !
આસો માસે આવેલી દિવાળી રે વ્હાલાજી !
આ તમ કાજે હું સેવ વણું સુવાળી, મારા વ્હાલાજી !
મેં જાણ્યુ જે ઊજળુ એટલું દૂધ રે વ્હાલાજી !
આ જાતે ને જનમારે માંડયાં જૂધ, મારા વ્હાલાજી !
મે જાણ્યુ જે લીલુડા એટલા મગડા રે વ્હાલાજી !
આ જાતે ને જનમારે માડયા ઝઘડા, મારા વ્હાલાજી !
મે જાણ્યુ જે કાત્યુ એટલું સૂતર રે વ્હાલાજી !
આ ઘેર પધારો સાસુડીના પૂતર, મારા વ્હાલાજી !
નથી લખ્યો એક કાગળિયાનો કટકો રે વ્હાલાજી !
આ શીદ રાખ્યો છે દિલમાં આવડો ખટકો, મારા વ્હાલાજી !
સમદરિયા ! તું શીદ ભર્યો છો ખારો રે વ્હાલાજી !
આ નથી એકે ઊતરવા કેરો આરો, મારા વ્હાલાજી !

— *

### ૩૮૦ રામદે ઠાકોર અને ઠકરાણાંના બારમાસ

સંગ્રાહક : મંજુલાલ મજમૂદાર

કાર્તકે નહી દઉં ચાલવા, કામની કહે કરજોડ,
અબળા મન ઊલટ ઘણી, ઊઠી આળસ મોડ.
કાર્તકે નહી દઉં ચાલવા, શીળા થયા પરદેશ;
પિયુ પ્રસ્થાને જઈ રહ્યા, અબળા બાળેવેશ.
ચિત્તમાં ચોળો લાગિયો, તરવર પાકયાં તીર,
એ રાતે ઠાકર ચાલિયા, નયણે ઢળિયાં નીર.

કાર્તક મહિને ચાલશું, અબળા મેહેલો વાદ;
સાથીડા સોંઢાડશું, ચાલશું અમે પ્રભાત.
કાર્તક માસે ચાલશું, કેમ કરો કલ્પાંત?
કાલ પાછા ઘર આવશું, હૈડે હરખ ધરંત,
કુકમના કરી ચાંદલા સૈયર વધાવા જાય;
હેતે પ્રીતે આવજો, એમ કુશળ ઘરમાંય.
માગશરે નહીં દઉં ચાલવા, અબળા બાળેવેશ;
નેહ તે વાર્યું ના કરે, પિય! કાં ચાલો પરદેશ?
માગશર માસે અમે ચાલશું, અબળા દ્યો આશિષ;
શુભ શકુન જોવરાવશું, તમે હૃદે ન ધરશો રીસ.
પોષ માસની પ્રીતડી, ટાઢ તે કેમ ખમાય?
અબળા ઝૂરે એકલી, રાતલડી નવ જાય.
આઘે ઓરડે પોઢતા, નથી ચાહ્યાનો મોખ;
એ રતે નહીં દઉં ચાલવા, ઘેર ગાળો મહિનો પોષ.
પોષ માસે અમે ચાલશું, તાણી ભીડયા તંગ;
અબળા મન આરત ઘણી, પિયુ મળવા ઉછરંગ.
પોષે પ્રીત ન વીસરિયે, સુખે કરિયે પરિયાણુ;
ચિત્ત ચોળો નવ ઘાલિયે, તમે માનો તેની આણ
માહ માસે નહીં દઉં ચાલવા, તમે તરુણીનાં તેજ;
ભમરાભોગી સાંયબા, રંગભર રમશું સેજ.
(કામિની કહે) હું કેમ રહું એવો માહ એક માસ?
પિયુ સંગાથે પ્રીતડી, રંગભીના રહ્યા અવાસ,
જીવશે તે તો જાણશે, જોબન થશે વિનાશ;
એ રત ઠાકોર ચાલિયા, રાત થઈ ખટમાસ.

માહ માસે અમે ચાલશું, મેગળ બાંધ્યા બહાર;
ઊંટે આયર ભીડિયા, કામની સજે શણગાર.
સખિયો સહુ આવી મળી, લાવી ચોસર હાર;
તિલક કરી પહેરાવતી, હૈયે હરખ અપાર.
ફાગણે નહીં દઉં ચાલવા, કામની કહે સુણ કંત;
અબીલગુલાલ ઉડાડશું, રમશું માસ વસન્ત.
ફાગણ માસ ફરુકિયો, કેસુ કરે કલ્લોલ;
જેમ જેમ વા વન સાંભરે, તેમ નેણાં કુમકુમ લોળ.
જળવટ ગયા કેમ વીસરે ? તરવર પોહોચ્યા કંત;
એ રત ઠાકર ચાલિયા, સૂની રહી વસન્ત.
ફાગણ ફાગે ખેલતી, આવી ગોરાંદે પાસ;
કેસર ઘોળી કળસ ભરી, સાત સાહેલી સાથ.
ચૈતરે નહીં દઉં ચાલવા, ધૂપ પડે લૂ વાય;
ડમરા મરવા કેતકી, કામિની કંઠ સુહાય.
ચૈતર માસની છાંયડી, ચંપક મોહોરી જાય;
ચૂવા ચંદન અરગજા, અંગ ન તેલ સોહાય.
ચૈતર ચમક્યો મોરલો, મોહોર્યા દાડમ દ્રાખ;
આંબે સૂડા ચગમગે, કોયલ શરુવે સાદ.
લાખ લઈને સાટવો, એટલી મુજને હાણ;
ટચલી આંગળીની મુદ્રિકા, મળી આવે ગોરાંદે જ્હાંય !
ચૈતર માસે ચાલશું, પાદર મોરી માય;
અબળા મન આરત ઘણી, મન ઘર રહ્યું ન સુહાય.
ચૈતર માસે ચિંતા તજો, કાં રૂઓ આંસુધાર,
સાથી જુવે છે વાટડી, હઠ મૂકો પ્રાણાધાર.

વૈશાખે વન મ્હોરિયાં, મ્હોરી દાડમ દ્રાખ;
એ વન સુડલા ચગમગે, કોયલ મધુરા રાગ.
વૈશાખે વન મ્હોરિયાં, મ્હોર્યાં દાડમ દ્રાખ,
મ્હોરી તે મરવા કેતકી, મ્હોરી તે આંબે સાખ.
કોયલડી કલવલ કરે, વનમાં તે અતિ ભીડ;
એ રત ઠાકર ચાલિયા, હૈડે જોબન પીડ.
વૈશાખ માસે ચાલશું, સળેખાનાં કાઢયાં બહાર;
ચોડે છુન માંડિયાં, હૈયાં અનઝો એક વાર.
જેઠ માસનાં જળ ભલાં, ભલાં તે આંબા વન;
ભલી તે સાજનગોઠડી, ભલાં તે ફોફળ પર્ણ.
ધૂપ પડે ને તન તપે, જાલમ મહિનો જેઠ;
એ રતે કેમ ચાલશો? ગોરી ઊભી છજાં હેઠ.
આગે પંડિત ભાખતા, જોશી તે જોતા જોષ;
ના'વલો તમારો આવશે, કદી ન ધરશો રોષ.
જેઠ મહિને ચાલશું, આંબે પાકી સાખ;
અનેક ફૂળે તે ફાલશે, મીઠાં દાડમ ને દ્રાખ.
અશાડ માસ ભલ આવિયો, ગરવા વરસે મેહ;
બપૈયા પિયુ પિયુ કરે, ને કાયર કંપે દેહ.
ઝરણું ઝરે ને તન તપે, વીજ કરે ચમકાર;
એ રતમાં કેમ ચાલશો? પિયુ આવ્યો આષાઢ.
એક અંધારી ઓરડી, દૂજો વીજ ચમકાર;
એટલાં વાનાં તો ભલાં, જો સે'જે ભરતાર.
અશાડ માસે તે ચાલશું, ગાજે વીજ ઘનઘોર;
બપૈયા પિયુ પિયુ કરે, મીઠા બોલે મોર,

શ્રાવણે નહીં દઉં ચાલવા, ભીંજે તણુ દોર,
ડુંગર તણુ તાણિયા, ઝીણા ટહુકે મોર
શ્રાવણ માસની સુન્દરી, ઊભી સરવર પાળ,
વેણ રાખડી સમારતી, મોતી ઝાકઝમાળ
લીલવટ ટીલડી શોભતી, કંઠ એકાવલ હાર,
સોળ વરસની સુન્દરી, જુવે નાવલિયા વાટ
ડુંગરિયા દસ આગમા, મારગ વસમો વાટ;
ગોખે ઊભી ગોરડી, જુવે વહાલાની વાટ.
શ્રાવણ માસે ચાલશું, નવી આવી છે શાળ,
ઈશ્વર પાર ઉતારશે, ઘેર આવીશું કાલ.
ઘન ગાજે અમૃત ઝરે, પિયુ મળવાની આશ,
એ રતે કેમ ચાલશો ? અબળા મન ઉદાસ
ભાદરવો ભર્તા વિના, દોહલા દિવસ ન જાય,
દહીં ને દૂધ અતિ ઘણા, તેના સ્વાદ મનમાય
સખર અંબર છાયલો, ગરુવા વરસે મેહ,
એ રત ઠાકર ચાલિયા, દુખે દાઝે દેહ
ભાદરવે અમે ચાલીશું, જોશીએ જોયા જોષ,
પારકા પટા લખાવિયા, હૃદે ન ધરશો રોષ
આસો નહી દઉં ચાલવા, નવ દહાડા નવ રાત
દશમે દસરા પૂજશુ, કાળી ચૌદશની ગત
આસો માસ દિવાળીના, ઘરઘર મંગળ થાય,
ઊઠો સૈયર સુલક્ષણી, આભરણ પહેરો કાય
આગણ વાવુ એલચી, તોરણ નાગરવેલ,
બાર માસે ઠાકર ના'વિયા, મને મહિયર વાળી મેલ

રજપૂતોનાં બેટડાં, જુવે વહાલાંની વાટ;
મનાવિયાં માને નહિ, ઠકરાળાંની જાત.
ચિત્ત ચૂરમું, મન લાપશી, ઉપર ઘીની ધાર;
કોળિયે કોળિયે પોખતી, દિવસમાં દસ વાર.
ઠાકોર ચાલ્યા ચાકરી, મને મૂકી નોધારી;
મુજ સમ રાજ ! નહીં મળે, મળશે કોઈ ધુતારી.
ઠાકોર ચાલ્યા ચાકરી, કુપલાણે પલાણ;
સરવર ધોયાં ધોતિયાં, લાલ સુરંગ પાધાણ.
કંકણ વેચું રાજ ! ઘર રહો, વેચુ હૈયાનો હાર;
ઘેર બેઠાં મોજ માણશું, મુજ નોધારીના આધાર.
સૂરજદેવને પૂજતી, કરતી આદિતવાર;
બે ઘડી મોડા ઊગજો, પિય મુજ ચાલનહાર.
કુંજડીઓ ટોળે મળી, જાયે દશ ને વીશ;
પરણ્યો જેનો ઘર નહીં, તેની ગોરી જપે ઈશ.

卐

# ભડલીવાક્ય

સંગ્રાહક : પ્રો. મંજુલાલ મજમૂદાર

કુદરતમાં થતા ચોક્કસ ફેરફારોથી વાતાવરણની અને વિશેષ કરીને ચોમાસાની સ્થિતિના સંબંધમાં કેટલાક અનુભવસિદ્ધ અનુમાનોને ભડલીવાક્ય કહે છે. એને આપણા ગ્રામ-વાયુચક્રશાસ્ત્રીઓનો 'પ્રાચીન વરતારો' કહી શકાય. 'ભડલીવાક્ય' એ ખેડૂતોનું 'પુરાણ' છે. લાંબા સમયના પ્રત્યક્ષ અનુભવનું અને કુદરત-નિરીક્ષણનું પરિણામ તેમાં સચવાયું હોય છે આજે પણ આપણો અભણ ગણાતો ખેડૂતવર્ગ ઋતુ, ટાઢ, તડકો, વરસાદ, વીજળી, મેઘધનુષ્ય, તારા, નક્ષત્ર, ગ્રહ વગેરે સંબંધી ભડલીવાક્યો સંભારીને પોતપોતાની ગણતરીઓ બાંધે છે.

જેમ ભડલીવાક્યોથી ગુજરાત, મારવાડ તથા રાજસ્થાનનો ખેડૂતસમાજ જાણીતો રહે છે, તેવી જ રીતે બંગાળી ખેડૂત 'ખન્ના-ર વચન'ને તથા 'ડાકે-ર વચન'ને વેદવાક્ય માને છે : અને વરસાદ, દુકાળ, રેલ વગેરે સંબંધી અનુમાનો બાંધે છે. આ 'વચનો'માં નિરીક્ષણ તથા પ્રચલિત માન્યતાઓનું સૂત્રભાષામાં કથન હોય છે. ખન્નાનાં વચનો ખેડૂતો અને ગૃહસ્થો વિષે તથા ડાક જ્યોતિષીનાં વચનો શુકન, અપશુકન તથા ખેતીવાડી સંબંધી જ્ઞાન આપે છે

ભડલી કોણ ?-એવો પ્રશ્ન આપણને થાય છે. કોઈ કહે છે, ભડલી નામની રજપૂતાણી થઈ ગઈ, અને કોઈ કહે છે, મારવાડના હુડ્ડ (હુદાદ) જોષીની એ એકની એક પુત્રી હતી તેને જ્યોતિષીએ પોતાની વિદ્યા શીખવી. પુત્રીને સંબોધી, ગોપજીવન ગાળતા જ્યોતિષી પિતાએ આવાં અનુભવસિદ્ધ વચનો કહેલાં : પછી તો ગમે તે લોકકવિની અનુભવવાણી 'ભડલીવાક્ય' તરીકે ઓળખાવા લાગી.

ઉત્તર પ્રદેશનાં ગામડાંમાં બીજી એક કથા ચાલે છે : કાશીમાં એક જ્યોતિષી રહેતો હતો. એણે ગણિત કરીને જોયું તો તેને એક એવી ઘડી આવવાની આગાહી મળી કે તે ઘડીમાં તેમની પત્નીને જો ગર્ભ રહે તો તેમને ખૂબ વિદ્વાન તથા યશસ્વી પુત્ર જન્મે. ગુણવાન પુત્ર મેળવવાની ઝંખનામાં જ્યોતિષી ઘેર જવા નીકળ્યા તો ખરા, પરંતુ ઇષ્ટ ઘડીએ એ ઘેર પહોંચે એમ લાગ્યુ નહિ. રસ્તામાં ગત પડી ગઈ એક આહીરને આંગણે એણે પડાવ નાખ્યો. આહીરની કન્યાએ એમને સીધુસામાન આપી ભોજનની તૈયારી કરી આપી; પણ બ્રાહ્મણને ઉદાસ બેઠેલો જોઈ આહીરાણીએ તેને ઉદાસીનું કારણ પૂછ્યું. આડી-અવળી વાતો કર્યા પછી જોશીએ ખરું કારણ જણાવ્યું કુંવારી આહીરપુત્રીએ પોતાને એ ઇષ્ટ ઘડીનો લાભ આપવા, લજવાતાં લજવાતાં સૂચના કરી પરિણામ એ આવ્યુ કે વખત જતાં ભડ્ડરીનો જન્મ આહીરને ઘેર થયો · મોટી થતાં એ પ્રસિદ્ધ જ્યોતિષી થઈ

પગશરકૃત ' कृषिसंग्रह 'માં વૃષ્ટિ સબધી જ્ઞાન સસ્કૃત શ્લોકોમાં આપેલું છે ·—

> वृष्टिमूला कृषिः सर्वा कृषिमूलं च जीवनम्।
> तस्मादादौ प्रयत्नेन वृष्टिज्ञानं समाचरेत् ॥

કૌટિલીય ' અર્થશાસ્ત્ર 'માં ' સીતાધ્યક્ષનાં કર્તવ્યો 'વાળા અધિકરણમાંનું ૨૪મું પ્રકરણ વરસાદના વરતારા સબધી ભડલીવાક્યો જેવું જ અજવાળુ પાડે છે ' સૂર્યનું નિરીક્ષણ કરવાથી બીજસિદ્ધિ (બીજ ફૂટી, ઊગવા) સબંધી, બૃહસ્પતિ ઉપરથી કણસલાં તથા ધાન્યના ભગવ સબંધી, અને શુક્રની ગતિ વગેરે ઉપરથી વૃષ્ટિ પરત્વે અનુમાન કરી શકાય છે '

ખગોળ–જ્યોતિષના સસ્કૃત ગ્રથોમાં આ વિષયને વિશેષ શાસ્ત્રીય પદ્ધતિથી અને ઝીણવટથી ચર્ચેલો છે ગુજરાતી ભડલીવાક્યોનું મૂળ આ ગ્રથોના શ્લોકોમાં જોઈ શકાય છે પાંચસોથી યે વધારે વર્ષ જેટલી

(૧) જૂની ગુજરાતીમાં લખેલાં '૯૩ ભડલીવાક્યો' વડોદરા પ્રાચ્ય વિદ્યામંદિરના સંગ્રહની એક પોથીમાં પ્રાપ્ય છે તે પછી મધ્યકાલીન ગુજરાતીમાં સુગમ એવાં અનેક ભડલીવાક્યો મુખ્યત્વે (૨) દુહારૂપે અથવા (૩) કહેવતરૂપે સુલભ બન્યાં છે એ સર્વમાંથી નીચે ઉદાહરણ આપ્યાં છે.

*

## (૧) જૂની ગૂજરાતીમાં ભડલીવાક્ય

૩૮૧. જિટ્ઠહ માસહ રવિકિરણ, જઈ તપઈ ભુય વાઈ;
તુ જાણી ઘણી જલહરિ, ગબ્ભ ઉપરિ ન માઈ.

*

૩૮૨. આસાઢહ અંધારીયહ, દસમઈ રોહિણી હોઈ;
ઘણ વરસઈ કણ ભહુલી, હત્થિ ન છિબઈ કોઈ.

*

૩૮૩. જિહિં નખત્તિહિં ભહુલી, કાંઈ હોઈ અરિટ્ઠું;
તિ હિં નવિ વરસઈ અંબરહ, સો જાણિજિ વિણટ્ઠું.

*

૩૮૪. જઈ આસાઢિ પુન્નિમહ, પવ્વન ઉત્તર વાઉ;
છોડિ બયલા ફાડિ હલ, મેલ્હિન કરસણ ઘાઉ.

*

૩૮૫. જિટ્ઠહ માસહ સિય-દસમિ, જઈ આવઈ સણિવાર;
પાણી ન પડઈ, જણ મરઈ, પુહુવિ ન હોઈ સગાલ.

*

૩૮૬. શ્રાવણમાસિ અમાવસિ, જઈ નવિ વરસસિ મેહુ;
તુ તૂં જાણઈ ભડ્ડલી, સજ્જણ ગયા સનેહુ.

*

૩૮૭ જઉ અજૂઆલી ભાદ્રવઈ, પચમિ જલહલ દેઈ,
તુ જાણેવૂ ભડ્ડલી, મેહ જિ આવિઉ છેહુ.

*

૩૮૮ જઉ નવિ વૂઠઈ અભરહ, પુણુ ઉગિઉ અગત્થિ,
તા જાણેવૂ ભડ્ડલી, પુહવી નીર ન અત્થિ.

*

૩૮૯ પચમિ રોહિણી સત્તમિ અદ્દા, પુખ નવમી પૂનિમ તહિં ચિત્તા;
એહે જઉ વરસ તા દિટ્ઠા, તૂ સીયાલૂ ગબ્ભ વિનટ્ઠા

*

(૨) મધ્યકાલીન ભડલીવાકય

૩૯૦ જયેષ્ઠા ને મૃગશીર્ષમા, વળી તપે જો મૂળ,
બોલે ભડલી એમ જે, નીપજે અન્ન અતૂલ

*

૩૯૧ મહા સુદિ પૂનમ દિને, ચદ્ર નિરમળો જોય,
પશુ વેચો, કણ સઘરો, કાળ હળાહળ હોય.

*

૩૯૨ આષાઢહ સુદિ પચમી, જો ઝબૂકે વીજ,
દાણા વેચો, ઘર કરો, રાખો બળદ ને બીજ.

*

૩૯૩. આષાઢી પૂનમ દિને, વાદળ–લીનો ચંદ;
તો ભડલી જોષી કહે, સઘળાં ઘર આનંદ.

*

૩૯૪. શ્રાવણ પહેલાં પાંચ દિન, મેહ ન મંડે આળ;
પિયુ ! પધારો માળવે, હમે જાશું મોસાળ.

*

૩૯૫. મૃગશર ન વાયા વાવલા, આર્દ્રા ન વૂઠા મેહ;
ભરજોબનમાં ના'યો બેટડો, ત્રણે હાર્યા તેહ.

*

૩૯૬. આથમણી તાણે કાચબી, જો ઊગમતે સૂર;
ભડલી કે' વાછરુ વાળજો, નીકર જાશે પાણીને પૂર.

*

૩૯૭. પૂરવ તાણે કાચબી, જો આથમતે સૂર;
ભડલી વાયક એમ ભણે, દૂધે જમાડું કૂર.

*

૩૯૮. સ્વાતિ દીવાં જો બળે, વિશાખા બેલે ગાય,
તો રાણીજાયા રણે ચઢે, ને પૃથ્વી પ્રલે થાય.

*

૩૯૯. શનિ ' આદિતાં મંગળાં, જો પોઢે જદુરાય;
તો ચાક ચડાવે મેદિની, ને કરકે પાળ બંધાય.

*

## (૩) કહેવતરૂપે ભડલીવાક્ય

૪૦૦ જો વરશે આર્દ્રા, તો બારે પાધરા.

*

૪૦૧ વરસે ઉત્તરા, તો ધાન ન ખાય કૂતરા.

*

૪૦૨ જો વરસે મઘા, તો ધાનના ઢગા.

*

૪૦૩ વરસે ભરણી, તો નાર મેલે પરણી.

*

૪૦૪ વરસે સ્વાત, તો ન વાગે તાંત

*

૪૦૫ આસલેષા ચગી તો ચગી, ને ફગી તો ફગી.

*

૪૦૬. રોંણુ રેલે, રોંણુ દાઝે.

*

૪૦૭ જો વરસે હાથિયો, તો મોતીએ પુરાય સાથિયો.

*

૪૦૮ જો વરસે હસ્ત, તો પાકે અઢારે વસ્ત.

卐

# દુહા

સંગ્રાહક : મંજુલાલ મજમૂદાર

એક જ શ્લોક કે કડીમાં આખું કાવ્ય થઈ ગયું હોય તેને 'મુક્તક' કહે છે. સહૃદયને ચમત્કારિક લાગે એવો ચોટદાર એક જ શ્લોક તે મુક્તક : એટલે કે, કાવ્યનું પાણીદાર મોતી. આ 'મુક્તક' એટલા માટે 'સુભાષિત' પણ કહેવાય છે : 'સમસ્યાઓ' મુક્તકરૂપે મળે છે.

સંસ્કૃત સાહિત્યનો ટૂંકામાં ટૂંકો છતાં વ્યાપક છંદ જેમ 'અનુષ્ટુપ' છે તેમ પ્રાકૃત ભાષાનો તથા પ્રાદેશિક ભાષાઓનો વ્યાપક છંદ 'દુહો' છે આ દુહાના બે પ્રકાર છે : અંત્યમેળ તથા મધ્યમેળ : ચરણનો પ્રાસ છેડે મળે અથવા મધ્યમાં મળે : અને ત્રીજો પ્રકાર 'સોરઠિયા દુહા' અથવા 'સોરઠા'નો છે : જેમાં આખાં ચરણ ઊલટાસૂલટી ગોઠવવામાં આવે છે અને તેના પ્રાસ મધ્યમાં મળે છે. 'દુહા'નું જ બીજું નામ 'સાખી' છે.

આ 'દુહા'માં એક મનોરમ પ્રયોગ 'યમક-સાંકળી'નો થઈ શકે છે. તેનાં દૃષ્ટાન્તો અનેક 'ફાગુ' કાવ્યમાં તેમ જ 'બારમાસી'માંથી મળી આવે છે. સુપ્રસિદ્ધ 'વસંતવિલાસ'ના દુહા તેનાં જાણીતાં ઉદાહરણ છે.

'દુહા'માં અનેક પ્રેમકથાઓ સ્ચાઈ છે; અને તે 'દુહા'ને આધારે જ આજ સુધી જીવતી રહી છે. અપભ્રંશકાળના દુહાઓ કાળે કરીને દેશી ભાષાઓમાં વેષાન્તર કરીને પ્રગટ થયા છે.

દુહાની રચના ઉત્તમ કલા માગે છે. એમાં વર્ણસગાઈ હોવી જોઈએ અને એનાં 'પાંખિયાં', એટલે કે અનુપ્રાસ અવશ્ય મળવા જોઈએ' સામસામે પલ્લે બે ભાવ, બે વિચાર, કે બે કલ્પનાઓ સમતુલાએ તોળાવી જોઈએ; છતાં એનું લાઘવ સચવાવું જોઈએ.

## (૧) સજ્જનના દુહા

૪૦૯ સ્વસ્તિ શ્રી ઉપમા લખુ, કાગદ કેતી વાર,
એક લખ્યો લખ જાણીએ, એ સજ્જન વ્યવહાર

*

૪૧૦ કાગદ લખુ કપૂરસે, બિચ બિચ લખુ સલામ,
જો દિનસે વિછુરે પડે, તા દિનસે નિંદ હરામ

*

૪૧૧ કાગદ લખુ કપૂરસે, બિચ બિચ લખું સલામ,
અવગુણકો તો સબ તજે, પણ ગુણ તજે ગુલામ

*

૪૧૨ સજ્જન બાત સનેહકી, પર મુખ કહી નવ જાય,
મૂંગે કો સપનો ભયો, સમજ સમજ પછતાય

*

૪૧૩ સજ્જન બાત સનેહકી, પર મુખ કહી નવ જાય,
સાગરમે પાની ઘનો, ગાગરમે કો સમાય ?

*

૪૧૪ સજ્જન દોરી પ્રીતકી, મસ તાણ્યે તૂટી જાય,
તૂટે પીછે પીછે સાધિયે, પણ બીચે ગાઠ પડ જાય

*

૪૧૫ સજ્જન હમ તુમ એક હૈ, હમ સક્કર તુમ ઘી,
હીબુસે ખટ્ટો ભયે, તરસન લાગે જીય

*

૪૧૬. સજ્જન ચલે સિકારકુ, ઘર ઘોડે પર જીન;
મૈં જો એસા જાનતી, ચાબક લેતી છીન.

*

૪૧૭ સજ્જન સજ્જન મૈં જપૂં, સજ્જનકે મન ઓર;
ધિક્ પરો વો જીવકુ, એક જીવ દો ઠોર.

*

૪૧૮. સજ્જન ! દો મુખ મત કરો, દો મુખસે પ્રીત જાય;
દો મુખ કિયો પખાજને, તો નિત્ય ટકોરા ખાય.

*

૪૧૯. સજ્જન હૈ સો કોસ બસ, દુરિજન ઘરકે પાસ;
મનમેં એસા જાનિયે, તો સજ્જન ઘરકે પાસ.

*

૪૨૦. સજ્જન ભેલી બૈઠકે, ચારુ નેન મિલાય;
સંપત તો કબુયે મિલે, પણ સમો મિલ્યો ન જાય.

*

૪૨૧. નીર તરાવત નાવકું, કહો કહાંકી પ્રીત ?
અપનો સીંચ્યો જાનકે, યેહી બડોંકી રીત.

*

૪૨૨. સુપના ! તું સુલતાન હૈ, ઉત્તમ તેરી જાત;
સજ્જન સો કોસ બસે, આન મિલાવે પાસ.

*

૪૨૩. શ્રાવણ આયો હે સખી ! લાયો પંચ રતન;
ઘર બેઠે મોજાં કરો, ઢોલિયા–પીઠ તુરંગ.

*

૪૨૪. ઢોલાથી તો ઢોર ભલો, જે ચરે વનની ઘાસ,
સાંજ પડ્યે દિન આથમ્યે, કરે ઘરની આશ.

*

૪૨૫ સજ્જન એસા જાનિયે, જેસે સિરકે બાલ,
આપ જલે પર રીઝવે, તોહિ ન મેલે ખાલ.

*

૪૨૬ સજ્જન એસા જાનિયે, જેસે ફોફલ અંગ,
આપ કરાવે કટકડા, પરહી ચઢાવે રંગ.

*

૪૨૭ રસિક નૈનકે બાનકી, અજબ અનોખી રીત,
અરિકો પરસે નહીં, વે મારત અપના મીત.

*

૪૨૮. લાગે તબ જાને નહીં, રસિક નૈનકે બાન,
અબ તો હિયે બીચ ગડ ગયે, વાકો ખેચત નિકસે પ્રાન.

*

૪૨૯ લોહબાન સો કછુ નહીં, સૂધો ચાહ નિસાન,
નૈનબાન તીરછો ચલે, વે લાગત લેવે પ્રાન.

*

૪૩૦ છકે પંજે મેં ધરુ, પિયુ પાસા અંકે ડાર,
મેં મુખસે કાહે કહું, હે આપ ખેલ મોહે માર

*

૪૩૧. ચોસર ખેલે હો સખી, દસ દો માહ લગાર;
વાત જ પૂછું હો સખી, દો દો અક્ષર ચાર

*

૪૩૨. સજ્જન! પાંખ હોય તો ઊડ મિલું, પણ પંખાં ગઈ સબ તૂટ;
હમ તો જીવ પરવસ પડે, પણ તુમ કાંઉ રહત અરૂઠ?

*

૪૩૩. સજ્જન! તેરે દરસ બિના, સૂકત સબહી શરીર;
પાપી નેન સૂકત નહીં, સો ભર ભર આવત નીર.

*

૪૩૪. સજ્જન! હમ તુમ એક હૈ, દૂર બસત હૈ બાસ;
નેનુંકો મિલણો રહ્યો, પ્રાણ તુમેરી પાસ.

*

૪૩૫. હમરી તુમરી જઉ બની, જેસો મીરચ બરાસ;
બરાસ રહેત નહીં મીરચ બિના, મીરચ બરાસની પાસ.

*

૪૩૬. પ્યારી પટકા ગહ રહી, ગમન પિયાકો જાન;
છૂટત છૂટત દોનુ છૂટે, ઇત પટકા ઊત પ્રાન.

*

## (૨) પ્રેમ સંબંધી દુહા

૪૩૭. કહાં ચંદ્ર? ચકોર કહાં? કહાં મોર? કહાં મેહ?
અળગા તોયે ઢૂંકડા, સાચો જ્યાંહી સનેહ.

*

૪૩૮. જલમેં બસે કુમુદિની, ચંદા બસે આકાશ;
જો જાકે હિરદે બસે, વોહી તીનુંકે પાસ.

*

૪૩૯ હું તુજ પૂછું હે સખી, નેહ કેતા મણ હોય?
લાગે તો લેખો નહીં, તૂટે ટાંક ન હોય!

*

૪૪૦ તનખા હોય તો તોડિયે, પ્રીત ન તોડી જાય,
કાગજ હોય તો વાંચિયે કર્મ ન વાંચ્યુ જાય.

*

૪૪૧ સાહેબકા ઘર દૂર હૈ, જૈસી લંબી ખજૂર;
ચઢે તો ચાખે પ્રેમરસ, ગીરે તો ચકચૂર!

*

૪૪૨ હેત નકામું હંસનું, પીડ પડ્યે ઊડી જાય,
સાચી પ્રીત સેવાળની, જે જળભેગી સુકાય.

*

૪૪૩ મેં જો ઐસા જાનતી, પ્રીત કિયે દુ:ખ હોય;
નગર ઢંઢેરા ફેરતી, પ્રીત ન કરિયો કોય.

*

૪૪૪ પોથી સો થોથી બની, પંડિત બને ન કોય,
ઢાઈ અક્ષર પ્રેમકે, પઢે સો પંડિત હોય.

*

૪૪૫ કનમ ચલે, અચ્છર સૂકે, વોહી સ્નેહકો મૂલ,
સ્નેહ ગયે ગીયો રહે, વાકે મુખ પર ધૂલ.

*

૪૪૬ પ્રીતિ ઐસી કીજિયે, જૈસા ટંકણખાર,
આપ જલે પર રીઝવે, ભાગ્યા સાંધે હાડ.

*

૪૪૭. પ્રીતમ પ્રીત વિનાશ હય, ભૂલ કરો મત કોઈ;
મિલતે દુઃખી, બિછુરત દુઃખી, સુખ કબુ ના હોઈ.

*

૪૪૮. સજ્જન! સમય વિચારકે, અપને કુલકી રીત;
બરાબરીસેં કીજિયે, બ્યાહ ઔર ઓર પ્રીત.

*

૪૪૯. સજ્જનકું સજ્જન મિલે, બાત બાતકી બાત;
ગદ્ધેકુ ગદ્ધા મિલે, લાત લાત ઓર લાત.

*

૪૫૦. પ્રીત કરો ઐસી કરો, જૈસે ઘડુવા દોર;
ગલે ફસાવે આપકો, પાની લાવે ઓર.

*

૪૫૧. જૂઠી પ્રીત હૈ ભમરકી, કલી કલી રસ લેત;
સાચી પ્રીત પતંગકી, વો અપના જી દેત.

*

(૩) રાગના દુહા

સામેરીના દુહા

૪૫૨. સામેરી સજન વળાવિયો, તાતી વેલૂ માંહ્ય;
હું નવ સરજી વાદળી, પિયુને પળ પળ કરતી છાંય.

*

૪૫૩ સામેરી સાગર ઊલટયો, રતન તણાયાં જાય;
કરમહીણો ભરે મૂઠડી, તેના શંખલે હાથ ભરાય.

*

૪૫૪. સેજ સૂતાં સપનું થયુ, પિયા ગ્રહી મોરી બાહ્ય,
ઓચિંતી ઝબકી ગઈ, પિયુ ન દેખું ત્યાય !

*

૪૫૫ સૂઉ ત્યારે પિયુ સાભરે, જાગુ તો પિયુ જાય,
રાતે કે સ્વપ્નાન્તરે, કેમ જીવું ? મોરી માય !

*

૪૫૬ સપનામાં પિયુ આવિયા, ઊઘે લાગ્યો ઘાય,
બલિહારી એ સપનની, મત સપનું ઊડી જાય.

*

૪૫૭ સામેરી તું શાં સાટવે, ઊભી માણેકચોક,
હું તુજ પૂછું સામેરી, તારે શૂળી ભલી કે શોકય ?

*

૪૫૮ શૂળી ભલી સોહામણી, ભલકે પાડે છેહ,
શોકય કેરે બોલડે, મારી ક્ષણું ક્ષણું દાઝે દેહ

*

કેદારાની સાખીઓ

૪૫૯. કેદારો જબ કીજિયે, મુખ પર જપિયે રામ,
અવર રાગ સહુ દેવતા, કેદારો ભગવાન.

*

૪૬૦ કેદારો કુમકુમ લવે, મોર લવે મલ્હાર,
તું શું રૂવે ભૂંડી પાપણી ! તારે પુત્ર નહિ પરિવાર

*

૪૬૧ કેદારો અમ ઘેર પરુણલો, શાં શાં ભોજન દઈશ ?
સેવ સુંવાળી ને લાપસી, હું તો આંબારસ ઘોળીશ.

*

## સોરઠ રાગની સાખીઓ

૪૬૨. સોરઠ સૂડો ન સરજિયો, ન ચડયો ગઢ ગિરનાર;
ના નાહ્યો ગંગા ગોમતી, તેનો એળે ગયો અવતાર.

*

૪૬૩. સોરઠી ઊભી મહેલમાં, તપસી ઊભા દ્વાર;
ભિક્ષા દો રાણી સોરઠી, મારો સંઘ ચાલ્યો કેદાર.

*

## મારુ રાગની સાખીઓ

૪૬૪. મારુ ! જાજે દેશાવરે, લાવજે હળધર હિંગ;
એક તે લાવજે સાવજડું, જેને માથે ચારે શિંગ.

*

૪૬૫. મારુ દાદા મારા દાદલા, મારુ દેશ ન દઈશ;
હાથમાં ઘડો શિર ઊઢણી, રાજ ! પાણી ભરતાં મરીશ.

*

૪૬૬ મારુ મસ્તક બેડલાં, પગ દાઝે, પથ દૂર;
એક ન આવ્યો પાપી મેહુલો, મારી નદીએ ન આવ્યાં પૂર.

*

૪૬૭. મારુ નાહી ગંગાજળે, ઊભી કેશ સુકાય;
જાણે ચંદન કેરે રૂખડે, બાલો નાગ હેરબા ખાય.

*

## કલ્યાણ રાગની સાખીઓ

૪૬૮. ગોડી વખત થઈ ગઈ, ને અસ્ત જ પામ્યો ભાણ;
તે ઉપર ઘટિકા બે થઈ, ત્યારે પ્રગટ્યો રાગ કલ્યાણ.

*

૪૬૯. કલ્યાણ રાગ સો મહાબલી, સબ રાગનકો માન;
સિંહલદ્વીપકી પદમણી, સો જપતી રાગ કલ્યાન.

卐

# કક્કા ગીત

### સંપાદક : મંજુલાલ મજમૂદાર

'કક્કો' એ મધ્યકાલીન ઉપદેશપ્રધાન પદ્યસાહિત્યનું વિશિષ્ટ અંગ છે. અનેક કવિઓએ આ અંગ ખેડ્યું છે. તેના પ્રાચીનતમ ગુજરાતી નમૂનાઓ વિક્રમની ચૌદમી સદી જેટલા પ્રાચીન છે. 'પ્રાચીન ગૂર્જર કાવ્યસંગ્રહ' (શ્રી. ચીમનલાલ દલાલ સંપાદિત, ૧૯૨૦ )માંથી એવી ચાર કૃતિઓ ઉદ્ધૃત કરેલી છે. જ્ઞાન અને ઉપદેશ આપવાના અનેક માર્ગ છે. તેમાં કટાક્ષ, વક્રોક્તિ તથા 'ચાબખા' જેવો, ઉગ્ર વાણીમાં—લગભગ ગાળ દીધા જેવો, અને સાંભળનારને ઉશ્કેરી મૂકે એવો પ્રકાર પણ કવિઓએ અજમાવ્યો છે.

બાળકના શિક્ષણનો પ્રારંભ ગામઠી શાળામાં પહેલાં 'કક્કા'થી કરવામાં આવતો હતો; તેથી એ આબાલપરિચિત 'અક્ષર ઓળખવા'ના સામાન્ય વિષયને જ કવિઓએ અન્ય પ્રકારનું જ્ઞાન આપવાનું વાહન બનાવ્યો છે. આપણી ગુજરાતી કહેવતો પણ યાદ કરવા જેવી છે : 'કક્કો ઘૂંટવો' અને 'કક્કો ખરો કરવો.' અખા ભગતે સ્વર અને વ્યંજન મળીને થતા અક્ષરોની વર્ણમાળાને ઉદ્દેશીને કહ્યું છે કે 'એ સૌ બાવનનો વિસ્તાર' : અને એ 'બાવન–બાહરો' અક્ષર–પરબ્રહ્મ છે; ત્રેપનમો 'અ–ક્ષર' છે. બાવન અક્ષરનું બીજું નામ 'માતૃકા' પણ છે : પ્રાકૃતમાં 'માઈ' કહે છે. 'કક્કા'થી કેવલ છત્રીસ વ્યંજનો જ સમજવામાં આવે છે

'કક્કા' સાહિત્યમાં સુપ્રસિદ્ધ પ્રીતમદાસનો 'કક્કો' છે, જેની પહેલી લીટી છે : 'કક્કા કર સદ્‌ગુરુનો સંગ, હૃદયકમલમાં લાગે રંગ'—વગેરે. અહીં આપેલાં 'કક્કાગીત' ગદ્યના ટુકડારૂપે છે એવો બીજો એક પ્રકાર 'કક્કો કેવળિયો,' નામનો છે તે મને પ્રાપ્ત થયો નથી. આને લોકસાહિત્યના વર્ગમાં ગણ્યાં છે.

## કલ્યાણ રાગની સાખીઓ

૪૬૮. ગોડી વખત થઈ ગઈ, ને અસ્ત જ પામ્યો ભાણ;
તે ઉપર ઘટિકા બે થઈ, ત્યારે પ્રગટ્યો રાગ કલ્યાણ.

*

૪૬૯. કલ્યાણ રાગ સો મહાબલી, સબ રાગનકો માન;
સિંહલદ્વીપકી પદમણી, સો જપતી રાગ કલ્યાન.

卐

થથા રે થાપણ કોઈની ઓળવવી નહીં.
દદા રે દરબારમાં વિચારી બોલિયે.
ધધા રે ધન હોય તો ધરમ કરિયે.
નના રે નાગા લુચ્ચાની સોબત ન કરિયે.
પપા રે પાડોશીથી લડિયે નહીં.
ફફા રે ફોગટ વાતો કરિયે નહીં.
બબા રે બહેનની બદામ લઈયે નહીં.
ભભા રે ભાઈથી વેર કરિયે નહીં.
મમા રે માતપિતાની સેવા કરિયે.
યયા રે યજ્ઞનું અપમાન ન કરિયે.
રરા રે રાત્રિભોજન કરિયે નહીં.
લલા રે લેખુ લેતાં લાજિયે નહીં.
વવા રે વાટે જાતાં વઢવું નહીં.
શશા રે શિષ્યને પુત્ર સમાન સમજિયે.
ષષા રે વિષથી સદા વેગળા રહિયે.
સસા રે સોનુરૂપું પરખાવી લઈયે.
હહા રે હાટે બેસી વ્યાપાર કરિયે
ક્ષક્ષા રે ક્ષમા આપણું ભૂષણ ગણિયે.
ત્રત્રા રે ત્રણ લોકનો નાથ સમરિયે.
જ્ઞજ્ઞા રે જ્ઞાનથી વાત વિચારી કરિયે.

*

[ સિરોહીથી મેળવેલા ‘ કક્કાગીત ’નું બીજું પાઠાન્તર ‘ ચતુરાઈની રીત ’ એ મથાળાથી ‘ મોટી મહેન ’ (૧૯૨૩) નામની ગિજુભાઈ તથા જુગતરામ પંડ્યાની સંયુક્ત રચેલી ચોપડીમાં સંગ્રહેલું છે.

તેમાં કંઈક અર્વાચીન ઉમેરા જેવું લાગે છે : તે સરખાવવા માટે અહીં ઉતારું છું. આ ' કક્કા 'માં ' ઙ ' તથા ' ઞ ' જેવા અનુનાસિકો માટે લીટીઓ નથી. ]

૪૭૧

કક્કા રે કામ કરતાં વિલંબ ન કીજે : એ ચતુરાઈની રીત
ખખ્ખા રે ખોટા બોલ ન બોલિયે. „
ગગ્ગા રે ગૌબ્રાહ્મણની સેવા કરિયે. „
ઘઘ્ઘા રે ઘરમાં સૌથી સંપી રહિયે. „
ચચ્ચા રે ચોરી ચાડી ન કરિયે. „
છછ્છા રે છાની વાત છતરાઈ ન કરિયે. „
જજ્જા રે જોરાવરથી જેર ન થઈયે. „
ઝઝ્ઝા રે ઝાઝાં ઝાડ ઉછેરિયે. „
ટટ્ટા રે ટોળીમાંથી જુદા ન પડિયે. „
ઠઠ્ઠા રે ઠાલેરી ઠકરાઈ ન કરિયે „
ડડ્ડા રે ડાહ્યા જનની સોબત કરિયે. „
ઢઢ્ઢા રે ઢોર ઉપર દયા લાવિયે. „
તત્તા રે તોછડ બોલે વાત ન કરિયે. „
થથ્થા રે થાંથા થઈને કામ ન કરિયે. „
દદ્દા રે દોષ કરતાં દિલમાં ડરિયે. „
ધદ્ધા રે ધર્મ કરતાં પાછું ન જોઈએ. „
નન્ના રે નારાયણની સેવા કરિયે „
પપ્પા રે પાડોશી સાથે વેર ન કરિયે. „
ફફ્ફા રે ફૂલણજી થઈને નવ ફરિયે. „
બબ્બા રે બાપની સામે બોલી ન કરિયે. „

ભભ્ભા રે ભાઈભાંડુને ત્રાસ ન દઈયે : એ ચતુરાઈની રીત
મમ્મા રે માબાપની સેવા કરિયે. ,,
યય્યા રે યાત્રા કરીને પાવન થઈયે. ,,
રરા રે રણે ચડયા પાછા નવ હઠિયે. ,,
લલ્લા રે લક્ષણ બત્રીશે શીખી લઈયે. ,,
વવ્વા રે વેરીને પણ નવ છેતરિયે. ,,
શશ્શા રે શઠ પ્રત્યે પણ સાચા રહિયે. ,,
સસ્સા રે સંયમ પાળી કામ જ કરિયે. ,,
હહ્હા રે હસતાં હસતાં વાત ન કરિયે—એ ચતુરાઈની રીત.

*

### ૪૭૨. પાટલા–નિશાળના કક્કો

સંગ્રાહક : મધુભાઈ પટેલ

કક્કો કેવેરો
ખખ્ખો ખાજેલો
ગગ્ગા ગોરી ગાય વિયાઈ
ઘઘ્ઘે ઘૂંટણ માયરુ જાય
ચચ્ચાજીની ચોપડી
છદિયા વદિયા પોટલો
જજ્જે વાણિયો
ઝઝ્ઝાજીની પડી ખોટ
ટટ્ટા પારી આણી ખૂટ
ઠઠ્ઠે ગિયુ ગાડું
ડહારામ દિવેટિયો
ઢન ઢન ઢોલિયો

નન્નો પૂરેલિયો
પપ્પા પૂરી પાટે
ફફ્ફે પગલું જોતું જાય
બબ્બામાની ચાંદરણી
ભભ્ભે ભીડ ભાંગી
મામે પાળ બાંધી
યા પેટે આંકેલો
લે રે લશ્કર તાલમાર
વવા વાળું વાશીદું
સસ્સા ફૂટે મળિયો
પાપુ બે ફાડિયો
હા હાં[1] ના બે પગ
આ-ઉ-ને ઐ....ઓ
કક્કો પૂરો થઈ઼ઓ !

*

## ૪૭૩. શ્રીનાથજીની ઘોડી

સંગ્રાહક : મધુકાન્તા ચંદુલાલ ચોકસી

શ્રીનાથજીની ઘોડી, ત્રણ પગે ખોડી,
એક પગે હાલેચાલે, પાતાળમાંથી પાણી કાઢે,
એ પાણીનો કાવો સીજે, માબાપના પગ ધોઈ પીજે,
માબાપે તો આપી શીખ, માબાપની સૌનાની શીખ,
શીખે વળગ્યા તબોળી, તબોળી ભાઈ તબોળી,

---

[1] સસલા.

તમ્બોળીના ઊંચા વેલા, રાત પડે ગુજરાતી ચેલા,
નિશાળિયા છે ત્રણુસેં સાઠ, એ તો ભણુવા બેઠા પાઠ,
એક નિશાળિયો રૂડો, સરસ્વતીએ માગ્યો ચૂડો,
ચૂડો પહેર્યો હાથે, સરસ્વતી બેઠાં પાટે,
પાટે વળગ્યા મોર, લાખ સવાના મોર,
મોર ગયા છે ચરવા, સરસ્વતી બેઠાં ભણુવા,
ભણીગણીને નીચે ઊતર્યાં, સો સો ઘોડા લેઈ ઊતર્યા,
એક ઘોડુ પાછળ પડ્યું, ચાબુક મારી આગળ કર્યું,
એ ઘોડાનું શું શું મૂલ, સો ટકે સોનાનું મૂલ,
સો ટકાને શુ કરે, વિદ્યા હોય તો રાજ કરે,
લીલી ટોપી નીખારી, ના ભણે તે ભીખારી,
ભણે ગણે તે નામું લખે, ના ભણે તે દીવો ધરે.

卐

## ભીલોમાં પ્રચલિત ઉખાણાં

સંગ્રાહક : લાલચંદભાઈ ધૂળાભાઈ નીનામા

૪૭૪. હળકો[1] હોટો[2] હુપારીનો ભર્યો રે વેવાયો[3]
મારી રે ઓળખામણી ઓળખો રે, ઓળખો.

(વાંસની ગાંઠ)

૪૭૫. અડી મૈનાની સોરીને થયો રે સોરો,
વેવાયો મારી રે ઓળખામણી ઓળખો.

(મકાઈનો દોડો)

૪૭૬. વગર ધોયાની અસ્તરી રે વેવાયો,
મારી રે ઓળખામણી ઓળખો રે.

(કૂકડી)

૪૭૭. હો ગઠો વાંહડો રે વેવાયો, ઓળખો રે,
વેવાયો ઓળખો. (દાભ, દર્ભ)

૪૭૮. નદી રે કિનારે કેવડો રે વેવાયો,
એ ઓળખામણી ઓળખો રે.

(ડુંગળો)

૪૭૯. અમણી[4] ખમણી[5] મા કુંવારી બેટી પરણી સાલી?

(નદી)

---

૧. સીધો. ૨. સોટો. ૩. વેવાઈઓ. ૪. નાનો વહેળો. ૫. મોટો વહેળો

૪૮૦. નદી બાંદુ નીર બાંદુ, બાંદુ નવ દાંડી, નદીને ઘેડે
સાર ટાપરાં[1] તેમાં સે રૂડુ ગામ, ત્યાંસે અકલ
કુંવારી સોરી તેને થાયા સાર સોરા એ હું ?

(મકાઈનો છોડ ને દોડો)

૪૮૧. કડ કડ કાગદ બોલે મસરૂ[2] ઝોલાં ખાય,
કે જો રે રાણા–રાવને હું[3] જનાવર જાય.

(વરસાદની ગર્જના)

૪૮૨. રાતી માટલી ને સળીનો ડાટો[4]

(મરચું)

૪૮૩. હળી જેવડુ થોડ[5] ને ખળા જેવું ફૂલ.

(માછલાં પકડવાની જાળ)

૪૮૪. ઝરી[6] એવું ઝુમકું વરી[7] જેવું પાન,
નથી વાઢે[8] રાણાજી ઉનાળે આવહે કામ !

(બરુ)

૪૮૫. થડ થડાથુંમ[9] ડાળઘટાલૂંમ,[10] એનો બાહ[11]
હુકો લટ્ટ, એની આઈ લીલી કસ, એનાં પોરિયાં
રાતા સટ્ટ. (ખજૂરીનું ઝાડ અને એનાં ફળ)

૪૮૬. માંય[12] સાંમકું[13] ને બારતુ[14] માહ[15]

(શુંદર)

---

૧. ઝુંપડાં. ૨. વાદળાં. ૩. શું. ૪. બૂચ. ૫. થડ. ૬. ચમર. ૭. પાતળું. ૮. કાપતું. ૯. ગાંઠોવાળું. ૧૦. ગીચોગીચ. ૧૧. બાપ. ૧૨. અંદરના ભાગ. ૧૩. છાલ. ૧૪. બહાર. ૧૫. માંસ.

૪૮૭. ભીંતમાં ભીંત પસીતમાં પાણી
(નાળિયેર)

૪૮૮ અહીં ડાટી તહીં ડાટી વસમાં ડોહી ડાટી.
(તલવાર)

૪૮૯. કુ ગોર[1] ઉપેરથી ડોણુ ગગડીયુ ને પોરિયાં રાજી થયાં.
(ચુલીનું રાધેલું હાંડલું ચૂલા ઉપરથી ઉતારવું)

૪૯૦. તેલ[2] એતરી[3] તળાવડી, તેમાં બધા જનાવર પાણી પીવે,
પણ પક્ષી જનાવર પાણી ની પીવે !
(આંચળ)

૪૯૧. પહેલુ ફળ ને પછી ફૂલ.
(સીમળ)

૪૯૨ ડોણુ વિયાયુ હાટકુ ને હાટકું વિયાયુ પાડુ.
(ઇંડુ)

૪૯૩. ફટકગાય ઊડણુ વાછરડી
(ગોફણ)

૪૯૪. અતર ફોડુ પથ્થર ફોડું, ફોડું સીસમ જાળા,
પડે ખૂદે કે નોબત બાજી, આયા મલકના રાજા.
(વરસાદ)

૪૯૫ હરીથી, ભરીથી હવા લાખ મોતીથી જડીથી
લાલાજીકા બાગમાં લીલો લકોટો ઓડકે ખડી થી
(મકી, મકાઈ)

---

૧. ચૂલો. ૨. તલ. ૩. એટલી

૪૯૬. સાલ કી ચતુર બોલકી મીઠી બુંકી હાર
મસૂરકી ટીકી – વાહ, વાહ રંગ રાધિકા,
રાવેકા આજકી રાત જંગલમાં સૂની.
(ટિટોડી)

૪૯૭ બે જણા બેઠા તેના ૨૨ કાન.
(ચાર સૂરજ)

૪૯૮. આઠે હીંગળ બારે પીંગળ, ચાર ચક્કરમાં દો તૂરી.
(આમળો)

૪૯૯. થામક શુમક થાળી જેસા પાન, કેસર સરકા રગ,
સૂવર સરખી દાતેડી ઉસકા ફુલા કાળા.
( કેસૂડી)

૫૦૦ પાંચ પીપળા મડમ તળાઈ ને[1] ઓળખે તેનો
બા[2] ધનો માળી. (હાથ)

૫૦૧ કાળી સાપેર હેઠળ સાર ડોકળા.
(ભેંસના આંચળ)

૫૦૨. કાળી કૂકડી ને પીળુ માહ. (મધ)

૫૦૩. નાનકડી ડુંગરી ઈપેર સોરુ ઠેકી ઠેકી રમે.
(અસ્રો)

૫૦૪. ગોગડું[3] વાણિયું, ગોગડું[4] પેટ, ઝૂંપડી ઘાલી ઝાટવા હેઠ.
(સસલું)

---

૧. ન. ૨. બાપ. ૩ ઠીંગણુ. ૪. મોટુ.

૫૦૫ કાળી કુત્તી રગ–બગ તીન માથા દશ બગ. (કોશ)

૫૦૬. નાનહીક જનાવરી રાજા ભેગી જમે (માખી)

૫૦૭ નાનહીક સોરી ભૂરિયું પેટ કયા ભય ઓરી ચણાને ખેત (કામઠી)

૫ ૮ વાંકીસૂકી કોતેડી ને હુદુ પાણી જાય. (તીર–કામઠી)

૫૦૯ મા પહેલી બેટી[1] પરણી ગઈ. (નદી)

૫૧૦ નાનહીક સોરીને પોહ[2] ભર્યા વેડલા. (ચણા)

૫૧૧. ચાર આંગળાંની સોડી તેના બાર ઘડયા, બાગેડા તેરસેની ઘડી લાંટ, ઉગરતીના આરા ઘડયા તણુસે ને સાઠ. (૧૨ મેઘ ૧૩ વીજળી અને તારા)

૫૧૨. બાજરી વાવતાં બગદ ખોવાયો—બાજરી ઊગી તે ન જડયુ, નીંદી તે ન જડયું, વાડીફૂટી તે ન જડયુ મસળી ઉડાડી તે ન જડયું, તોલી તે ન જડયુ, બાજરી દળી તો ન જડી, લોટમાં ન જડયુ, રોટાવાળી રોટો કરવી હતી ત્યારે ચૂલા પાસે બેડુ બેડું વાગોળતું જડયું. (કલેડું ઉતાર્યા પછી તણુખા માલૂમ પડે છે તે)

૫૧૩. ખાંડી ગાય આખો માળ ચરી ગઈ (દાતરડુ)

૫૧૪. અમરો બોકડો ઘેર ખણે. (કેકડો)

---

૧. વહેલો. ૨. પોરા.

૫૧૫ આવતી લાલી જાતી લાલી પગથાણીયે પગ
 દેતી લાલી. (ચડસ)

૫૧૬. નાનહીક રૂખડી ગરી ગરીને ઢગ વળી જાય.
 (ચારણી)

૫૧૭ નાનહીક રૂખડી મણાસો ધાન ખાઈ ગઈ. (ઘંટી)

૫૧૮. સાર ભાઈ હલણપલણિયા, એક ભાઈ માંય
 મારણજી, બે ભાઈ લટપટિયા, ભાઈ બે હુકા હાલા.
 (બળદ)

૫૧૯ ખૂટી ઉપર ખેતી કરી ને બાર મૈના ખાદી.
 (ચાકડો)

૫૨૦ હોઠ પકડીને જાય અને પેટ પકડીને આવે.
 (માટલું)

૫૨૧ કુંવારી મારે ને પરણેલીને પંપાળે.
 (કુંભાર કાચા વાસણને ટીપે ને પાકે ત્યારે
 તેને હાથથી તપાસે)

૫૨૨. આખા ખેતરમાં બે પૂંજા. (સૂરજ—ચાંદો)

૫૨૩. એક તળાવમાં એક વાટકો—તે બૂડે નૈ, ને તરે નૈ.
 (સૂરજ)

૫૨૪. ધોળાં ધોળાં ઊઠી ગયાં ને કાળાં કાળાં બેસી રહ્યાં.
 (છાણ)

૫૨૫ ધોળું વેરે ને કાળું ભેગું કરે (દિવસ ને રાત)

૫૨૬. નર ઉપર નર, નરના હાથમાં નારી, નારીમાંથી

નર છૂટયાં જઈને લીલાને વાગ્યો. (માળાનો રખવાળ)

૫૨૭. એક બૈરીને સોકરું થયુ. તે સોકરાને કમરની નીચેનો ભાગ ને મળે–તે બૈરી દીકરી દીકરી કરી રડે. (ગળાની ગાંઠવાળી)

૫૨૮. કેરી નથી પણ ફળ છે, વડલા જેવું પાન, બકરી નથી પણ દૂધ. (આકડો અને તેના દોડા)

૫૨૯. અસક બગલી રાતી સાંસ, ઈંડાં મેલે તાકડી પાંસ. (ઊંટ)

૫૩૦. આઠ પગી ઊંટડીને મોરાં[1] ઉપર પૂંછડી. (ત્રાજવાં)

૫૩૧. સમારની સોરી પાણી ભરે, સુથારની સોરી વાટ પાડે. (ચડસ)

૫૩૨. ધોળો ઘોડો વાડ કૂદી જાય. (રાખ)

૫૩૩ લીલુડી ઘોડી અડવા દે પણ સડવા નેં દે. (થોર)

૫૩૪. એક ઝૂંપડીમાં બતરી બાવા. (દાંત)

૫૩૫. નાનહીક ઝૂંપડીમાં રતનબાઈ રમે. (જીભ)

૫૩૬. પંદર બાવાને પાંસ પાનિયાં, તેમને એક એક મળ્યું. (ઘરનાં સરાં)

૫૩૭. બાપબેટાનું એક નામ, લબડતાનું જુદું નામ. (ડાળી)

૫૩૮. બાપનું માથું વાડે ને બેટો કિકિયારી કરે. (શણ)

---

૧. પીઠ.

૫૩૯. કુંવારી હતી તાં વેર[1] ખાદું, ને ઘેર કર્યું તરાં મેલ દેદુ. (કોહો)

૫૪૦. વેથનું[2] ઘાલે ને, ઘડીનું હલાવે. (દાતણ)

૫૪૧. તલના કણ જેટલું જનાવર, સાડા ત્રણ મણની દે[3] હલાવે. (કીડી)

૫૪૨. પાંસ પીપળા વસમાં તળાઈ. (હથેળી)

૫૪૩. પાંચ હાથ પાગડી ને ૫૦ હાથ સુંગુ.[4] (દિવતા=ધુમાડો)

૫૪૪. બાવો બાવો બળી ગયો ને બાવાની લંગોટી રહી ગઈ. (વાટ=રસ્તો)

૫૪૫. ડુંગરે ડુંગરે ભૂત બાકળા વાવે. (બકરીની લીંડીઓ)

૫૪૬. એક માણસ બધા દિવસ આખો રોટલો ખાય, પછી ફાડ ખાય છે. (ચંદ્ર)

૫૪૭. એક વડ એના બારે ભડ, એના તણુસે સાઠ પળ. (વરસ)

૫૪૮. એક જળ, જળ ઉપર થંભ, થંભ ઉપર ચક્કર, ચક્કર ઉપર લીલ, લીલ ઉપર લાલી. (હુક્કો)

૫૪૯. એક ભાઈ સડે ને એક ભાઈ ઊતરે. (રોટલો)

૫૫૦. નાની હરકી દરબણી દરબ દરબ કરે ને હીરા-મોતી ગરે. (ઘંટી)

---

૧. સુધી. ૨. વેંત. ૩. દેહ. ૪. ઊગ્યું.

૫૫૧. ઉદે વાટકે દહીં લટકે. (કપાસ)

૫૫૨ થાળી ભરેલું સુરમું તને નં ખવાય ને મને ને ખવાય. (મીઠું)

૫૫૩ હુકા વનમાં કુંકડી કુલા હેકે. (કલેડુ, તાવડી)

૫૫૪ બાર બાર હાથનું ચીભડું ને તેર હાથનું બી, એ સું? (મોભ)

૫૫૫. હુકે લાકડે હોલી ટહુકે. (કુહાડી)

૫૫૬ ગાંઠિયો ગોદો ને ટીટિયે નાથ. (કોશેટો)

૫૫૭. બહે ઉદાં ને બહે સતાં. (નળિયા)

૫૫૮. એક પાઘડીએ બે ભાઈ બંધાય. (બળદ બાંધવાનું દોરડું)

૫૫૯. આળિયામાં ગોપાળિયો રમે. (જીભ)

૫૬૦. ડુંગરિયે ડુંગરિયે ટીટિયું રમે. (અગ્રો)

૫૬૧ મારી આઈ ગોદડીમાં ભરાઈ રહી અને તારી આઈ દાંત કાડે. (જુવાર-મકાઈ)

૫૬૨. દોઈ નાઠી ને કુએ વાંહે પડયો. (સોય-દોરો)

૫૬૩ ધોળા કૂવામાં ભૂરુ પાણી. (નાળિયેર)

૫૬૪. ધોળો વાંદરો ને લીલું પૂસડું. (કાંદો)

૫૬૫ હળકો હાથ ને માણીનું[1] માથુ. (કોષ)

૫૬૬. નાની સોરી ફરી ફરી નાસે. (સાવરણી)

---

૧. મોટું.

૫૬૭. અગેળ કાળો નાગ રમતો આવે ને ધમેણું ધમતી આવે ને એક માખ મારણિયુ. (હાથી)

૫૬૮. પેલી ગી પેલી, હેલી આવે હેલી. (નજર)

૫૬૯. ડુ ગોરાઓમાં ગાય વિયાઈ ને નખે નખે બળી ખાદી.[1] (ટિંબરવાં)

૫૭૦. હમક ઢાલો બે પાહ[2] પોલો. (મહુડું)

૫૭૧. બધાં ઝાડ કપાય પણ એક ઝાડ ની કપાય. (પડછાયો)

૫૭૨ અહીં જાય તહીં જાય લીંડકી લટકાવતી જાય. (તાળું)

૫૭૩. ભૂરો ગોદો ને પેટમાં દાંત. (કોળું)

૫૭૪ કોર વગરનું પાંદડું રાજા ભોજ કરે વસ્યાર. (કાંદાનું પાંદડું)

૫૭૫ રાતાને લેવા ગ્યો ને ભાલ્યે ધમકાચો. (બોરાં લેવા ગયો તે કાટો વાગ્યો)

૫૭૬. બા[3] કે તે મળે ને આઈ કે તે નેં મળે—આઈ—બા. (હોઠ)

૫૭૭. તારી આઈને હરખલો હપકાવે. (કાંસકી અને વાળ)

૫૭૮. રોડબોડ ચાલે ને રૂંસ્કાળો કાડે. (દાતણ)

૫૭૯. કોતેડ કોતેડ કાળજાના કટકા. (જાંબુ)

---

૧. ખાધી. ૨. બાજુ. ૩. બાપ

૫૮૦ કોતેડ કોતેડ હથિયું ઢેકા તપાવે.
(દારૂ ગાળવાનુ હ ડલુ)

૫૮૧. લીલી પોહટી માળવે જાય ને પાસી આવે
(હુડો–પોપટ)

૫૮૨ લેહડે[1] બેહડે[2] મને ની સડાય તને ની સડાય.
(તલવાર)

૫૮૩ તેરપગો તે તરો નાઠો જાય ઊભી વાટ, ગણી
પૂસે રાજાને કયું જનાવર જાય ? (ગાડુ)

૫૮૪. કાળી ગાય કલે ગો ગોદો ઢમ પાદે નખ્ખોદ જાય
(બદૂક)

૫૮૫. દેત ને લે જાઉ, દેત લે જાઉં. (ગાહેણુ–રુમાર)

૫૮૬ બારહે બારણાં તેરહે ખૂટા, ગાય સે મારકણી
દૂધ સે મીઠુ. (મોદ = મધ))

૫૮૭. વાહેણે વાહેણે દહીના પડિયા. (કૂણા)

૫૮૮ નાનહીક બારીને થૂક દેને મારી (સોયદોરા)

૫૮૯ ઊબો થાય અમેળાય નદીયે ઉગળવા જાય.
સેર બજાર સામડા વેસાય હાડકાના દીવા બળે.
(હુણ–શણ)

૫૯૦ એકને દાણુ હોની ખબર લું (રધાયેલા ચોખા)

૫૯૧ બે ભાઈ મળુ મળુ કરે, પુણ મળાય ની.
(બરડા) (ભીંતો)

---

१ लपसणे २. झाड.

૫૯૨. એક દન હું મારે ઘેર ગ્યોતો. વાટમાં એક ડાહાને ઉસેડતા તા. બીજે દન હું વળતો આયો, તર તી ડાહો જીવતો બેઠો તો. (મધપૂડો)

૫૯૩ ફરતી ફૂદી પાળ બાંદે. (ઘટી)

૫૯૪ આખી ઊંટ નીકળી ગઈ ને પૂસડે ભિડાઈ. (સોયદોરો)

૫૯૫ હોળ સે ખેતમાં, ગોદો ગાયના પેટમાં, હાળી હી સે ઝોળીમાં. (શિંગોડાં કાઢનાર)

૫૯૬ ધોળો ઉદર લીલી પુંસ, ની આવડે તી તાર આઈ ને પૂસ. (મૂળો)

૫૯૭ નાનહુંક પોરિયુ કેડેડ બાંદીને ડુંગરી ઉપેર પડ્યું. (ઘાસનો પૂળો)

૫૯૮ આખો હાગડો[1] બળી ગયો પુણ[2] સીમટી રાખોડા ની થાયો. (દીવો)

૫૯૯. આટખાટ લાકડી વસમાં ભમ્મર જાળી, ની આવડે તો તારો બા ભુમો માળી. (ખાટલો)

૬૦૦. હરગમાં ઘેહળો ને ભોંય પડે ઈંડાં. (મહુડા)

૬૦૧ આકાસમાં માયું ડગરુ ને ભોંય આંતેડાં. (વડની વડવાઈ)

૬૦૨ ઊંસી મામી ને એક દાંત. (જુવારનું કણુસલું)

---

૧. સાગનું ઝાડ. ૨. પણ.

૬૦૩. બાહેર જાઉં માંય જાઉ પાવડી ઉપેર પોગ મૂકતો જાઉં. (ઉંબર)

૬૦૪. પોગ વાડીને ઝાડે સડ્યો. (ખાસડાં ઉતારીને)

૬૦૫ કાળી કૂતરી ને ગળામાં કાબરી, જાય રત્નાપુર પાદરી. (બંદૂક)

૬૦૬. ધોળા કૂવામાં ધોળો પાપી. (નાળિયેળ)

૬૦૭ ગોરિયા ગોદાને લાકડાની નાથ. (બંદૂક)

૬૦૮ દરિયામા દોરો નાખ્યો કોરો ખટ. (હુકામાંના પાણીમાંથી નીકળેલો ધુમાડો)

૬૦૯. એક પોરિયુ ઘેરથી રડતું રડતું પાણી પીવા જાય; રડતું રડતું ઘેર આવે. (કણુહેટ)

૬૧૦. એક પાડાને બાર ભેલે'.[1] (રાકુડિયો=રાફડો)

૬૧૧. સાંદા સૂરજનું સાક કરું, તારાંનો વગાર કરુ, જમીન ઉપેર જમનાર કુણ ? (કૂતરો)

૬૧૨. એક આદમી આયો, સોરીને પુસ્યું, 'સોરી તારો બા કા ગ્યો ?' 'મારા બા તો ગાંઠે ગરદન ને ગુ ખાવા ગ્યો.' 'અન તાર આઈ કાં ગઈ ?' 'દમડો લે ને રસી લેવા ગઈ.' 'અન તારો ભાઈ કાં ગ્યો ?' 'પડી તેને ખડી કરવા ગ્યો.' 'અન તાર ધણી કાં ગ્યો ?' 'એકના બે કરવા ગ્યો' 'અન તું હું કરેસે ?' 'હું એકને હાઉં ને સોની ખબર લું.'

---

1. દર.

૧. બાપ પૈસા લઈને દારૂ પીવા ગયો.
૨. આઈ બજારમાં સામાન લેવા ગઈ.
૩. ભાઈ પડેલી વાડને સુધારવા ગયો.
૪. ધણી કમાવા ગયો.
૫. પોતે ચોખા રાંધે છે, એક કણને દાબે છે અને બધાંની ખબર કરે છે.

૬૧૩. ધોળું ખેતર ને કાળું બીજ ને વાવનારો ગાતો જાય ગીત. (ચોપડીમાંનું લખેલું બોલવું.)

૬૧૪. નાનકુંક[1] સોરું રાજાની પાગડી ઉતરાવે. (જૂ)

૬૧૫. નાનકીક હીતી તાં વેર ના કીદું, જુવાન થાઈને હતાઈ ગઈ, ડુકી[2] થાઈને પૈણી. (કેરી)

૬૧૬. ભગળ્યાં સીતરાં સે પુણ બાવો નથી, ડાડીસે પુણ બરમા નથી, આખે સે પુણ સહાદેવ નથી. (નારિયેળ)

૬૧૭. એક કેરીના સ્યાર ભાગ પાડ્યા, સ્યાર ને સ્યાર જણાયે ખાદા, બદાંને જુદો જુદો હવાદ લાગ્યો. (દૂધ, દહી, ઘી, છાશ)

૬૧૮. એક જનાવરી અરડ તેની સાંસ ભુલે સરડ, તેનું માથું મઠદાલ, તેની પુંસડી પદર હાથ. (ચડસ ને નાડી )

૬૧૯. હડાક[3] મુનકુ,[4] જુડોક[5] પુંસડું, મરેત માહમાં, ને જીવેત સારમાં. (ઘોડો)

---

૧. નાનું. ૨. ડોસી. ૩. પાતળું. ૪. આધુ. ૫. સાવરણી.

૬૨૦. હો જણિયાં ને પાંસ ભાઈ બથાવી રીયા.
(સરાં ને વળિયો)

૬૨૧. થર બલાડીને ઊભા કાન. (થાંભલો)

૬૨૨. મથોલેનો[1] પાડો, અખોલાવાળાએ[2] ભાળ્યો, હથોલાવાળાએ[3] હાદો, નખુલાવાળાએ[4] માર્યો. (જૂ)

૬૨૩. નાનહીક સુરી, રમઝમ કરતી મેલાંમાં સડી જાય.
(વાલોળિયો)

૬૨૪. ગોદા ગોદા બેઠેલાને [5]રાહ રાહ વીંણી ખાય.
(કોળા)

૬૨૫. સ્યાર[6] ઢાહા[7] એવા કે દન ઊગે ને પસીત વાંહે બાદી મેલે, ને રાત પડે ને સરવા સોડે.
(કાપડાની કસો)

૬૨૬. નાનહીક સુરીને બત્તરી લૂગડાં. (મકાઈનો ડોડો)

૬૨૭. નાનહીક સુરીને ઘાઘરી પેરાવીને ઢકે ભુખી[8] દે.
(ચલમ)

૬૨૮. સ્યાર પગો સસરપેટો,[9] નેં ઓળખે તે ગાંસાનો સોરો. (ખાટલો)

૬૨૯. બાઠિયા ગોદાને બાર નાથેં. (ઢાલ)

૬૩૦. વગર પાહળાંનો ભુકડો. (પાણીમાંની જળો)

---

૧. માથુ. ૨. આંખો ૩. હાથ. ૪. નખ. ૫. દારૂ. ૬. ચાર ૭. બળદ. ૮. બરચી. ૯. પાતળો.

૬૩૧. થાંદલે થોક, ઝાળુવે મોર, કાળી ગામે જાય ને
 કેરી લાગી. (ઘઉં)

૬૩૨. બે ભાઈ એક ઢંકે બેઠે. (બાવળનો કાંટો)

૬૩૩. નાનહીક જનાવરી પુસડે પાણી પીવે. (ચીમનીની દિવેટ)

૬૩૪. કાળી જનાવરી બાંગેડે[1] ને હાંમાંવાળું[2] મરે.
 (બંદૂક)

૬૩૫. ડુંગોરે ડુંગોરે અડદના ભારા ગગડે. (રીંછ)

૬૩૬. એક જનાવરી એવી કે તેનું માથું વાડે તે ની
 મરે, પુણ સામઠી ઉસેડે તે મરી જાય.
 (શાળ, ડાંગર)

૬૩૭. બીજ વગરનું ફળ. (કેળું)

૬૩૮. એક સાપેર હેઠ હવાહો તકડાં. (માછલાં)

૬૩૯. ડીબરી ઘૂડીને ઉડણુ વસેરાં. (કામઠી ને રોબડો)

૬૪૦. ઝોઝળો[3] ડોહો બે વાટેં સાલે. (ગાડુ)

૬૪૧. એક ઐંચર તાણુ ઘાઘરા પેરે ને તેર નાડા બાંદે.
 (તીર)

૬૪૨. નાનહીક સુરીનો હાંજે[4] જલમ થાયો, પાસલી
 રાતે પણાવી, દન ઊગતાં વળાવી. (હોળી)

૬૪૩. હુનેની હળી દીપડે રળી. (સોય)

૬૪૪. હુકેલા તળાવમાં[5] હોલા ભભડે. (ધાણી)

૧. અવાજ કરે. ૨. સામેનું. ૩. ધરડો. ૪. સાંજે. ૫. કડેડું.

૬૪૫. હેઠુળ રાતુ રાતુ, ઉપેર કાળુ કાળુ, તીની ઉપેર ધોળું ધોળું, ધોળા ઉપેર ધસધસિયા રાજા. (રોટલો)

૬૪૬. એક ઐરીને તળમૂડિયું સોરું થાયું, ઉજાડમાં સિયાળ આવી તે કેડમાંથી ખાઈ ગી. (ગળાની ગાંઠ)

૬૪૭. આખો દન ગાંગરે પાણી આવે બંદ થાય. (કાહેટ)

૬૪૮. પરોણુને ઓકડી આલી ઓકડીનું માંહ ખાઈ ગ્યા તે સામડું સરતું ફરે. (મધ)

૬૪૯. બારહેં વાંહલા તેરહેં વીંજણીથી એક ઝાડ તનથું નેં કપાયું, મનથું નેં કપાયું. (છાંયો)

卐

## ભીલોમાં પ્રચલિત કહેવતો

સંગ્રાહક : લાલચંદભાઈ ધૂળાભાઈ નીનામા

૬૫૦. મળવાના હાહા[1] ને હાહરે હંદેસા.

૬૫૧. ઊઠ બૂહા[2] કૂટ.

૬૫૨. આવી મળવા ને બહાડી દળવા.

૬૫૩. અગેળ[3] હાય[4] તો ખાંડી, ને વાંહેળ[5] હાય તો બાંડી.

૬૫૪. ટકે[6] આવી ટેગડી[7] ને બખેં[8] આવી ડાંગ.

૬૫૫. ટોટામાં ટોટો ને ખા બેટા ઘી ને રોટો.

૬૫૬. ઊંટ પાદે ને અધર જાય.

૬૫૭. ડામોર કેમ નબળા, તો ડામોરની કરડાઈ એ.

૬૫૮. મન હોય તો માળવે જવાય.

૬૫૯. બાપનો કૂવો પાંણી પીવાનો, કંઈ બૂડી મરવાનો થોડો ?

૬૬૦. બાહુ તેવા બેટા ને વડ તેવા ટેટા.

૬૬૧. ઘેરનાં સોરાં ઘંટી સાંટે ને પારકાંને આંટો.

૬૬૨. આંદળી દળે ને કૂતરી ખાય.

૬૬૩. આખી રાતની ઘંટી માંડી ને ઢાંકણીમાં ઓહાર્યું.[9]

૬૬૪. ઢાંકણીમાં પાણી લી ને બૂડી મર.

૬૬૫. ઠાઈ હાહરે ની જાય ને ગાંડીને સીખામુંણ આલે.

---

૧. સાંસા. ૨. ઘાકા. ૩. આગળ. ૪. પહેલે. ૫. પાછળ. ૬. લગડી. ૭. કૂતરી. ૮. જોરથી. ૯. વાળ્યું.

૬૬૬ પલકાંણીના પાંસ ને નવલીના નો.

૬૬૭ ઉતાવળી હાત ફેરા ખાય.

૬૬૮ પટેલ હગે તાં વાહાર ની પડાય.

૬૬૯ પોતાની આઈને ડાંકણ કોઈ ની કે.

૬૭૦ ઓરની[1] આઈ ઓરને વખાણે.

૬૭૧. કાં રાજા ભોજ ને કાં ગાંગો તીલી.

૬૭૨ સોરાં બુને[2] સાહ ની પીવાય.

૬૭૩ હલ્યા વગર હાળ ની ખંડાય.

૬૭૪ નાસવું[3] ની તીને આંગણું વાંકું.

૬૭૫ વના મનની મળવા દોડી ને ટોડલે ભટકાઈ.

૬૭૬ સોરની હાંડલી સીકે ની સડે.

૬૭૭ હો દન હાહુના[4] ને એક દન વહુનો.

૬૭૮ બા તેવા બેટા, આઈ તેવી દીકરી ને ઘડો તેવી ઠીકરી.

૬૭૯ નાસવા બેડી ને ઘુમટો હાનો ?

૬૮૦. કૂતરાની પુસડી વાંકી તી વાંકી.

૬૮૧. એક દન બાંમુણ બોકડો ખાય, કંઈ ઘડી ઘડી થોડો ?

૬૮૨ કોઈક દન બલાડી ઘી સાટે.[5]

૬૮૩ દુદનો દાજ્યો સા ફુંકીને પીવે.

૬૮૪ કૂતરુ તાણે ગામ ભણી ને હિયાળ[6] તાણે હીમ[7] ભણી.

---

૧. વરની ૨ થી. ૩ નાચવું. ૪. સાસુના ૫. ચાટે. ૬. શિયાળ. ૭. સીમ.

૬૮૫. હુતી કૂતરીને હળી કરવી. ( સૂતેલી કૂતરીને જગાડવી )

૬૮૬. હુતાને[1] ડાડ હોળ[2]

૬૮૭. જોગીભાઈને જાળે વાહ, જાણું બળ્યું અગેરો[3] વાહ.

૬૮૮. ભર્યે તળાવે તરહે[4] મર્યો.

૬૮૯ જાને જાવું, પાને ખાવું લોય હુવું, ભુખરાણું[5] થાવું.

૬૯૦. એખલી[6] કૂતરી ઘટી સાટે કી લાંહવા જાય?

૬૯૧. સાલવાના[7] હાહા ને ગોદડાના ભારો[8]

૬૯૨. ગૈડાં ગાડાં વાળે.

૬૯૩. કીડી સણે[9] ને તીતેર ખાય.

૬૯૪. કાકાને બાબા હીરીના[10] હગા.

૬૯૫ ધરમની ગાયના દાંત ગણવા.

૬૯૬ ગાંડા ને પેટમાં દાંત.

૬૯૭ રોતી રોતી ગી ને મરલાની ખબર લાવી.

૬૯૮. ઉબે લાકડે વેહ ની પડે.

૬૯૯. પોતે મર્યા વગર હરગે ની જવાય.

૭૦૦. પોતાની કોહડી પોતાના પોગ ઉપેર મારી.

૭૦૧. પાપ જાય ને પાવલુ વદે.

૭૦૨ ખનાર પીનાર તીને રાંમ દેનાર.

---

૧. જુહાને. ૨. હળ. ૩ અગારો. ૪. તરસે. ૫. ધૂળવાળું. ૬. એક. ૭. ચાલવાના. ૮. બોજો. ૯. સમજ કરે. ૧૦. રોરી.

૭૦૩. મન સંગા તો કહરોટમાં ગંગા.

૭૦૪. વાગનો[1] મારેલો હિયાળને હાત[2] પડચો.

૭૦૫ તોડ તામડ[3] દઈનું હાડલું.

૭૦૬. ગરજે ગદેડાને બા કેવો પડે

૭૦૭. ખોટા બેટા રાવળે[4] કમાય.

૭૦૮. પારકે સીતરે[5] ઘોબી લાડો.

૭૦૯. વગર પુતનું પુત કરવું.

૭૧૦. પાણી પેલાં પાળ બાંધવી.

૭૧૧ ભેહ ભાગોળે, સાહ સાગોળે, ને ઘરમાં ધમાધમ

૭૧૨ સોરું કોસોરું થાય પુણ માવતર કોમાવતર કદી ની થાય

૭૧૩ ગળામાં કાંઠી[6] ને માસલાં મારવા બેઠી.

૭૧૪. ગળામાં માળા ને માહ[7] ખાવાના સાળા.[8]

૭૧૫. ખાખરાની ખીલોડી હાકરનો હવાદ હું જાણે ?

૭૧૬. તું રાંણી, હું રાંણી, સુલામાં કુંણ નાખે સાંણી.

૭૧૭. હાતમાં ની મળે અડકી ને હાટ જાવા પડકી.

૭૧૮. મોટા એતરા ખોટા.

૭૧૯. દૂબળાંની રાદેલી ખીર કુણ ખાય ?

૭૨૦. માંગ્યા વગર મા ની આલે.

૭૨૧. હરેફરે તી સરે ને બાંધ્યો ભુકે મરે.

---

૧. વાઘનો. ૨. હાથ. ૩. બે ચરુ. ૪. પારકે ઘેર. ૫. ચીંથરે (લૂગડે). ૬. કંઠી ૭. માંસ. ૮. ચાળા.

૭૨૨. સોરની[1] કબલી[2] કદી ની ભરાય.

૭૨૩. સોરની આઈ[3] કોઠીમાં મોં રાખીને રડે.

૭૨૪. ડુંગોર બળે તે દનિયાં ભાળે, પણ પેટ બળે ત કુંણુ ભાળે?

૭૨૫. દરિયામાં દવાડ[4] પડી ને ઘાંણી ઘોડું વિયાઈ–તેલું થાયું.

૭૨૬. પોતાને કૂતરાં સાંટે[5] ને બીજાને કે ઉરાવજે.[6]

૭૨૭. બળતાંમાં એક પૂળો વધારે નાખે.

૭૨૮. ભલભલા હારી ગ્યા ને ઢોલી કે હું પાર ઉતારું.

૭૨૯. વાંદરીને નાળિયેર મળ્યું તેર[7] ગગડાવે.

૭૩૦ વાવે તીવું લણે ને કરે તીવું પામે.

૭૩૧. શકંમાં કોદરા ની ભળે.

૭૩૨. ઓહિયાળીને આંગણે પૂંજો.

૭૩૩. વાડ સીબડાં ગળે તો કુંને કે.

૭૩૪. વાડનો વેલો વાડ ભણી જ વળે.

૭૩૫. કરગેંટાની[8] રોહડી વાડ હુદી.

૭૩૬. ખિલોડી દોડી દોડીને ખાંખરે સડે.

૭૩૭. મન માળવે ને કરમમાં કાંટા.

૭૩૮. ભલીભૂંડી વાત બયેર અગાડી ની કરવી.

૭૩૯. રાજને પસવાડે[9], પણ અગવાડે[10] ની.

૭૪૦. કૈથા જાવું તો બે જીવ જાવું–એકથી બે ભલા.

---

૧. ગોર. ૨. વાસની કોઠી. ૩. મા. ૪. દવ. ૫. ચાટે. ૬. હાકજે. ૭. ત્યારે. ૮. કાચડો. ૯. પાછળ. ૧૦. આગળ.

૭૮૦. જેવા હાતેં તેવા.

૭૮૧. એક દરામાં રેવું ને મંગોર હાતેં ભુંડાઈ

૭૮૨. વાણિયાના વિવા ને કલાળ નીદરેં. મરે.

૭૮૩ હોમાં સીતો[1] એક હોય ને હોમાં હુરો એક હોય.

૭૮૪ ખાય બીજાનું, ને ગાય બીજાનું.

૭૮૫ ખાય તાં ઠીકરી ફોડે—ખાય તાં ખોદે.

૭૮૬. વીરો ગૂરે વીવે માંજલે અને ખુન ગૂરે વારે તેવારે.

૭૮૭. ગાજે તેવો વરહે.

૭૮૮. જોગીને ઝુંહરાં કાંથાં.

૭૮૯. દયાની આઈને ડાકેંણુ ખાય.

૭૯૦. નમે તી હૌને ગમે.

૭૯૧ ખાવાં તેવાં ગાવાં.

૭૯૨. ટટીક પોદ્દીયાન,[2] શોબડો[3] ભારી.

૭૯૩. આપડી તે બાપડી ને પારકી તે અળખામણી.

૭૯૪. ઘેરની મૂરગી દાળ બરાબર.

૭૯૫. ભણ્યો પુંણ ગણ્યો ની.

૭૯૬. વાણિયાને ઢેકે ફોડી નીકળે ત પપોળી પપોળી થાકે.

૭૯૭. હુંગર્યો હાપ પણ કાંમ લાગે.

૭૯૮. હાતભાઈનો હંઇયારો ભુદારભાઈની કોહ ની મળી પોહે.

૭૯૯. ઘણી કરી રાજા રાવુંણને ભારે પડી.

---

૧. આળસુ. ૨. પક્ષી. ૩. વાંસની આંડનું તીર.

૮૦૦. દીવા નીસે અંધારું.

૮૦૧. આવડે ની ને પાવડે ની ને તાવડામાં ઘેહ[1] ઘાલે.

૮૦૨. જાણે ની ને વીણે ની ને લાડાનો ભુવો થાય.

૮૦૩. ધણીની નજર ત્યાં સોરની નજર.

૮૦૪. સીંડે[2] સરકે[3] તી સોર.

૮૦૫. માને તો દેવ નીત પહાંણ.

૮૦૬. પાવલાની પાડી ને બાર આના સરાઈ.[4]

૮૦૭. નવરી બેઠી નખોદ વાળે.

૮૦૮. સાર[5] દનની સાંદીણી.[6]

૮૦૯. ઊંટ મરે તર મારવાડ ભણી મોં ફેરવે.

૮૧૦. નાને મોહેં મોટી વાત.

૮૧૧. એખલે વાણિયે હાટ ની પડે.

૮૧૨. એક હાથે તાળી ની પડે.

૮૧૩. મુંદો મુસલમાન.

૮૧૪. ઝાડિયાવાળી રી ગઈ ને કાપડિયાવાળીને પડી.

૮૧૫. હાંડિયાં માંડિયાં લડાયાં ને સીંગાળીનું સીંગ ભાંગ્યું.

૮૧૬. વગર પાંખોની મેલવી.

૮૧૭. ટાડા પોરની હાંકવી.

૮૧૮. અકલ બડી કે ભેંહ બડી.

૮૧૯. આઈ હું વાલી ખાઈ વાલી.

૧. ઘેંશ. ૨. છોડે. ૩. નજરે પડે. ૪. ચરાઈ. ૫. ચાર. ૬. ચાંદની.

૮૨૦. ખુલે તેનાં બોરાં વેસાય, ને બોલાય તેની ભાજી ની વેસાય.
૮૨૧. લકાની લાઠી ને ઘુઘેનો લાડો.
૮૨૨ રામ રાખે તેને કુણ મારે
૮૨૩ પસ તા પરમેસેર.
૮૨૪ નામ મોટાં, દર્શન ખોટાં.
૮૨૫. સત હોય તે સાદેણું[1] દેખાય
૮૨૬. લાગ્યું તીર નઈ તો તુકો.
૮૨૭ અન તેવા ઓડકાર.
૮૨૮ હાત તેવો હંગાત.
૮૨૯ પાડાને વાકે પખાલીને ડામ.
૮૩૦ મોટા હાતે કરે તે મરે તે ની, પુણ માંદો થાય.
૮૩૧. હીયે તેવું હોઠે.
૮૩૨ હોઠ બહાર ગીત કોટ બહાર.
૮૩૩ લેખ ઉપર મેખ ની મરાય.
૮૩૪ ગામનો તે કામનો.
૮૩૫ બે ઘેરનો પરોણો ભૂખે મરે.
૮૩૬. ઉજ્જોડ ગામમાં એરંડો પરધાન
૮૩૭. પરહેવાનુ[2] તી ખરુ.
૮૩૮. લોભને થોભ ની હોય

૧. ચાદની. ૨. પરસેવાનું

૮૩૯ તેજીને ટકોરો ને ગંદેડા ને ડીફણાં.

૮૪૦ હમજે તીના હાંટા ની હમજે તીના ભાઠા.

૮૪૧. પુત્રનાં લખણ પારણામા ને વઉનાં લખણ બારણામાં.

૮૪૨ પગ કાડયો તાથો કાડયો.

૮૪૩ જેને મેલી લાજ તેને નાનું હરખુ રાજ.

૮૪૪. જીવ્યા તાં ગામ અને મર્યા તાં મહાંણ.

૮૪૫. થાય તેવા થઈએ તો ગામ વસે રીયે.

૮૪૬ પાપીને ચોહરા[1] ને ધર્મીને ધક્કા.

૮૪૭ ધણી કરે થોડા હારુ.

૮૪૮ વાગીને વાટલે આવે.

૮૪૯. સાઠી બુદ્દી નાઠી.

૮૫૦. ધણી વગર ધરાણાં હુના.

૮૫૧ ડાગ મારેલું પાણી નાણું થોડું થાય?

૮૫૨. વેતનુ હાત

૮૫૩ હાથની પાંસે આંગળી હરકી નથી

૮૫૪. આંગળી વાંકી વાળ્યા વગર ઘી ની નીકળે.

૮૫૫. હલ્યા વગર મોંમાં ની ભરાય.

૮૫૬. એક દન ઘી ખાદે કાં જિંદગી નીકળે?

૮૫૭ હો દન સોરના તોં એક દન ધણીનો.

૮૫૮ તેલના તરે ને ઘીના ડૂબે.

---

૧ કોઠી ભરી ધાન.

૮૨૦. ભુલે તેનાં ભોરાં વેસાય, ને ભોલાય તેની ભાજી વેસાય.

૮૨૧. લકાની લાડી ને ઘુઘેનો લાડો.

૮૨૨. રામ રાખે તેને કુણ મારે

૮૨૩ પસ તાં પરમેસેર.

૮૨૪ નામ મોટાં, દર્શન ખોટાં.

૮૨૫. સત હોય તે સાદેણે[1] દેખાય.

૮૨૬. લાગ્યું તીર નઈ તો તુકો.

૮૨૭ અન તેવા ઓડકાર.

૮૨૮ હાત તેવો હંગાત.

૮૨૯. પાડાને વાંકે પખાલીને ડામ.

૮૩૦. મોટાં હાતે કરે તે મરે તે ની, પુણ માંદો થાય.

૮૩૧. હીયે તેવું હોઠે.

૮૩૨. હોઠ ખહાર ગીત કોટ ખહાર.

૮૩૩. લેખ ઉપર મેખ ની મરાય.

૮૩૪. ગામનો તે કામનો.

૮૩૫ બે ઘેરનો પરોણો ભૂખે મરે.

૮૩૬. ઉજ્જડ ગામમાં એરંડો પરધાન.

૮૩૭. પરહેવાનુ[2] તી ખરુ.

૮૩૮. લોભને થોભ ની હોય

---

૧. ચાંદની. ૨. પરસેવાનું.

૮૩૯. તેજીને ટકોરો ને ગદ્દેડા ને ડીફણાં.

૮૪૦. હુમજે તીના હાંટા ની હુમજે, તીના ભાઠા.

૮૪૧. પુત્રનાં લખણ પારણામાં ને વઉનાં લખણ બારણામાં.

૮૪૨. પગ કાડ્યો તાંથો કાડ્યો.

૮૪૩. જેને મેલી લાજ તેને નાનું હરખું રાજ.

૮૪૪. જીવ્યા તાં ગામ અને મર્યા તાં મહાંણ.

૮૪૫. થાય તેવા થઈએ તો ગામ વસે રીયેં.

૮૪૬. પાપીને પોહરા[1] ને ધર્મીને ધક્કા.

૮૪૭. ધણી કરે થોડા હારુ.

૮૪૮. વાગીને વાટલે આવે.

૮૪૯. સાઠી બુદ્દી નાઠી.

૮૫૦. ધણી વગર ધરાણ્યાં હુનાં.

૮૫૧. ડાંગ મારેલુ પાણી નાણું થોડું થાય?

૮૫૨. વેંતનું હાત.

૮૫૩. હાથની પાંસે આંગળી હરકી નથી.

૮૫૪. આંગળી વાંકી વાળ્યા વગર ઘી ની નીકળે.

૮૫૫. હલ્યા વગર મોંમાં ની ભરાય.

૮૫૬. એક દન ઘી ખાદે કાં જિંદગી નીકળે?

૮૫૭. હો દન સોરના તો એક દન ધણીનો.

૮૫૮. તેલના તરે ને ઘીના ડૂબે.

---

[1]. ફાડી ભરી ધાન.

૮૫૯. ધાન પારકું, પેટ થોડું પારકુ ?

૮૬૦. હાહુને કેતાં વઉને હીક આવે.

૮૬૧. આડને જોઈ ને ઝટકો મરાય.

૮૬૨ મારુ ભૂધું ને કર હીદું.

૮૬૩. આઈનું તે ઠેકાણું ની ને હુમજી કે હું હાતે આવું.

૮૬૪ તાણુ તેરે ને વાત વેરે.

૮૬૫. ભાત સોડવો પુણ[1] હાલ[2] ની સોડવો.

૮૬૬. પાલાને ભાળીને માલો પણુચો.

૮૬૭ હગો કોઈ નો હગો નથી.

૮૬૮. હઉની ગત તેમ વઉની.

૮૬૯ કાણી ગાયનો નાળો[3] ગોહો (રસ્તો).

૮૭૦. હરાડીને[4] વાંહે ખુડી[5] પડે.

૮૭૧. નાહટી ઘુડીને પેલાં પલાણું.

૮૭૨. ગારામાં ગદેડો[6] હાંડ.[7]

૮૭૩. કર્યા તી કામનાં.

૮૭૪. આગ લાગે ને કૂવો ખણુવે.

૮૭૫. પરોણા આયા ને દળવા બેઠી.

૮૭૬. પાતળા ભાળીને કરવું ની, ને જાડા ભાળીને ડરવું ની.

૮૭૭. વતાડવાના બીજા ને ચાવવાના બીજા.

૮૭૮. અલાની રીહ બલા ઉપેર ઉતારવી.

---

૧. પણ. ૨. સગાય. ૩. નાળો; ઝરો. ૪. ફરે હરાયુ ઢોર. ૫. હઅડી.
૬. ગધેડો. ૭. સાંઢ.

૮૭૯. ગૂમડું ફૂટ્યું, વૈદ વેરી.
૮૮૦. ભૈશંની બુદ્ધી પગની પાની હુદી.
૮૮૧. હાંડલીમાં વે તે સાટવામાં આવે.
૮૮૨. ધનજીને ઘેર ધીંગાણાં ને મનજી ઘેર પેડાં.
૮૮૩. સીનનો સાઉકાર.
૮૮૪. ઘાસીના[1] બળદને ગુંદરું[2] કાંથું[3] ?
૮૮૫. કુંભાર ભાંગેલી હાંડલી વાપરે.
૮૮૬. સોરનો ભાઈ ઘટીસોર.
૮૮૭. વાંજણીને જણ્યાની હું ખબર ?
૮૮૮. ઘોડો દોડે ને અહવારને હાની ફકર ?
૮૮૯. તી તુમડાં ને તી રીંગણાં.
૮૯૦. આઈનો તે આઈનો ને માહીનો તે માહીનો.
૮૯૧. ભાદરવાંનો એક પોગ ભાગે તાં હું ખોટ પડે ?
૮૯૨. ભરોહાની ભેંહ પાડો વિયાઈ.
૮૯૩. દોરી બળી દોરીનો આમળો થોડો બળ્યો ?
૮૯૪. ભૂખ્યો સપાઈ ઘેર બાળે.
૮૯૫. અગાહ[4] ફાટે તે કાં થીગળું દેવું ?
૮૯૬. થોડ ટાણુ, ફળ કાંથું ?
૮૯૭. ઘેરનો ને ઘેરનો ખૂટો વાંકો જાય.
૮૯૮. ઝુંટી[5] ઝાંપા હુદી ની નબે[6].

૧. ઘાંચીના ૨. ગોદરુ. ૩. ક્યાંથી. ૪. આકાશ. ૫. જૂઠ. ૬. નભે.

૮૯૯. હુરગનો હુંગાતી કુણુ થાય ?

૯૦૦. આઈ બા જનમ આલે સે, કઈ કરમ થોડાં આલે ?

૯૦૧. અતની ઉફાંદી[1] ની કામની.

૯૦૨ ઇને મોતરે[2] થોડા દીવા બળે ?

૯૦૩ ઉકેડા ખોળે તે ઠીકરાનો હું કાળ ?

૯૦૪ અજાણ્યો ન આંદળો.[3]

૯૦૫ પારકી રાબડી ને અવળી પાગડી

૯૦૬ મારીને મુસલમાન કરવા.

૯૦૭ ભણ્યા ગણ્યા નામુ લખે, ને અણુભણ્યા દીવો ધરે

卐

---

૧. તોફાન. ૨. પેશાબે. ૩. આપમોર.

# ૯૦૮. કચ્છની સાત વીસું સતીઓ

**સંગ્રાહક : દુલેરાય કારાણી**

વ્રજવાણીની આહેરાણીઓ ઢોલીના ઢોલ પર ઘેલી બની હતી. ઢોલ પર ઢોલીના હાથની થાપ પડતી, કે આહેરાણીઓનાં હૈયાં ઊછળી નીકળતાં. ગોકુળની ગોપીઓ જેમ કનૈયાની બંસી પર ઘેલીતૂર હતી, તેમ વ્રજવાણીની આહેરાણીઓ ઢોલીના ઢોલ પર દીવાની હતી. ઢોલનો અવાજ કાન પર પડતાં એમનાં હૈયાં હાથમાં રહેતાં નહિ ભર ઊંઘમાંથી પણ એ ઝબકીને જાગી ઊઠતી રડતાં છોકરાંને છોડી દઈને એકશ્વાસે એ ઢોલના બજવયા પાસે પહોંચી જતી. ઢોલ પર પડતી દાંડીની કડકડાટી કાને આવતાં ગાયોભેંસોને દોહી રહેલી આહેરાણીઓ દૂધની તાંબડીને ભોંય પર પછાડીને ભાગવા લાગતી. સંગીતના તાનમાં તરબોળ બનેલી વ્રજવાણીની વનિતાઓને ઢોલીના ઢોલની કંઈ અજબ લેહ લાગી હતી. જે જ્યાં સાંભળતી તે ત્યાં જ રાસના રંગમાં આવી જતી. એક જ ચોટે ઢોલી પાસે પહોંચી જઈને જ્યારે તે રાસની રમઝટમાં જામી જતી ત્યારે જ જંપતી.

ઢોલનો બજાવનાર ઢોલી વ્રજવાણી ગામનો એક લંગો હતો. ઢોલની તાલીમ એને ગળથૂથીમાંથી જ મળેલી હતી એ પણ રાતદિવસ ઢોલના તાલમાં જ તલ્લીન રહેતો. એની સાધના પણ અદ્દભુત હતી. એણે પોતાનું તમામ જીવન ઢોલના તાન પર કુરબાન કર્યું હતું. બાલપણથી જ એને ઢોલની બોલી પર અજબ જેવો પ્રેમ બંધાઈ ગયો હતો. આખા જગતમાં એનો એક જ મિત્ર હતો : અને એ એનો ઢોલ. ઢોલ સિવાય એનું કોઈ સગું-વહાલું પણ ન હતું એના હાથમાંની ઢોલ બજાવવાની દાંડી એને મન ત્રિલોકના રાજદંડ સમાન હતી. ઢોલ પાસેથી એ જાત જાતની બોલી બોલાવી શકતો. એ હસતો, ત્યારે એનો ઢોલ પણ હસતો અને એ રડતો, ત્યારે એનો ઢોલ પણ રડી ઊઠતો. એની દાંડી

ઢોલ પર પડતી ત્યારે એ તમામ દુનિયાને ભૂલી જતો. ખાવુંપીવું પણ ભૂલી જતો. ગતદિવસ પણ ભૂલી જતો. એ એની અવાજની દુનિયામાં જ મસ્ત રહેતો. એની મસ્તી અજબ હતી વિશ્વના વિલાસો અને વાસનાઓ એને સ્પર્શ પણ કરી શકતાં નહિ. આ જગતની એકે વસ્તુ પ્રત્યે એને આકર્ષણ ન હતું. હા, એક એના ઢોલ સિવાય. એ જગતમાં રહેતો હોવા છતાં એનાથી પર હતો. એક યોગી જેટલો જ ઉદાસીન હતો. એની તમામ સંપત્તિનો સમાવેશ પણ એક એના ઢોલમાં જ થઈ જતો. ઢોલ અને ઢોલની દાંડી પાસે એને મન આખી દુનિયાની દોલત તુચ્છ હતી. એ હતો તો લંગો, પણ એક ત્યાગી હતો—વૈરાગી હતો. એનો ઢોલ એનો ભગવાન હતો અને એ એનો પરમ ભક્ત હતો. ઢોલ–ભગવાનનું ભજન કરતાં એ કદી થાકતો નહિ—કંટાળતો નહિ એની આખી દુનિયા એક એના ઢોલમાં સમાઈ જતી હતી.

અને એના ઢોલમાં જે મહા શક્તિ ઘૂઘવતી હતી તેનું કારણ એ હતું કે એ ઢોલના ધ્વનિ પાછળ એના ત્યાગનું અદ્‌ભુત બળ ભીડ્યું હતું એની દાંડીમાં અનાસક્તિ યોગની તાકાત હતી. આ અમોઘ શક્તિએ જ મજવાણીની આહેરાણીઓને ઘેલી બનાવી હતી.

અક્ષય તૃતીયાના પવિત્ર તહેવારની મનોહર સવાર હતી. મજવાણીના સુંદર સરોવરના કિનારે ઊભેલા વિશાળ વડલાઓની ઊંચી ઊંચી ડાળીઓમાં હીંચકા બાંધીને ગામના તમામ યુવાનો અને નાનાં મોટાં બાળકો આજે હીંચવાનો આનંદ માણી રહ્યા હતા અખાત્રીજ એટલે જાણે હીંચકાનો જ તહેવાર. ગ્રામ્ય પ્રજા માટે અખાત્રીજ એક મહાન ઉત્સવ મનાય છે આ અવસરે વસંત ઋતુ પણ ખીલેલી હોવાથી લોકહૃદયો આનંદસાગરમાં તરબોળ બનેલાં હોય છે એ દિવસે ગામડાં તો જાણે ઘેલાં બને છે.

મજવાણી એ કચ્છના વાગડ વિભાગમાં એક નાનું ગામડું છે. આજથી પાંચસે વર્ષ પર મજવાણીમાં આહેરોની પુષ્કળ વસતી હતી

આહેર લોકો ગાયો, ભેંસો વગેરે વિપુલ પશુધનના માલિક હતા ઘી–દૂધની તો એમને ત્યાં છોળો ઊછળતી. ઘી, દૂધ અને માખણના સતત સેવનથી એમનાં શરીર માંસલ અને મસ્ત બન્યાં હતાં. એમના શરીરમાં ઊછળી રહેલી મસ્તી આજે અખાત્રીજના દિવસે બહાર ઊભરાઈ આવતી સ્પષ્ટ દૃષ્ટિગોચર થતી હતી કેટલાક યુવાનો મલ્લકુસ્તી લડવામાં મશગૂલ હતા. કેટલાક સાવજ અને ચિત્તાની જેમ એકબીજાને બાઝીને બથ્થ લડવાના દાવપેચ લગાવી રહ્યા હતા. કેટલાક ઊંટ, ઘોડા અને ગાડાંની દોડમાં દીવાના બન્યા હતા. કેટલાક જુદી જુદી જાતના ફૂદકા લગાવવાની શરતો જમાવી રહ્યા હતા. આખું બજવાણી ગામ આજે આનંદસાગરમાં ઝૂલી રહ્યું હતું ગામની પાદરે જાણે એક મોટો મેળો મચી રહ્યો હતો. નાનામોટાં તમામ માણસો પોતાના અંતરનો આનંદ વિધવિધ પ્રકારે વ્યક્ત કરી રહ્યા હતાં. લોકોના ઉત્સાહનો આજે પાર ન હતો.

અક્ષયતૃતીયા એટલે આવતા વર્ષના શુકન જોવાનો દિવસ. આજે વહેલી સવાર સૂર્ય ઊગતા પહેલાં ગામના ચતુર આહેરો સીમમાં જઈને વાયુના અવલોકનથી આવતા વર્ષના શ્રીકાર વરસાદના શુભ શુકન જોઈ આવ્યા હતા. આ ખુશખબરની વધામણી ઘેર ઘેર પહોંચી ગયેલી હોવાથી લોકોનો ઉત્સાહ આજે માતો ન હતો.

આજે આખા ગામના આહેરો હમેશ મુજબ મીઠા વાજિયા ઘઉંની રોટલી અને ગોળમાણાનું ભોજન કરીને ગામ બહાર નીકળી પડ્યા હતા સૌ કોઈ આજના ઉત્સવનો આનંદ માણવા આતુર બન્યાં હતાં. એક તરફ આહેર યુવાનો જુદી જુદી જાતની મર્દાનગીભરી રમતો રમી રહ્યા હતા, ત્યારે બીજી તરફ આહેરણીઓ રાસની રમઝટ બોલાવી રહી હતી.

આજે તો ઢોલી પણ કંઈ અજબ તોફાને ચડ્યો હતો. એના ઢોલની થાપ આહેરાણીઓના અંતર વીંધીને આરપાર નીકળી જતી હતી. એની દાંડીની કાકડાટી દશે દિશાઓને ગગડાવી રહી હતી વ્રજ-

વાણીની આહેરાણીઓ આજે ઢોલીના ઢોલ પર મસ્તાની બની હતી. ઢોલની થાપ એમને જેટલાં પગલાં ભરાવતી હતી, તેટલાં પગલાં એ ભરતી હતી. એમની ગતિનો વેગ પણ ઢોલના તાલ પ્રમાણે જ વધતો હતો અને ઘટતો હતો. ઢોલની દાંડી ઘડીકમાં ચલતીની ચાલ પકડતી અને ઘડીકમાં ધીમી પડતી હતી. રાસ રમતી રમણીઓની ગતિ પણ ઢોલના ધ્વનિનું અનાયાસે અનુકરણ કરતી હતી. ઢોલની થાપ જ્યારે ફેરફૂદડી ફરવાનો ધ્વનિ પકડતી, ત્યારે તમામ રાસ રમનારી રમણીઓ એની સાથે જ ફૂદડી ફરી જતી. હાથીદાંતના જાડા ચૂડલાવાળા એમના હાથની તાળીઓ પણ ઢોલના અવાજ સાથે રમઝટ મચાવતી દૂર દૂર સુધી સંભળાતી હતી. એમના પગનો ઠમકો ઢોલની દાંડી પ્રમાણે જ ઠમકતો હતો. પગે પહેરેલાં કાંબી–કડલાંનો મીઠો રણકાર વાતાવરણમાં કંઈ અજબ માધુર્ય રેડતો જતો હતો. આહેરાણીઓ આજે ઢોલીના ઢોલ પર મંત્ર-મુગ્ધ બની હતી. દીપકની આસપાસ ચક્કર લગાવતા પતંગો જેમ દીવાના બને તેમ આહેરાણીઓ ઢોલની આસપાસ દીવાની બની હતી. આહેરાણીઓ ઢોલી પર ઝૂલી રહી હતી, ઢોલી ઢોલ પર ઝૂલી રહ્યો હતો. દુનિયાની અન્ય એક વાત અહીં અસ્તિત્વ ધરાવતી ન હતી. જંગલનાં ઝાડવાં પણ આજે અહીં રાસની રમઝટ જોવામાં જાણે લીન બન્યાં હતાં. જોબનવંતી યુવાન આહેર સુંદરીઓની સુંદર દેહલતાઓ ઢોલીની આસપાસ ફરફર ફૂદડી ફરી રહી હતી. કમળના પુષ્પની આસપાસ ભમરાઓ ગુંજાર કરી ઊડે તેમ વજવાણીની આહેરાણીઓ આજે ઢોલીના ઢોલની આસપાસ મીઠા ગુંજારવ કરતી ફરી રહી હતી. એમનાં પગલાંમાં આજે વીજળી જેવી તરલતા આવી ગઈ હતી. એમનાં વદન પર આજે જાણે ચંદ્રમાની ચાંદની પોતાના શીતળ મધુર તેજ સાથે ચડી બેઠી હતી. તારા–ટપકીવાળાં જાડાં પણ સુઘડ વસ્ત્રો આ સુંદરીઓના સૌન્દર્યને અનેક ગણું ચમકાવી રહ્યાં હતાં. વજવાણી ગામની સુંદરીઓની સુંદરતા આજે જાણે રમણે ચડી હતી.

ગામના આહેર યુવાનો પણ પોતપોતાની રમતગમતને છોડી દઈને રાસડાની રમઝટ જોવા માટે આ રમણીવૃંદ પાસે આવી પહોંચ્યા હતા. વાટે ચાલતા વટેમાર્ગુઓ પણ પોતાનાં કામોને ભૂલી જઈને ઘડીભર અહીં જ અટકી જતા હતા.

સાંજ પડી. ગાયો–ભેંસો ઘાસચારો ચરીને સીમમાંથી પાછી આવી. વટેમાર્ગુઓ વીખરાઈ ગયા. તમામ આહેરો પણ પોતપોતાને ઘેર પહોંચી ગયા. રહી, માત્ર રાસના રસસાગરમાં મસ્તાન બનેલી રાસ–રમણીઓ. ઢોલના તાન પર ગુલતાન બનેલી આ આહેરસુંદરીઓ કુંજડીઓના વૃંદ જેવા તીણા કંઠે જંગલ અને ઝાડીને ગજાવતી રાસડાની રમઝટ બોલાવી રહી હતી.

જરા વધુ સમય વ્યતીત થયો. ગાયો–ભેંસોને દોહવાનો વખત પણ થઈ ગયો. વાછરડાં ભાંભરવા લાગ્યાં. પાડરાં બરાડવા લાગ્યાં. ગાયો–ભેંસો પણ અકળાઈને પોકાર કરવા લાગી. ધણ–ધણિયાણીને બોલાવતી ઊંચે અવાજે "ભાં–ભાં ! ભાં–ભાં !" કરવા લાગી. પરંતુ એમની પીઠે હાથ ફેરવનાર અને એમને દોહનાર આહેર યુવતીઓ તો આજે રાસની રસ-મસ્તીમાં એટલી રસ–મસ્ત બની ગઈ હતી કે પશુધનની સાથે એમનાં પોતાનાં પેટનાં બાળકોને પણ વીસરી ગઈ હતી.

સૂરજ આથમી ગયો. વૈશાખી તૃતીયાની વંકડી ચંદ્રરેખા આકાશને ઓવારે ચમકી ઊઠી અને વનની વનદેવીઓ સમી આહેર રમણીઓને રાસ રમતી જોવા માટે આકાશમાં ઘડીભર અટકી ગઈ.

રસરંગમાં રંગાયેલી આ કોકિલકંઠી કામનીઓના રંગરાગનો ઝટ અંત આવે એવું ન જણાતાં આકાશની ચંદ્રરેખા પણ પોતાની ઝાંખી ચાંદનીને સહેલી લઈને આખરે ચાલતી થઈ. વાળુ કરવાનો વખત પણ વીતી ગયો. રડતાં બાળકો રડી રડીને આખરે ભૂખ્યાંતરસ્યાં ઊંઘી ગયા. આમ છતાં એકેય આહેરસુંદરી રાસડાની રંગતમાંથી ઊંચું માથું પણ કરી શકી નહિ. જંગલને મંગલ બનાવતી આ રસરમણીઓ આજે આખા જગતને જાણે ભૂલી ગઈ હતી. ઢોલીના ઢોલે આજે એમના પર

કંઈ જાદુઈ ભૂરકી છાંટી હતી. મજવાણીનો ઢોલીડો આજે મજવિહારી કાન જેવો કામણગારો બન્યો હતો એની શક્તિ આજે ઝગકી ઊઠી હતી—ખીલી ઊઠી હતી. આ જાદુગરે આજે મજવાણીની મનોહર મુગ્ધાઓ પર અજબ જેવુ જદુ કર્યું હતું એ જાદુના જોરમાં તમામ આહેરાણીઓ આજે એમના ઘરને અને ઘરધણીઓન પણ ભૂલી જવા પામી હતી.

જેમ જેમ ગત વધારે વીતતી જતી હતી તેમ તેમ ઢોલીના ઢોલમાં કંઇ ઔર મીઠાશ અને મોહિનીનો આવિર્ભાવ થતો જતો હતો આ મીઠાશ પર આજે મજવાણુની અહેરાણીઓ ભમરીઓની માફક ભમી રહી હતી

ઢોલી પોતે પણ આજે કંઈ અજબ તાનમા આવી ગયો હતો. એ પોતે પોતાને જ ભૂલી ગયો હતો વિશ્વનો તમામ વ્યવહાર આજે એનાથી દૂર પડી ગયો હતો ઢોલી અને ઢોલ એ બે આજે એકમેક અને એકાકાર બની ગયા હતા

અર્ધી રાત વીતી ગઈ આમ છતાં અહીં તો એ જ ઘડી ચાલતી હતી. પાદરે ઢોલીનો ઢોલ એક જ તાનમાં ધ્રૂસકી રહ્યો હતો. અહીંના અલૌકિક આનંદ પર પોતાની જાતને પણ ન્યોચ્છાવર કરી દેવા જાણે અધીરી બની હોય એવી આહેરાણીઓ આજે ઢોલીના ઢોલ પર એક જ તાલમાં ફરતી રહી હતી. આત્માના આ અદ્‌ભુત આનંદને ત્યાગીને ઘરની ઝંઝટમાં પડવાનો ખ્યાલ સુદ્ધાં કોઈને ન આવ્યો. અહીં તો હજુ એ જ પળ હતી. વ્રજવાણીએ આજે તો જાણે વ્રજભૂમિનો જ અવતાર ધારણ કર્યો હતો. ગોકુળનો કનૈયો જાણે ઢોલી બનીને વ્રજ-વાણીમાં આવી પહોંચ્યો હોય એવો ઘડીભર ભાસ થતો હતો. એણે આજે વ્રજવાણીની આહેરાણીઓને ગોકુળની ગોપીઓ પેઠે ઘેલી બનાવી હતી. રાતદિવસનું પણ આજે અહીં કોઈને ભાન રહ્યું ન હતું. મોરલીના મનોહર નાદ પર જેમ મણિધર ભાન ભૂલીને ડોલવા લાગે તેમ વ્રજ-વાણીની આહેરાણીઓ ઢોલીના ઢોલ પર ડોલી રહી હતી.

પ્રભાતનો ઉજાસ પૂર્વાકાશમાં પોતાનો પ્રકાશ પાથરવા લાગ્યો આમ છતાં આહેર રમણીઓનો ઉત્સાહ લેશ પણ ઓસર્યો હોય એવું દેખાતું ન હતું. એમનો તીણો અવાજ ગગનને ગજાવતો દશે દિશામાં ફેલાઈ રહ્યો હતો.

સવારને હવે વધુ વાર ન હતી ગાયો-ભેંસોને ફરી એક વાર દોહી લેવાનો વખત થઈ ગયો હતો. વાછરડાં અને પાડરાં ફરી ફરીને પાછાં ચોકારી ઊઠયાં હતાં. માતાને સાદ કરીને રડતાં રડતાં જ ઊંઘી ગયેલાં બાળકો પુનઃ જાગૃત થઈને ફરી એક વાર રુદન પર ચડી ગયાં હતાં વ્રજવાણીને ઘેર ઘેર ફરી પાછો કકળાટ ચાલુ થઈ ગયો હતો.

આહેરોની ધીરજ હવે ખૂટવા આવી. ઘરની અવ્યવસ્થાના કંટાળાએ હવે ક્રોધનું રૂપ પકડયું હતું એમના અંતરમાં શયતાને પ્રવેશ કર્યો. એમની આંખો લાલચોળ બની ગઈ. દ્વેષ અને વૈરનો ઊભરો એમના અંતરમાં ઊભરાવા લાગ્યો. વ્રજવાણીની ગૃહરાણીઓ આજે

એમની મટીને આ ઢોલીની બની ગઈ હોય એવું એમને સાફ સાફ દેખાવા લાગ્યુ. અદેખાઈની આગ એમના રોમેરોમમાં વ્યાપી ઊઠી.

તમામ આહેરો આજે વહેલી સવારે જ એકત્ર થઈ ગયા હતા. કેટલાક તો આખી રાતના જાગરણથી આંખો લાલ બનાવી આવ્યા હતા. કેટલાક એમનાં બાળકોને આખી રાત સમજાવીપટાવીને ત્રાસી ગયા હતા આ ઢોલી એમને આજે "અઠો અખરો" જણાયો. એમની સ્ત્રીઓ આ ઢોલી પાછળ આંધળીભીંત થઈ ગયેલી એમના જોવામાં આવી. આ ઢોલી સાથે હવે કેવી રીતે કામ લેવુ એના વિચારમાં એ બધા ઘેરાઈ ગયા હતા. આ જાદુગર એમની ભોળી ભામિનીઓને ભમાવી રહ્યો છે એવુ એમને લાગવા માંડ્યું. વિચાર કરતાં આખરે બધા એક નિર્ણય પર આવી ગયા. નિર્ણય, ભયંકર હતો. ઢોલીના કટકા કરી નાખવાનો !

સવારનું અજવાળું વધુ ને વધુ વધતું જતું હતું વૃંદાવનમાં રાસ રમતી ગોપિકાઓ સમી વ્રજવાણીની આહેરણીઓનાં દર્શન કરવા માટે સૂર્ય ભગવાન ત્વરિત ગતિએ ઊંચા ઊંચા થતા જતા હતા. પ્રભાતનાં ગાયક વનપંખીડાં પણ આ અપ્સરાઓ જેવી આહેરાણીઓના મધુર સ્વરો સાથે પોતના સ્વરની થોડી વાર હરીફાઈ ચલાવીને આખરે હાર કબૂલ કરી દૂર દૂરના વનપ્રદેશમાં ઊડી ગયાં હતાં. સરોવરનાં નીર શાન્ત પડી ગયાં હતાં. પવન પણ સ્થિર થઈ ગયો હતો. વનવગડાનાં ઝાડવાં પણ આ સ્વર્ગીય સંગીત શ્રવણ કરતાં પોતાનાં મસ્તકને મંદ મંદ ગતિએ ડોલાવતાં આફરીન પોકારી રહ્યાં હતાં તમામ કુદરત આ દિવ્ય દૃશ્યનાં દર્શન કરવામાં એકતાર બની ગઈ હતી. આ તરફ ઢોલી, ઢોલ અને આહેરાણીઓ પણ એકતાર અને એકાકાર હતાં.

આ સમયે કેટલાક આહેર યુવાનો પોતાના હાથમાં તલવારો વીંઝતા આવી પહોંચ્યા. એમના તરફ એક દૃષ્ટિ સુદ્ધાં ફેંકવાની અહીં કોઈને ફુરસદ જ ક્યાં હતી ? ઢોલને ઢમકારે મસ્ત બનેલો ઢોલી પોતાની

ચરતીના તાનમાં ઢોલ પર દાંડીની કડકડાટી બોલાવી રહ્યો હતો. વાંસળીના સુમધુર સરોદ પર જેમ મૃગલીઓ ડોલી રહે, તેમ આ આહેર રમણીઓ ઢોલીના ઢોલ પર ડોલી રહી હતી.

આહેર યુવાનો પોતાના હાથમાંની ખુલ્લી તલવારો સાથે હવે તો છેક નજદીક આવી પહોંચ્યા હતા. આમ છતાં એમના તરફ કોઈએ આંખ સરખી ઊંચી કરી નહિ. આ આખી રાસમંડળી જ્યાં પોતાને જ જોવાનું ભૂલી ગઈ હતી ત્યાં બીજા કોઈને જોવા કોણ નવરું હોય ? ઢોલીનું મસ્તક ઢોલના તાલ પર એકતાન બની ઝૂમી રહ્યું હતું.

આહેર યુવાનો તક સાધીને ઢોલીની લગોલગ આવી પહોંચ્યા. એક જ ઝટકે ઢોલ પર ઝૂમી રહેલા ઢોલીનું મસ્તક એમણે ઉડાવી દીધું.

આનંદની છોળો ઉછાળી રહેલા ઢોલીના મસ્તકમાંથી હવે ઉષ્ણ રક્તની છોળો ઊછળવા લાગી. માથું ઊડી જવા છતાં ઢોલીના હાથમાં રહેલી દાંડી હજુ તાલબદ્ધ ઢોલ પર પડતી રહી હતી. એના હાથની થાપ પણ ઢોલ પર એકસરખી પડતી જતી હતી. પણ આ ક્રિયા ઘણો વખત ટકી રહી નહિ. થોડી જ વારમાં એનો હાથ અને હાથમાંની દાંડી તાલનો નિયમ ચૂકી ગયાં. તાનમાં ભંગ પડતાં આહેરાણીઓએ એકીસાથે બેતાલ જતા ઢોલી પર દૃષ્ટિ ફેંકી. પણ અહીં તો ઢોલી જ ક્યાં હતો ? ઢોલીનું માથા વગરનું ધડ હજુ જેમનું તેમ બેઠું હતું. ઢોલીના હાથમાંની દાંડી હજુ ઢોલ બજાવી રહી હતી પણ એના અવાજનું હવે ઠેકાણું ન હતું. થોડી વાર આમ ચાલ્યા પછી ઢોલીનો હાથ અટકી ગયો. ઢોલ બંધ થયો. ઢોલીનું ધડ પણ ઢળી પડ્યું.

આકાશમાંથી જાણે વીજળી પડી. પર્વતના કોઈ ઉન્નત શિખર પર જાણે વજ્રનો પ્રહાર થયો. આહેરયુવતીઓ પથ્થરની પૂતળીઓ પેઠે સ્તબ્ધ બની ગઈ કે મળ કદલીઓનું કદલીવન ભયંકર વાવાઝોડાના ઝપાટાથી તૂટી પડે તેમ એક સો ને ચાળીસ આહેરયુવતીઓ પૃથ્વી પર પટકાઈ પડી. રંગમાં ભંગ પડ્યો. સમસ્ત કુદરતે એક કારમો નિશ્વાસ

નાખ્યો. આ ભયંકર કૃત્ય જોઈને સૂર્ય ભગવાન પણ જાણે કોપાયમાન થઈ ગયા હોય તેમ ઉગ્ર દેખાવા લાગ્યા. જંગલનાં ઝાડવાં પણ પોતાનાં પર્ણોરૂપી આંસુડાંને પૃથ્વી પર પાડતાં જાણે રડી ઊઠ્યાં.

ઢોલીના ઢોલ પર આખી રાત ઝઝૂમી રહેલી આહેરાણીઓ મૂર્છિત બનીને કેટલોક વખત ધરણી પર ઢળેલી રહી. જાગૃત થતાં જ ઢોલીના રુધિરરંજિત ધડ-મસ્તકનું બીભત્સ દૃશ્ય પુનઃ એમની આંખો સમક્ષ પ્રત્યક્ષ થયું. માથા વગરના ધડના હાથમાં રહેલી ઢોલીની દાંડી હજુ ન્હી રહીને ઊંચે ઊપડતી હતી અને નીચે પડતી હતી. બીજો હાથ જાણે ઢોલ પર થાપ લગાવતો હોય એમ હાલી રહ્યો હતો. દુનિયાથી દૂર થઈ ગયેલો ઢોલીનો આત્મા હજુ જાણે ઢોલ વગાડી રહ્યો હોય એમ એના વારંવાર ફરકતા હાથો પરથી જાણી શકાતું હતું.

આહેરાણીઓના અન્તરપટ પર પ્રેમનો પતંગી રંગ ચડેલો ન હતો. એમનાં હૃદય તો સ્નેહના સાચા રંગે રંગાઈ ગયાં હતાં. જેના ઢોલ પર જીવનભર આનંદ માણ્યો હતો, જેના ઢોલમાં દુનિયાનાં તમામ દુઃખોને દૂર કરવાની શક્તિ હતી એવા ઢોલીને આજે આ પરિસ્થિતિમાં પડતો મૂકીને મજવાણીની એકે આહેરાણી ઘરની જંજાળમાં જોડાવાને તૈયાર ન હતી. ઢોલીનું આ મૃત્યુ એમના અંતરમાં કારી ઘા કરતું એક વીંછીની માફક ખટકી રહ્યું હતું. આહેરાણીઓની આંખોમાંથી હવે ચોધાર આંસુડાં ચાલવા લાગ્યાં. ઢોલી એમના અંતરના જખમોને રૂઝાવનાર એક વૈદરાજ સમાન હતો. ઢોલી વગરનું એમનું જીવન એમને શૂન્ય જણાવા લાગ્યું.

આ સાત વીસુ સતીઓના શરીરે હવે સત ચડ્યું. આ તમામ આહેરાણીઓએ ઢોલી પાછળ અગ્નિ-સ્નાન કરવાનો દારુણ નિર્ણય કરી લીધો. મજવાણીની બાળી-ભોળી અબળાઓ આજે પથ્થર જેવી કઠેર બની બેઠી.

ઉતાવળા આહેરોને પણ હવે પોતાની ભૂલ સમજાઈ ખરી ! પરંતુ હવે તો અતિ મોડું થઈ ગયું હતું. અને ભૂલ સમજાતાં તે કંઈ થોડી જ સુધરી શકે છે ? હવે તો બધી બાજી હાથમાંથી નીકળી ગઈ હતી. સતીઓને ચડેલું સત હવે ઓસરી જાય એવી શક્યતા જ ન હતી.

ગામના પાદરે આવેલા સરોવરના કિનારે આ રાસરમતના મેદાનમાં જ મોટી મોટી ચિતાઓ ખડકાઈ ગઈ. અગ્નિ પ્રકટાવવામાં આવ્યો. એકસો ને ચાલીસ એટલે સાત વીસું આહેર સુંદરીઓ પોતાના પવિત્ર પ્રેમપાત્ર ઢોલી સહિત અગ્નિદેવની ગોદમાં સમાઈ ગઈ—ભસ્મીભૂત બની ગઈ.

વ્રજવાણી ગામ કચ્છ–વાગડમાં ગેડીથી બેલા જવાના રસ્તા પર રણને કિનારે આવેલું છે, અહીં સરોવરની બાજુમાં આવેલા વિશાળ મેદાનમાં ઊંચા ઊંચા પાળિયાઓ આજે પણ ઊભેલા દેખાય છે. વચ્ચોવચ ઢોલના નિશાનવાળો ઢોલીનો સૌથી ઊંચો પાળિયો ઊભો છે. એની આસપાસ ચારે તરફ આહેરાણીઓના પાળિયા કોટના કાંગરાની માફક આવેલા છે આ સ્થાન આજ પણ કોઈ ભસ્મીભૂત બનેલા સ્નેહસદન જેવું જણાય છે. આહેરોનું જૂનું વ્રજવાણી ગામ તો નાશ પામ્યું છે. આજનું વ્રજવાણી નવું વસાવેલું છે. આજે અહીં એક પણ આહેર વસતો નથી આહેરો વ્રજવાણીનું પાણી અગ્રાહ્ય કરી અહીંથી ઉચાળા ભરીને ઊપડી ગયા છે આ પ્રાંથળિયા આહેર કહેવાય છે, એનું કારણ એ કે વ્રજવાણી વાગડના પ્રાંથળ વિભાગમાં આવેલું છે ઢોલીની ખાંભી પર સંવત ૧૫૧૧ ના વૈશાખ સુદ ૪ ની મિતિ વાંચી શકાય છે આ સ્થાન આજે ઢોલીથરના નામે ઓળખાય છે

## ૯૦૯. માલો વેંડરો

સંપાદક પુષ્કર ચંદરવાકર

ફિરંગીઓએ સોરઠની ધરતી પર પગ મૂક્યો તે પહેલાંનો આ પ્રસંગ બન્યો હોવાનું લોકમોંએ બોલાઈ રહ્યું છે

માલો વેડરો અને પક વેડરો બે ભાઈઓ પક વેડરો મોટો ભાઈ માલો નાનો બેઉ દીવ બદરના ધણી હતા પક વેડરો પરણેલો હતો, માલો વેડરો કુવારો

ભાભી દિયરનું ભાણું પીરસે છે, ત્યારે વહેરોવચો રાખે છે માલો ત્યારે ભાભીને કહે છે : 'ભાભી, મારા ભાઈની જેમ હું ય દીવનો અડધો ધણી તો છું!'

'હવે એ વાત જવા દ્યો ને તમારા કજુ કાંઈ હનેરોજ નવુ નવુ નોંધવા નૈ બેસાય. અને મનમાં એવા ભડકા જાગતા હોય તો સાવરકુડલાથી મૂધા ખુમાણની દીકરી નાયકદેને પરણી લાવો!'

આ મેણુ સાંભળી માલો વેડરો ભર્યા ભાણેથી ઊભો થઈ ગયો અને સાવરકુડલે જવા નીકળ્યો પણ મનમાં વિચાર આવે છે, 'મને નાયકદે કોમ કરીને વરશે! હું તો સીસમના બાંગલા જેવો રૂપેરંગે છુ! અને મનમાં ગાંઠ વાળે છે કે જ્યાં સુધી નાયકદેને ન વરુ, ત્યાં સુધી મારે દીવનું પાણી ને અન્ન હરામ છે!'

આ નાયકદે મૂધા ખુમાણની એકની એક દીકરી છે આમ તો રૂપમાં એના જેવી બીજી નાર એ ગાળામાં નથી જેવુ તેનું રૂપ છે, તેવી જ તેની બુદ્ધિ છે તેનો વિવાહ, સગપણ પણ થાનના હોંશી બાબરિયા સાથે નક્કી થઈ ગયો છે આવી નાયકદેને મેળવવા માલો વેડરો નીકળ્યો

સાવરકુંડલા જતાં જતાં મનમાં તે વિચારવા લાગ્યો : 'હું તો કાળા માયાનો માનવી છું. સાવરકુંડલાના મૂંધા ખુમાણને હું એકલો ક્યાં આંબી શકીશ? કોઈકિ દેવ, દેવસ્થાનની મદદ લેવા દે!' તે તો જંગલમાં થઈને જતો હતો ત્યાં હજરતશા પીરનું સ્થાનક તેની નજરે ચડ્યું તેણે પીરને આરાધ્યા ને તેના મનની મૂંઝવણ પીરને કહી. ત્યારે હજરતશા પીર તેને પ્રસન્ન થયા અને કહ્યું : 'માગ, માગ, માલા વેંડરા, વરદાન માગ!'

માલા વેંડરાએ તેની મૂઝવણ પીરને કહી ત્યારે પીરે તેને કહ્યું : 'માલા, તુ ક્યાં, અને નાયકદે ક્યા? જોડું ન બને ને! પણ છતાય મલા, તુ સાવરકુડલા જા, અને તારું પાણી માપી જો! જા, તારી જાતના જોખમની ખાતરી હું આપુ છુ કે સાવરકુડલાની ભોમકા પર કોઈ તાગ પર કશુ જ નહીં કરી શકે. પણ નાયકદે તને પસદ કરશે કે કેમ, તેની હુ તને ખાતરી આપી શકતો નથી.'

પીરનાં આ વેણ સાંભળીને ય માલો હતાશ ન થયો. તે સાવરકુંડલા આવી પહોંચ્યો. ગામના ઝાંપે વાવ છે, ત્યાં નાયકદે સખીઓ સાથે વાવ પર પાણી ભરવા આવી છે. માલો પ્રવાસના કારણે ખૂબ તરસ્યો થયો હોવાથી વાવનાં પગથિયાં ઊતરીને પાણી ત્યારે પી રહ્યો હતો પણ માલાના માથા બાબરા, સાવ શ્યામ વાન દેખીને નાયકદે અને તેની સખીઓને ભ્રાંતિ થઈ કે વાવમાં કાં તો ભૂત થયું લાગે છે. તેઓ તો ભૂતને પથરા મારવા માંડે છે ને જોરથી બોલવાનું શરૂ કર્યું : 'ભૂત! ભૂત!'

ત્યારે માલાએ ઉત્તર આપ્યો : 'હુ ભૂત નથી.' પણ તેને કોણ સાંભળે? પણ જ્યારે પથરા વચ્ચે થઈને તે વાવ બહાર આવ્યો ત્યારે નાયકદે અને તેની સખીઓએ માન્યુ કે આ તો ખરેખર, માનવી છે!

ત્યાંથી નીકળી તે મૂધા ખુમાણની ડેલીએ પહોંચ્યો ને ત્યાં તેણે તેનું સાથીપણું નોંધાવ્યુ અને પછી તે નાયકદેને મળવા માટેના લાગ શોધે છે, પણ તેમ તેમ તો નાયકદે માલા માટે વધુ ને વધુ બેદરકાર રહે છે, ઉપેક્ષાવૃત્તિ અને તિરસ્કારના ભાવ બતાવે છે.

# ૯૦૯. માલો વેંડરો

સંગ્રાહક પુષ્કર ચંદરવાકર

ફિરંગીઓએ સોરઠની ધરતી પર પગ મૂક્યો તે પહેલાંનો આ પ્રસંગ બન્યો હોવાનું લોકમોએ બોલાઈ રહ્યું છે

માલો વેડરો અને પક વેડરો બે ભાઈઓ પક વેડરો મોટો ભાઈ માલો નાનો બેઉ દીવ બંદરના ધણી હતા પક વેડરો પરણ્યો હતો, માલો વેડરો કુંવારો

ભાભી દિયરનું ભાણુ પીરસે છે, ત્યારે વટેગવચો રાખે છે માલો ત્યારે ભાભીને કહે છેઃ 'ભાભી, મારા ભાઈની જેમ હું ય દીવનો અડધો ધણી તો છું!'

'હવે એ વાત જાવા દ્યો ને તમારા કજુ કાંઈ હનોજ નવુ નવુ નાંધવા નૈ બેસાય. અને મનમાં એવા ભડકા જાગતા હોય તો સાવરકુંડલાથી મૂંધા ખુમાણની દીકરી નાયકદેને પરણી લાવો!'

આ મેણું સાંભળી માલો વેડરો ભર્યા ભાણેથી ઊભો થઈ ગયો અને સાવરકુંડલે જવા નીકળ્યો પણ મનમાં વિચાર આવે છે, 'મને નાયકદે કીમ કરીને વરશે? હું તો સીસમના બાંગલા જેવો રૂપેરંગે છું! અને મનમાં ગાંઠ મારે છે કે જ્યાં સુધી નાયકદેને ન વરું, ત્યાં સુધી મારે દીવનું પાણી ને અન્ન હરામ છે!'

આ નાયકદે મૂંધા ખુમાણની એકની એક દીકરી છે આમ તો રૂપમાં એના જેવી બીજી નાર એ ગાળામાં નથી. જેવું તેનું રૂપ છે, તેવી જ તેની બુદ્ધિ છે તેનો વિવાહ, સમપણ પણ થાનના હોથી બાબરિયા સાથે નક્કી થઈ ગયો છે આવી નાયકદેને મેળવવા માલો વેડરો નીકળ્યો

'નાયકદે, તે સારુ જ આંય આવ્યો છુ. નાયકદે, હું દીવનો અધભાગિયો છું અને તમારા હાથને વરવા આવ્યો છું.'

ડેલીના હજામના કાને આ વાતની થોડી ચેષ્ટા પહોંચી પણ છે અને તે વાતનો ઇશારો કરે છે મૂધા ખુમાણને

ત્યારે મૂધો ખુમાણ માલાને ઢોર ચરાવવાનું કામ સોંપે છે આથી માલાને રાત અને દિવસ જંગલમાં જ રહેવાનું બને છે. તેથી નાયકદેનો જીવ અદ્દર થાય છે અને જયારે નાયકદે માલાને મળી ત્યારે કહ્યુ :
'માલા, તુ ઘેર આવતો જ નથી ?'

'શાનો આવું ? તમે સૌએ મને ઘરમાંથા જાકારો દીધો છે મૂધા ખુમાણની પાકી ના છે !'

'માલા, પગે એના કાંટા વગાડય કે તારે ખાટલે પડયા રહેવા પડે. ને પછી ઘરમાં તુ આવીશ ત્યારે તને હુ મારા હૈયાની વાત કરીશ.'

માલો કેવા કાંટા વગાડે છે ? બાવળના પાલોરમાં તે પોતે આખો ને આખો પડે છે તે આખો ને આખો વીંધાઈ જાય છે !

ડોળીએ ઘાલી ખુમાણની ડેલીએ તેને લાવ્યા, ત્યારે મૂધા ખુમાણે તેને પ્રશ્ન પૂછ્યો - 'હે માલા, આવા કાટા કેમ કરીને વગાડયા ?'

'ઢોર ભાગ્યાં, તે તેને વાળવા જતાં' પણ કાટા તો એવા ડીલમાં ઊંડા ઊતરી ગયાં છે કે તે નીકળતા પણ નથી. તેથી માલાના પગ સોજ્યા છે, ત્યારે નાયકદે માલાની ખબર કાઢવા આવે છે 'માલા આવું તે કરાતું હશે ?'

'તમે આણ દીધી તારે બીજુ કરાય પણ શું ? તમે આ આંખ્યુ માગી હોત, તો તેય કાઢી આપત !'

હવે બ ને વચ્ચે પ્રીત બધાય છે આમ ખોળિયાં બે છે, જીવડો એક.

પછી હળવે હળવે તેને રૂઝ આવે છે. પણ ત્યારે ફરી હજામ ખટપટ કરે છે અને ખુમાણ તેને હમણાં તો ખેતર પર તમ સાચવવા

મોકલે છે પણ ત્યારે નાયકદે માલાને મળવા ખેતર પર જાય છે.

પણ હવે હોથી બાઝિયાને નાયકદે અને માલની પ્રીતની જાણ પેલો હજામ કરે છે. તરત જ હોથી બાઝિયો ખાંડું મોકલે છે પણ ત્યારે તો નાયકદે અને માલો વેંડરો સાવરકુંડલાથી ભાગી છૂટે છે, મૂંધા ખુમાણના ઘોડા પર. ત્યારે નાયકદેનો બાપ તેમની પાછળ તેના માણસોને લઈને ચડયો. હથી બાઝિયાને મૂંધા ખુમાણે સંદેશો કહાવ્યો. તે પણ આવી ગયો.

તેઓ ભાણભૂભલીના પાદર પર થઈને નીકળ્યાં ત્યારે નાયકદેએ માલાને કહ્યું : 'માગ મામાને ત્યાં જઈએ ત્યાં રહીશું !' તેઓ નાયકદેના મામા ભાણ જેઠવાને ત્યાં ગયાં, પણ તે બનેવીથી અને હાથી બાઝિયાથી ભડકીને તેમને સંઘરતો નથી.

પછી તેઓ દીવ તરફ જવા નીકળે છે, પણ રસ્તામાં તેઓને મૂંધા ખુમાણ અને હાથી બાઝિયાનો ભેટો થઈ જાય છે અને ઝપાઝપીમાં નાયકદે અને માલો હણાય છે.

દોહરા :

માલો ભાભીને કહે છે :

ઉજળ ચોખા કમોદિયા, ભાભી, જમતા તારે હાથ;
હવે જવારાની જાર, ભાભી, મું ભાવે નહીં ! ૧

ભાભી મેણું દે છે :

જમણ જવારના માલા, અમને મળે,
(પણ) સાવરકુંડલેથી સગા, તુંને નિત્ય જમાડે નાયદે ! ૨

માલો ભાભીને વિનવે છે :

ભાભી, મેણું ના મારીએ, મેણું માનવી જાય,
(પણ) જો મે'ર કરે હજરતશા, મેળો નાયકદેનો થાય ! ૩

માલો હજરતશાને આરાધે છે :

કાળા મોઢે કાઢિયો, આવ્યો દીવનો રાય,
હવે હજરતશા પીર, મૂંધાની નાયકદે મળે! ૪
એ કાળા મોઢે કાઢિયો, પાવડીએ પગ દેતા,
પણ વેંડરો વલવલતા, પાધરથી પાછો વળે! ૫
માલા મોઢું બાળ્ય, વાન તારો નૈં વેડરા,
તું આપે ઝંપી વાળ્ય, તુંને થોરીડા થૂંકે નૈં! ૬

તેના પોતાના શ્યામ રંગ પર ચિંતન કરે છે :

ધરતીમાંથી ધૂધવે, જેના માથે મણ (મણિ) મુકાય,
જેની ફૂંકે ફાટી પડે, ઈ કાળો નાગ કે'વાય! ૭
સારો કુલસરી ચરે, મોરે ચંપા ડાળ્ય,
રેડામો (હરણ) રળિયામણો, કાળો મૃગ કે'વાય! ૮

પછી બંને વચ્ચે પ્રીત થાય છે ત્યારે નાયકદેના મનમાં ભાવ શા છે?

ડાબર ભરિયેલ ચૂરમાં, માંઈ ભરેલ ઘરારુ ઘી,
પણ ઝાડવે ઝાડવે હું ભમી, મારો નરબા આથમિયો દી ૯
જાળિયા નાખને જાળ, મું નાયકદેના નામની,
પણ સે આવ્યા સેવાળ, મચ્છ ના આવ્યો માલ દે! ૧૦

વચ્ચેના પ્રસંગના દોહરાઓ મળ્યા નથી, છેલ્લા પ્રસંગના દોહા અત્ર છે.

અષાઢા તલ ઊગિયા, લીલી સાહલીએ,
હાલો માલાને મળીએ, એ લીઓ લાગતીએ! ૧૧

માલા, મેં તને ઓળખ્યો, ઝાઝી જવાનીમાં ય,
ચંપો, ડોલરિયો, કેવડો, ફોર્યો ફૂલવાડી માંય ! ૧૨

છેલ્લો પ્રસંગ·

કાંટો જે કાળા તુંને, દુ:ખે દીવના ધણી,
ઈની વેણુ વેનડરા, મુને આવે માલરા ! ૧૩
અણુસારે અણુહાર, મેં તને કાંટાના કીધા'તા;
પણ તેં ઝપટ નાખી ઝૂડ, વિગત ના રાખી વેંડરા ! ૧૪

માલો ઉત્તર આપે છે :

અણુસારે અણુહાર, તેં કાંટાના કીધા હતા,
પણ નાયકડે તોળા નામ, કે'તો હુલુ લઈ ને હુલાવીએ ! ૧૫

[ આમ આ કથાના મળેલ પંદર દોહરા અત્ર આપ્યા છે. ]

卐

# ભવાઈનો વેશ

[ ભવાઈ એ ગુજરાતનું લોકનાટ્ય છે. ઓછામાં ઓછાં સાધને, રંગમંચ વિના, પ્રેક્ષકો સાથે તાદાત્મ્ય સાધીને, પ્રેક્ષક સમૂહની વચ્ચે વર્તુલાકાર જગ્યા આંતરી તેમાં સંગીત–નૃત્ય અને સંવાદ વડે વણાયલા જાતજાતના પ્રસંગો ભજવવાની ક્રિયાને 'ભવાઈ' તરીકે ગુજરાતમાં ઓળખવામાં આવે છે. આ વિવિધ પ્રસંગો એકબીજાથી ભિન્ન હોય છે અને એક રાત્રિ દરમ્યાન બેત્રણથી માંડીને પાંચસાત જેટલા, કે એથીય વધારે પ્રસંગો ભજવી શકાય છે આવા પ્રત્યેક પ્રસંગને 'વેષ' અગર 'સ્વાંગ'ના નામે ઓળખવામાં આવે છે.

આ સ્વાંગોના એક સિલસિલાબંધ પ્રયોગને ભવાઈ કહેવામાં આવે છે ભવાઈ મુખ્યત્વે દેવીની ઉપાસનાના એક ભાગ તરીકે ભજવાય છે. જોકે દેવીપૂજા ઉપરાંત અન્ય ધાર્મિક અને સામાજિક ટાણાંઓ વખતે પણ ભવાઈ ભજવાય છે ખરી, છતાં ઘણુંખરું તેનો સમાવેશ ભવાની-પૂજનની વિધિમાં થાય છે, તેથી જ સામાન્ય રીતે નવરાત્રીના દિવસો દરમ્યાન ભવૈયાઓ અવશ્ય ભવાઈ રમે છે.

ભવાઈ શહેરમાં પણ ભજવાય છે અને ગામડાંઓમાં પણ ભજવાય છે જોકે હાલ શહેરોમાંથી ભવાઈની ભજવણી ઓછી થતી જાય છે અને તેના સ્વરૂપનું સુરેખપણું પણ બરાબર જળવાતું નથી, પરંતુ ગામડાંઓમાં અને ખાસ કરીને ઉત્તર ગુજરાતનાં ગામડાંઓમાં ભવાઈની જીવતના સારા પ્રમાણમાં જળવાઈ રહી છે. સહેલાઈથી ઉપલબ્ધ એવા સિનેમા–નાટકના આ જમાનામાં શહેરોથી દૂર ગામડાંઓમાં વસતી ગ્રામ-જનતાની મનોરંજન માટેની માંગ કેટલી અસરકારક રીતે ભવાઈ પૂરી પાડે છે તે ભવાઈનો એકાદ પ્રયોગ જોવાથી જ સમજી શકાય તેમ છે.

ગુજરાત-સૌરાષ્ટ્રમાં જુદાં જુદાં સ્થળે જુદે જુદે પ્રસંગે ભવાઈના પ્રયોગો કરે છે.

એમાં 'ગણપતિ' અને 'કાળકા', 'શંકર પાર્વતી' અને 'રામ-લક્ષ્મણ', 'વાણિયો' અને 'બ્રાહ્મણ', 'ઢેઢ' અને 'કાબો', 'જંદા ઝૂલણ' અને 'છેલબટાઉ', 'રામદેવ' અને 'વિકો સિસોદિયો' એવા અનેક જાતના વેષો ભજવાય છે. એ ભજવણીમાં પૌરાણિક પ્રસંગો વણી લેવાય અને ધાર્મિક વેષો પણ ગૂંથાય; સામાજિક વેષો ભજવી સમાજનાં દૂષણો ઉપર સખત પ્રહારો પણ કરવામાં આવે. જુદી જુદી જ્ઞાતિઓનાં લક્ષણો પણ એમાં દર્શાવાય અને સિદ્ધરાજ કે રાં'ખેંગાર જેવા ઐતિહાસિક પાત્રોના પ્રસંગો પણ વર્ણવાય. પ્રત્યેક વેષ કોઈક વિશિષ્ટ પ્રસંગ કે પાત્રનું નિરૂપણ કરતો હોય છે.

વેષની ભજવણી ઘણી જ સાદાઈથી થાય છે. જાતે ઊંચકીને લઈ જઈ શકે તેટલો જ સામાન ભવૈયાઓ સાથે રાખે છે. એમાં એમની ભજવણીની સર્વ સામગ્રી સમાઈ જાય છે. વેષભૂષા, રંગભૂષા પણ તેઓ બહુ જ ઓછાં સાધનોથી, છતાં અસરકારક બને તેવી રીતે કરે છે. પ્રકાશયોજના પણ મોટે ભાગે મશાલો વડે જ કરવામાં આવે છે. ઘણાં જ ઓછાં અને સાદાં સાધનોમાંથી પણ અદ્ભુત રંગીલા ભવૈયાઓ સર્જે છે આજે પણ ગ્રામજનતા ભવાઈના આ વેષોને મીટભેર જુએ છે અને આવકારે છે.

ભવાઈનું સાહિત્ય ઘણે ભાગે અપ્રગટ છે. કારણ, ઘણુંખરું ભવાઈના વેષો ભજવનારાઓને મુખપાઠ હોય છે અને એ રીતે મૌખિક પરંપરા જ ચાલતી આવી છે. ભવાઈસંગ્રહો છપાયા છે ખરા, પણ તે જૂજ સંખ્યામાં અને કેટલાક તો માત્ર ભજવનારી મંડળીના ઉપયોગ માટે જ છપાયા છે. થોડી હસ્તપ્રતો ભવાઈ અંગેની મળેલી છે, બાકી મોટે ભાગે ભવાઈસાહિત્ય કંઠસ્થ જ છે. આમ, ઘણા વેષો હજી પ્રગટ થયા નથી. એવા અપ્રગટ વેષોમાંથી એક વેષ અહીં નમૂના તરીકે આપ્યો છે. એ વેષ છે '**જસમા ઓડણ**'નો.

એ વેષને જેવો જોયો છે અને સાંભળ્યો છે તેવો જ અહીં ઉતાર્યો છે. એની ભજવણી અંગે થોડીક માહિતી આપવી જરૂરી લાગે છે:

બીજા ભજવાતા વેષોની જેમ આ વેષમાં પણ શરૂઆત સંગીતથી થાય છે. ગવૈયા અને બજવૈયા ભૂગળ, ઢોલ ઇત્યાદિ વાજિંત્રો વગાડે છે અને સાથે ગાય છે પણ ખરા. તે બાદ વેષ શરૂ થતા પહેલાં 'આવણું' ગવાય છે 'આવણુ' એટલે જે પાત્રનો ચાચર (ભજવવા માટેની આંતરેલી જગ્યા)માં પ્રવેશ થવાનો હોય અગર વેષનું મુખ્ય પાત્ર હોય તેનો વેષ શરૂ થતાં જ ગીતદ્વારા પરિચય કરાવવો તે. આવણુ ગવાયા બાદ પાત્રોનો ચાચરમાં પ્રવેશ થાય અને વેષ ભજવાય.

પડદા અગર અન્ય ઘણાં સાધનોનો ઉપયોગ આ ભજવણીમાં ન થતો હોવાથી ઘણી બાબત શબ્દો વડે, ગીત વડે અને અભિનયમાં જ સૂચિત રાખવામા આવે છે—તેમ છતાં પાત્રો જીવંત બને છે, પ્રસંગો વેગવંતા બને છે અને એકંદરે વેષની ભજવણીની સરસ જમાવટ થાય છે એ અંગે વધુ લખવા કરતાં અત્રે આપેલો વેષ જ દષ્ટાંત તરીકે બસ થઈ પડશે એવી આશા છે જોકે સંગીત, નૃત્ય, સંવાદ, પ્રકાશ–આયોજન, સ્વાંગ સજાવટ વડે જીવંત બનતા ભજવાતા વેષનુ આ તો માત્ર લેખિત ખોખુ જ છે એ એની મર્યાદા નોંધ્યા વિના ચાલે તેમ નથી.

—સુધા દેસાઈ ]

## ૯૧૦. જસમા ઓડણનો વેશ

સંગ્રાહક : સુધાબહેન ૨. દેસાઈ

[ વેશની રજૂઆત થતા પહેલાં વાજિંત્રકારો વાજિંત્રો વગાડે છે અને તે પછી નાયકો મોટે સાદે નીચેનું આવણ ગાય છે. ]

દુંદાળો દુઃખભંજણો, સદાય બાળે વેશ
અવસર પે'લો સમરિયે, ગવરીપુત્ર ગણેશ જી
આવે રે આવે રઢિયાળા રે વેશ
જસમાને માથે ટોપલી રે
આવે રે આવે કામણગારા વેશ
ઓડણને હાથે ટોપલી રે.

[ આવણ ગવાયા પછી નાયક ચાચરમાં આવી એક પછી એક નીચેનાં કવિતો બોલે છે. ]

ચાચર ત્યાં જાતર ભલી, જોત તણી ઝગમગ
ઘણા ગુણીજન રમી ગયા, તેના પગની રજ
ભવાઈ કરીએ ભક્તિથી, અંબા મોટી ઈશ
ઓછુ અદકું બોલીએ, તો રખે ધરો તમે રીસ
ભાટ ચારણ કવિજન ભલા, દુરમત સહુની હરી
વરણ અઢારે એકઠી કરી, ભવાઈ ચાલતી કરી.
જેનો જેવો સંગ, રંગ તેને તે બેસે
જેને જેવો સંગ, રંગ પ્રીત તેને ઘેર પેસે
જેનો જેવો સંગ રંગ, કૃત્ય તેનાં તો કહાવે
જેને જેવો સંગ, ભક્ષ ભોજન તે ભાવે
રૂડે સંગે રૂડો રમે, અધર્મ સમ અવગુણ ગમે
કવી ગદ કહે સુણ ઠાકરો, ભાગ્યશાળી વિદ્યા ભણે.

જેને માથે વેર નિદ્રા તેને નહિ આવે,
જેને માથે વેર તેને ભોજન નહિ ભાવે
જેને માથે વેર તેને કંઈ કામ ન સૂઝે
જેને માથે વેર બુદ્ધિ એકે નવ બૂઝે
વિશ્વાસ નહિ વેરી તણો, સતવાદી હોય જો સત
કવિ ગદ કહે સો એક વસા, કૂડું કરે કઈ કર્મ.

જટા વધે વડવૃક્ષ પતંગ નિજ બાળે કાયા
જળચર જળમાં ન્હાય, ધ્યાન ધરવા બગ ધાયા
ગાડર મુંડાવે શીશ, અજા મુખ દાઢું રાખે
ગરધવ લોટે રાખ, શુક મુખ રામ જ ભાખે
મોર તજે છે માનુની, શ્વાન સકળનું ખાય છે
કવિ ગદ કહે સાચા વિના, કૂણ સ્વરગમાં જાય છે?

ગયુ સાંપડે ધન, ગયો પુત્ર પણ આવે,
ગયો વિદેશે જન, કુશળ કોઈ દિન ઘર આવે
ગઈ આવે વિદ્યા, જો નિત્ય પઢે ને ગોખે
ગયાં વળે છે વેર જો પ્રીત કરીને પોખે
ગયુ ન આવે જોબનું, ગયો અવસર જે કાજનો
કવિ ગદ કહે ઉપાય નહિ, ગયો ગુણ લક્ષણ લાજનો.

ઇન્દ્રે અહલ્યા નાર, ભોળવી ભારે ભૂપે
શિવ સરખા સમરથ મોહ્યા ભીલડી રૂપે
પારાસુર પરિપુરણ, મછગંધા શું માણી
ચંદ સરખા ચતુર, અજ્ઞાને ગોરાણી ન જાણી

રાજા રાવણ હરિહરા, પ્રેમદા દેખી સઉકો પડયા
કવિ ગદ કહે સુણુ ઠાકરો, નારીએ નર સહુ કો ગળ્યા.

માન સરોવર તીર, નીર માંહે અમૃત ભરિયાં
ન મળે તેમાં લીલુ, પાળ સ્ફટિકથી કરિયાં
ત્યહાં દિનને રાત, જલતી ઝગમગ જ્યોતિ
સખે ઉજ્જવલ અગ, મેહ વરસે ત્યાં મેતી
ત્યાં નાહે નિત દેવ, સેવ કરે હરિહરની
મોળી કચન વર્ણ, જાણે શોભા ઈશ્વરની
કલ્પદ્રુમના વૃક્ષ, સાક્ષાત સુરપતની વાડી
ફળે અમરફળ ત્યાંય, જ્યહાં રતનની ખાડી
વરસા શરદ વસત રત, સઘળી સાથે આવે
પરવાળા વરસે ઘણા, લહેકે કસ્તૂરી ભાવે
ત્યાં વસે તે હસ, અંસ દેવ વખાણવા,
કવિ ગદ કહે સુણુ ઠાકરો, અક અઢારે જાણવા.

કાણો કાચો કૂબળો, ડાંડ ભાંડ ભરવાડ
એતાં દેવ રક્ષા કરો, બટુક ભૈરવ સાર
જોશી ફોશી ફાતડા બ્યંડળને વળી નાર
એતા દેવ રક્ષ્યા કરો, દિવસે દસ દસ વાર

પાપે પાપીની બુદ્ધ પાપ દરિદ્ર અતિ આણે
પાપે મિત્ર કુમિત્ર, પાપ જગત જ જાણે
પાપે કૂડ કલંક, પાપે પુન્ય પળાયે
પાપે વટલે વંશ, પાપે સહુ અવગુણ ગાયે

પાપી ધર્મ ધારે નહિ, પાપી ન ભોગવે ભોગને
કવિ ગદ કહે પાપી ભોગવે, રક્તપિત્તાદિક રોગને.

અંબા અંબા જે જપે, સદા સુખિયો હોય,
દુઃખ ભંજે દારિદ્ર હણે, વેરી ન ગંજે કોય
અંબા બહુચર બેનડી, આરાસુરમાં વાસ
ભવાઈ ભાવે સાંભળે, અંબા પૂરે આશ.

ઘણા ગુણીજન રમી વળ્યા, વિદ્યાએ ભરપૂર
સભા વચ્ચે શરમાશો તો ઘણાક ભળશો ધૂળ
પખાજી ઊભાં પ્રેમશું, ભૂગળિયા બે જોડ,
તાલગર ટોળે મળ્યો, રવાજી મન મોડ.

આખો દિવસ અળગો રહે, નહિ કો-શું ભળે
ભવાઈ સાંભળી નિંદા કરે, અંબા નિશ્ચે આખો ગળે.
કહેતાં વાર લાગે ઘણી ધ્યાન અબાનું ધરો
જોગ માયા જશ આપશે, રંગલો રમતો કરો.

[ રંગલો ચાચરમાં ગોળ ગોળ આવર્તનો લેતો આવે છે અને નાયક તથા રંગલા વચ્ચે સંવાદ ચાલે છે. ]

રંગલો : અરે ભાઈ નાયક!
નાયક : હેં રંગલા!
રંગલો : આ વેશ કોના કહીએ?
નાયક : આ વેશ ઓડના કહીએ...જસમા ઓડણના કહીએ...સતી જસમાના કહીએ.
રંગલો : હે ભાઈ નાયક, તમે બીજું તો ઘણું કર્યું પણ હવે આ વેશ વિશે કંઈ કહો.

નાયક : જો રંગલા, સતી જસમા પુર્વ જનમમાં એક અપ્સરા હતી.
રંગલો : હેં, અપછરા !
નાયક : હા, અને એક ઋષિનું તપ ચળાવવાના દોષથી તે મનખ્ખજતમાં જનમી.
રંગલો : એ વાત વિસ્તારીને કહો.
નાયક : હે રંગલા, એ વાત તું સાંભળવાને બદલે નજરે જો.

[ બન્ને જમીન પર એક તરફ બેસે છે. દરમ્યાન એક સ્ત્રી ગરબી નૃત્ય કરતી ચાચરમાં આવે છે. તેના નૃત્ય સાથે વાજિંત્રકારો વાજિંત્રો વગાડે છે તથા ગાયકો નીચેનું ગીત ગાય છે. ]

એો અલક મલકની અલબેલી
અચકો મચકો કારેલી (૨)

[ નૃત્ય પૂરું થયા પછી નૃત્ય કરનાર ચાચરમાંથી બહાર જાય છે. એક ઋષિ આવે છે અને પદ્માસન વાળીને ચાચરની વચ્ચે ધ્યાન ધરીને બેસે છે. આંખો મીચેલી છે. તે દરમ્યાન એક રાજા પ્રવેશે છે. ઋષિ આંખ ખોલે છે. રાજા અને ઋષિ વચ્ચે નીચે મુજબ સંવાદ થાય છે. ]

રાજા : હે ઋષિરાજ, તમે શા માટે આવું તપ આદર્યું છે! એ તપ બંધ કરો, આશ્રમ માંડો અને વિદ્યાદાન કરો.
ઋષિ : અરે રાજા, હું તારા ઈન્દ્રાસન માટે તપ નથી કરતો. માટે તું ગભરાઈશ નહિ.
હું તો મારા પોતાના મોક્ષ માટે તપ કરું છું
રાજા : એવાં ખોટાં બહાનાં નહિ ચાલે, મુનિરાજ! આવા તપમાં મારું ઈન્દ્રાસન તો તમને આપોઆપ મળશે જ. માટે આ તપ છોડી દો.
ઋષિ : નહિ રાજા, હું એ તપ છોડનાર નથી અને તું મને વધારે વાર વાતચીત કરાવીશ નહિ.

[ ઋષિ ફરીથી આંખ મીચી ધ્યાનસ્થ થાય છે. રાજા રંગલાને બોલાવે છે. ]

રાજા : હે રંગલા!
રંગલો : હે રાજ!
રાજા : જાઓ, આપણા દરબારની અપ્સરાઓને બોલાવી લાવો.
રંગલો : તે આવા વગડામાં નાચગાન થશે?
રાજા : રંગલા, ઝાઝી મગજમારી કર્યા વિના તુ ઝટ તેઓને બોલાવી લાવ.

[ રંગલો જાય છે અને ત્રણ અપ્સરાઓ સાથે પાછો આવે છે. અપ્સરાઓ રાજાને નમન કરી બાજુએ ઊભી રહે છે. ]

રાજા : હે સુંદરીઓ, આ ઋષિરાજની તપશ્ચર્યા ભંગ કરવાની છે કોઈ પણ ઉપાયે તેમનું ધ્યાન ચળાવશો તો આપણા ઇન્દ્રાસનની આબરૂ રહેશે અને તમને યોગ્ય ઇનામ મળશે.

[ આજ્ઞા આપી રાજા જાય છે. ]

રંગલો : હું પણ તપ કરુ તો આવી પરીઓ મને ચળાવવા આવે, પણ ઇન્દ્ર રાજાનો હુકમ નથી એટલે હમણાં તો જટા વધારું, પછી તપ કરીશ.

[ રંગલો જાય છે. ]

[ અપ્સરાઓ હાથમાં બળતી કાકડી ધરીને ગીત–નૃત્ય શરૂ કરે છે ]

તમે ચાલો મારી સૈયરો
જળ ભરવાને જઈએ
જળ ભરવાને જઈએ
રૂડા ઘડુલા હાથ લઈએ....મારી સૈયરો.

[ થોડી વાર નૃત્ય ચાલ્યા પછી ઋષિ આંખ ખોલે છે અને એકીટસે અપ્સરાઓ સામે જોઈ રહે છે. પછી સ્વગત બોલે છે. ]

ઋષિ : अब ये लोग को देखकर हम प्रसन्न हो गये. (પ્રકાશ) अब अच्छे अच्छे राग और नाच होने दो ।

[ અપ્સરાઓ ગાય છે અને નાચે છે. ]

અપ્સરા : ૧ મારા જટાળા જોગી આવો રે
તમને ફૂલડિયે વધાવું રે
મારા ભમરાળા જોગી આવો રે
તમને ચંદનીએ છટાવું રે
મારા ધાબળિયાળા આવો રે
મારા કામળિયાળા આવો રે
તમને ભાવતાં ભોજન લાવું રે
મારા જટાળા જોગી
ભમરાળા જોગી
આવો રે....

ઋષિ : अब दूसरा गीत गाओ। हम तुमारे गीतमें परसन हैं।

અપ્સરા : ૨ અલબેલા ઋષિરાજ!
રમવા જમવા આવિયા રે
જટાળા જોગીરાજ!
અમારે મન ભાવિયા રે
આ કમંડલુ મુનિરાજ!
ક્યાં થકુ તમે લાવિયા રે
અલબેલા ઋષિરાજ!
મારા જટાળા જોગીરાજ!
રમવા જમવા આવિયા રે.

[ નાચ કરી ત્રણે અપ્સરાઓ એક બાજુ પર ઊભી રહે છે. ઋષિ ઊઠીને દરેકના મોં આગળ મશાલ ધરી તેમને ધ્યાનથી જુએ છે. પહેલી અપ્સરાને પ્રશ્ન કરે છે. ]

ઋષિ : तेरा नाम क्या ?
અપ્સરા ૧ : हीरापरी
ઋષિ : ना, ना. (બીજીને) तेरा नाम क्या ?
અપ્સરા ૨ : लीलमपरी.
ઋષિ : ऊंहु । (ત્રીજીને) तेरा ?
અપ્સરા ૩ : कामकुंडला.
ઋષિ : तेरेकु भोग देना पडेगा ।
અપ્સરા ૧ : हम सब आपकी सेवा बजावेंगे मैं गीत गाऊंगी, ये. लीलमपरी ढोल बजावेगी, महाराज !
અપ્સરા ૨ : और कामकुंडला नाचेगी.
ઋષિ : नहीं नहीं, ये कामकुंडला रहेगी और तमेरा हमकु काम नहीं।

[ ગાય છે અને નાચે છે. ]

કામકુંડલા :

તમે આ શું બોલો છો
મહારાજ !
તપસી શું લપસી પડો છો ?
તમને આવું શોભે કે
મુનિરાજ !
તપસી શું લપસી પડો છો ?
તમારી જટાના સમ

કામકુંડના · હા, હાં, ધીમે ધીમે મહારાજ, બસ હવે આગળ ક્રોધ ન કરશો અને હું ઇન્દ્ર દરબારની અપ્સરા પણ કહું છુ કે તમે ઋષિ થઈ ને મારી ઉપર ખુશ થયા છો તો તમે જ નાના કાળા ટૂંબડા પતિ મનજો

[ સર્વ જાય છે—વાજિંત્રો વાગે છે ]

[ એ દૃશ્ય બદલાય છે, એટલે કે નાયક અને રંગલો ચાચરમાં પ્રવેશે છે ]

રંગલો ઓહો ભાઈ નાયકો, આ તો ભારે થઈ પેલા ઋષિ માંગજે શાપ દીધો ને પેલી રૂપાળી પરીએ વળી સામો શાપ દીધો હવે શું થશે ?

નાયક અરે રંગલા, હવે જ ખરી જોવાની મઝા છે એ મુનિરાજ અને અપ્સરા બન્નેએ પૃથ્વી પર જનમ લીધો તે કઈ રીતે તે હવે જો

[ બન્ને એક તરફ ઊભા રહે છે ]

[ એક ઓડ યુગલ (પતિપત્ની) ચાચરમા પ્રવેશે છે બન્ને વચ્ચે સ્મૂળ સંવાદ ચાલે છે ]

ઓડણ : ઘરમા કોનું ચાલે ?

ઓડ · મારું.

ઓડણ (પતિને મારતાં મારતાં) તમારુ ? તમારુ ?

ઓડ (જાણે પોતે જ પત્નીને મારતો હોય તેમ) કેવી મારી ! કેવી મારી !

[ દોઢ વાર ઘેલીને ]

એલી, આપણી ગધેડીને કેમ છાણ લેવા ને ઢોર ચારવા મોકલી ?

ઓડણ . એ ગધી તો મારી શોકયની, મારે શું ? હું તો એની ઓરમાન મા. હું તો રંગે રમવા પહેરવાઓઢવા આવી છુ ખરુ કહી દઉ છુ હા

ઓડ · ના, ના, એમ ના હોય, એને સાદ દે.

ઓડણ : જસમા હો.. ...જસમા ?......લ્યો નથી સાંભળતી તમારી ગગી, મેલો ને પેડ એની.

ઓડ : ગગી...જસમા...હો...

જસમા : આવી કાકા [ જસમા પ્રવેશે છે. ] આ મારી માસી મને બહુ મારે છે હોં, કાકા.

ઓડ : હા બેટા, મનેય બહુ મારે છે...અરે ભૂલ્યો...હું એને મારીશ હો !

જસમા : એ મારા કાકા, કાકા!

ઓડણ : એ મારા કાકા, કાકા.

ઓડ : ના કેવાય એવું, ભૂંડી એનો કાકો ને એનો બાપો, તારો નહિ.

[ જસમા જાય છે. ]

ઓડ જો હવે ગગીને ન મોકલીશ બહાર તું જજે ગધેડાં ચારવા. એને કેટલા વરસ થયા ?

ઓડણ : સત્તર વરસ...મુરતિયો વીસ વરસનો જોઈએ.

ઓડ : બે દસ દસ વરસના ના ચાલે ?

ઓડણ : આ ગધાડાં સાથે રહી રહીને તમારીય અક્કલ એમના જેવી થઈ ગઈ છે. આ સકળ સભાને પૂછો કે બે મુરતિયા ચાલે ?

ઓડ : ભૂલ્યો, ભૂલ્યો બાપલા લે, હવે હું મુરતિયો ખોળવા જઉં છું. તું ગધેડાંને અને ગગીને સાચવજે

[ ઓડ જાય છે. એની પત્ની પણ પાછળ જાય છે. ]

[ ઓડ પાછો આવી ચાચરમાં એક ચક્કર મારે છે. દરમ્યાન બીજો ઓડ આવે છે. બન્ને વચ્ચે વાતચીત થાય છે ]

ઓડ ૨ : મારે એક દિકરો છે રૂપાળો રેડ. વાને ઊજળો. જાણે હાથિયાની પાંખ.

ઓડ ૧ : મારે દીકરી છે, રૂપાળી રેડ છે, ચંદરમાનો ટુકડો. બોલ નક્કી કરવું છે ?

ઓડ ૨ : દેખાડ.

ઓડ ૧ : બેટા જસમા, મારો ડગોરો લાવ્ય

[ જસમા ડગોરો લાવે છે બીજો ઓડ તેનું રૂપ જોઈ ખુશ થાય છે—જસમા પાછી જાય છે ]

ઓડ ૨ : દીકરી તો ચંદ્રમાનો ટુકડો છે. હવે નક્કી કર.
ઓડ ૧ : વીસ રૂપિયા ને ઉપરથી બાર ગધાડાં
ઓડ ૨ : નક્કી, વસતપંચમીને દન.

[ બને જાય છે. ]

[ થોડી વારે વાજિંત્રકારો ઝડપી લયથી વાજિંત્રો વગાડે છે અને બે-ત્રણ ગાયકો ગાય છે ]

લાડકડી ચઢી રે કમાડ, સુંદર વરને ન્યાળવા રે
દાદાજી મુજને દેખાડો, ત્યાં મારાં દિલ વસ્યાં રે—વ૦

[ તે પછી થોડા માણસો વરરાજાને લઈને પ્રવેશે છે. વરનું મોઢું કપડા વડે ઢાંકેલું છે. વાજિંત્રકારો વાજિંત્રો વગાડે છે. દરમ્યાન બીજી બાજુથી જસમાનો બાપ તથા બીજા પાંચ જણા પ્રવેશે છે. બન્ને પક્ષ વચ્ચે ગીત સંવાદ ચાલે છે. પહેલો સવાલ જસમાની અપરમા અને બીજી સ્ત્રીઓ કહે છે. ]

ઓડણ અને બૈરાં : એવા વેવઈડા વેવઈડા, તે મુરતિયો આણ્યો ?

૨ જો ઓડ અને જાનડીઓ : એઈ..વેવઈડા, વેવઈડા, આ ઝગારે છે ઈ મુરતિયો.

ઓડણ વ૦ : એ..વેવઈડા, ઈ મુ કેમ ઉઘાડતો નથ? ઈ કાળો છે કે પછી બાડો ?

૨ જો ઓડ વ૦ : એઈ વેવઈડા વેવઈડા!

ઈ નથ કાળો ને નથ બાડો
ઈ તો છે મારો લાડુલાડો

૧ લો ઓડ : કાંઈ કસર હોય તો કહી દેજો હા. મારી કન્યા તો રૂપકડી છે.

[ ઓડ ઝડપથી સુરતિયાના મોઢા પરનું કપડું ખસેડી દે છે. સુરતિયો ઘણો જ કાળો અને કદરૂપો છે. ઓડ-જસમાનો બાપ ગુસ્સાથી સુરતિયા સામે જોઈ રહે છે અને પછી એને મારવા માંડે છે, તથા ધક્કા મારી કાઢવાનું કહે છે. ]

સુરતિયો : ( બીજા ઓડની સોડમા ભરાતા ) એ કાકા....મારે કાળી કન્યા સાથે નથી પરણવું—

વેવાણ : ( ચાદમાં ) મહુમને પરણશે ઈ તો.

[ સુરતિયો લઈને જાનૈયા નિરાશ થઈ પાછા જાય છે. પછી જસમા પ્રવેશે છે અને પિતાને પૂછે છે· ]

જસમા : કાકા! અહીં જાન આવી'તી તે ક્યાં ગઈ?

ઓડ : કૂવામાં.

જસમા :

આશા કરીને આવીયો, એ લઈને કંકુનો હાથ
ઇને પાછો વાળીને બોલાવો, મુને પરણાવો ઇની સાથ.

ઓડણ : બેટા તુ શું કે' છે?

જસમા : ઈ આશા ધરીને આવેલાને પાછો કેમ કાઢયો?

ઓડ : ભણેલો, ગણેલો, રૂપાળો કહીને મૂવા રાંડને પકડી લાવ્યા.

જસમા : ઈ તમારે પહેલેથી જોવું હતું. હવે તો ઈ જ મારો ભરથાર. બોલાવો ઈને પાછો.

ઓડ : હવે બહુ માર્યા છે તે પાછા નહિં આવે.

ઓડણ : દીકરી! તું ચંદરનો ટુકડો ને એ તો અમાવાસ્યાની રાત. એવો બૂડો દેખાવે હતો! એ તે તને શેં ગમ્યો!

જસમા : મારે મન તો ઈ જ ભરથાર, બીજા મારે ભાઈ ને બાપ.

ઓડણ : દીકરીએ હેડો લીધો છે, નહિ માને. સતી છે એ તો.

ઓડ : એલા વેવઈડા...પાછો આવ્ય, તારું ગધાડું રહી ગયું.

ઓડ ૨ : ( દૂરથી લહેકો કરીને ) એ...ના, તમારી મહેમાનગતિ પહોંચી બાપલા !

ઓડ ૧ : અરે, એમ ના હોય. મારા ગળાના સમ, મુરતિયાને પાછો વાળો.

[ જસમાનો બાપ તેમને બોલાવવા જાય છે. બહુ આનાકાની પછી ચાચરને છેડેથી ગયેલા ઓડને પાછા લાવે છે. સાથે એક ઓડણ પણ આવે છે. ]

ઓડણ : અમારી દીકરી તમારા દીકરાને પરણશે.

વેવાણ : ના, રૂડિયો નહિ પરણે.

ઓડ ૧ : સમજાવો.

ઓડ ૨ : પૈઠણ નક્કી કરો.

ઓડ ૧ : બે દહ, દહ રૂપિયા આલેશ.

ઓડ ૨ : પુંખણું તૈયાર કર.

[ ચાચરમાંનાં પાત્રો અને ગાયકો બધાં સાથે ગાય છે. વાજિંત્રો જોરથી વાગે છે. ]

ગીત :

આય રે વેવણ, આય રે વેવણ
પૂંખવા આય રે
લાય રે વેવણ, લાય રે વેવણ
તારો દીચરો વે'લો લાય રે.

[ જાનૈયાંઓ પાછાં આનંદપૂર્વક આવે છે. જસમાની માતા વરરાજાને પોંખે છે. ]

[ આ પછી નાયક એક નવી વિધિ કરે છે તેને 'ખરડો' કહેવામાં આવે છે. ખરડો એટલે ભવાઈ જોવા, સાંભળવા આવેલાઓ પાસેથી પૈસાનો ફાળો ભેગો કરવો. ભવૈયાઓને આ રીતે પૈસા ભેગા કરી પોતાનો નિર્વાહ

ચલાવવાનો હોય છે. તેથી વેશમાંના કોઈ સારા અને આકર્ષક પ્રસંગે તેઓ આ પ્રમાણે ફાળાની માંગણી કરે છે.

અહીં પણ જસમાના લગ્ન થવાનાં હોય છે તે પહેલા વેશને ત્યાં અટકાવી નાયક માતાજીના નામ પર પૈસા માગે છે. જસમાના લગ્ન જોવાને અધીરો થયેલો પ્રેક્ષકવર્ગ જલદી પૈસા આપે છે.

નાયક તથા રંગલો પૈસા ભેગા કરી લે છે. પ્રેક્ષકોની દરિયાવદિલીના વખાણ કરે છે, સહુને નમસ્કાર કરે છે. આશીર્વાદ આપે છે–અંબામાતાને (જ્યોતના પ્રતીકને) નીચા વળી પ્રણામ કરે છે અને તે પછી વેશ પાછો ચાલુ કરવા માટે ભૂંગળિયાને સૂચન આપે છે.

ભૂંગળો પાછી જોસથી ફૂંકાય છે. રૂડિયા અને જસમાના હસ્તમેળાપ થાય છે અને જાનૈયા, અન્ય પાત્રો તથા ગાયકો વાજિંત્રો સાથે જોશપૂર્વક ગાય છે ] :—

પહેલા પહેલા મંગળ વરતાવો રે
  મારી જસમાના લગન લેવાય
બીજા બીજા મંગળ વરતાવો રે
  મારો પરણે રૂડિયો રાય
ત્રીજા ત્રીજા મંગળ વરતાવો રે
  માડીને હૈયે હરખ ન માય
ચોથા ચોથા મંગળ વરતાવો રે
  જસમા પરણીને સાસરિયે જાય.

[ સર્વ જાય છે ]

[ થોડી વારે જસમા અને તેનો પતિ રૂડિયો પાછાં ચાચરમાં પ્રવેશે છે ]

જસમા : (ગાય છે)

મારા રૂડિયાને પેરાવું ફૂલડાંનો હાર
  કેવો શોભે મારો રૂડિયો.

[ બન્ને હાથ પકડીને નાચે છે ]

સાહ્યબા સલૂણા નાની નણદલના વીરા
અરે ગળે મને આછા આછા ઘાટ ઘડાવો
નાનીશી નથડી ઘડાવો
માંહી ઝીણા ઝીણા હીરલા જડાવો
મારા સાહ્યબા! ઝીણા ઝીણા હીરલા જડાવો.

સંવાદ :

જસમા : સ્વામિનાથ, તમને ઘર બનાવતાં આવડે છે?

રૂડિયો : ના, બાપ જન્મારે મને નથી આવડતું

[ એક માણસ પ્રવેશ કરે છે. ]

આવનાર : કોઈ મને રસ્તો દેખાડશો?

જસમા : તમે કુણ છો?

આવનાર : હું સિદ્ધરાજ જયસિંહનો દસ્તૂરી બારોટ છું રસ્તો ભૂલ્યો છું. તમે કોણ છો? આ કોણ છે?

રૂડિયો : તારો બા છું.

બારોટ : કેમ રે વાંદર! ગમે તેમ બોલે છે!

જસમા : ખબરદાર માગ ધણીને વાંદર કહ્યો તો. રસ્તો ભૂલીને બાથોડિયાં તો મારો છો ને મિજાજ આખા મલકનો કરો છો!

બારોટ : સુન્દરી! આ વનચર સાથે રહીને તમે પણ કઠોર થઈ ગયાં છો. ખરું કહ્યું છે કે રતન વીંટીએ શોભે ને સુન્દરી રાજદરબારે.

જસમા : આજ તો બોલ્યા તે બોલ્યા. ફરી બોલશો તો જીવતા નહીં રહો. એક સતીની સામે ઊભા રહી ફાવે તેવું બોલતાં લાજતા નથી? જાઓ, પેલો રસ્તો સીધો જાય છે તે પકડો ને તમારું મોં કાળું કરો.

બારોટ : યાદ રાખજો, આજ તો આટલું અપમાન કરો છો પણ મારા રાજાના દરબારમાં જઈ આનું વેર લઉં ત્યારે હું ખરો બારોટ.

જસમા : અરે જા જા, જે સાચું છે તેનો કોઈ વાંકો વાળ કરી શકે તેમ નથી.

[ બારોટ જાય છે. પાછળ જસમા અને રૂડિયો પણ જાય છે. ]

[ ખાલી પડેલી ચાચરમાં રાજા પ્રવેશે છે. તેના પ્રવેશ સાથે વાજિંત્રકારો વાજિંત્રો વગાડે છે. રાજા દુહા બોલે છે. ]

રાજા : રામ ઝરૂખે બૈઠકે સબકા મુજરા લેત
જૈસી જીનકી ચાકરી વૈસા ઉનકુ દેત.
રણનો થંભ જ રોપિયો, રણવિષે રણધીર
પત ન ચૂકે પોતા તણી, જેને નયણે ન રહે નીર.
આશા પાસાં ને વિમળ જળ, ઠગ ઠાકોર ને દલાલ
એતાં નહિ આપણાં, અસ્ત્રી સરપ સોનાર.
નામ રહંતાં ઠાકરાં નાણાં નહિ રહંત
કીરતિ કેરાં કોટડાં, પાડયાં નહિ પડંત.

[ ગાયકોમાંથી એક મોટેથી ચાચરની બહાર રહી બોલે છે. ]

બાજુથી : બારોટ–કવિ આવે છે મહારાજ !
રાજા : મારો દરબાર કવિ માટે ખુલ્લો છે. ( બારોટ પ્રવેશે છે. ) આવો બારોટ ! છ મહિના ફરી આવ્યા તેમાં નવું શું જોયું ?
બારોટ : એક પદ્મણી સ્રી જોઈ.

કેશ સોહે વાયસ રંગી, વેણુ વસૂકી નાગ
માગ સમારી મોહિની, ત્રિવેણી ત્રિભાગ
મસ અણિયાળી અમી ભરી, કાજળ અંજિત આંખ
ભમરાળી ભામિની તણી પાંપણ ભમરા પાંખ
કોટ કપોત જેવી કહેત, શ્રવણ છીપ આકાર
કપોલ કમળથી કારમાં નાસિકા તલની ધાર

રાજા : જસમા તને શીરો ને શેવ
આવા રોટલા ન ખાવા રે.

જસમા : શીરો ને શેવ રાણીને સોહાય
અમને ભલા છે રોટલા રે.

રાજા : ઓ જસમા તારે મેડી ને મોલ
ના રે જોઈએ આવાં છાપરાં રે.

જસમા : એવાં મેડી મોલ રાણીને સોહાય
અમને ભલાં આ છાપરાં રે.

રાજા : અરે જસમા તારે અત્તર ફુલેલ
આવા તે વેશ નવ સોહિયે રે.

જસમા : એવાં અત્તર ફુલેલ રાણીને સોહાય
અમને શોભે આવા વેશ રે.

રાજા : જસમા તારો પતિ બતાવ્ય
આવો પતિ તને કેમ ગમે રે.

જસમા : એ તો જેવો છે તેવો મારો ભરથાર
બીજો મારે નવ જોઈએ રે.

રાજા : અરે મૂઓ તારો સોરઠ દેશ
અમ ઘેર આવજો રે.

જસમા : અરે મૂઓ તારો પાટણ દેશ
પાણી વિનાનો ટળવળે રે.

રાજા : હજી પણ માની જા સુંદરી! હું તને ઇન્દ્ર દરબારનું સુખ આપીશ.
બારોટ : જસમાદેવી, માની જાઓ. આ માટીગારો, આ ટોપલા-કોદાળા અને ગધેડાની સોબત મૂકી રાજદરબારે પધારો. (જસમા ગુસ્સા-

પૂર્વક બારોટ સામે જુએ છે અને મોઢું ફેરવી લે છે. રાજાને બાજુ પર લઈ જઈ ) મહારાજ ! એ અલંકારોથી માનશે.

રાજા : અરે સાંકળાં ઘડાવું તને સોનાનાં.
જસમા : અરે સાંકળાં ઘડાવો તમારી રાણીઓને
અમે ગરીબ ઓડની જાત
હેડો મારો મેલજો નકી.

રાજા : અરે દામણી ઘડાવુ રતન જડિત.
જસમા : અરે દામણી ઘડાવો તમારી રાણીઓને
અમે ગરીબ ઓડની જાત
હેડો મારો મેલજો નકી.

રાજા : અરે હીરચીર લાવુ કસબિયાં.
જસમા : અરે હીરચીર આપો તમારી રાણીઓને
અમે ગરીબ ઓડની જાત
હેડો મારો મેલજો નકી.

રાજા : આ તો માનતી નથી.
બારોટ : કેમ માનતાં નથી ? આ બધુ શુ તમને ઓછું પડે છે ?
જસમા : ( ઉશ્કેરાટથી ગુસ્સાપૂર્વક )

લાલચ અને શણગાર સાચી મતી મૂકશે
આવા અલંકારો ઉપર તો સાચી સતી થૂકશે.

રાજા : હવે શું કરું ?
બારોટ : પ્રેમ દેખાડે.

રાજા :

[ ગાય છે. ]

માનો માનો રસિલી કહેવું મારું રે
પતિ આવો કેમ ગમે છે?
શું સરે છે કાજ?
મેલો એને બાજુ ઉપર
આવો ને મુજ સાથ. માનો૦
ચંપકવર્ણી સાડી પેરો
કનક કંકણ હાથ
ચાલો મારા મેલમાં
પટરાણી કરું આજ. માનો૦

[ જસમા મોં મચકોડી મોઢું ફેરવી ઊભી રહે છે. રાજા બારોટ તરફ વળીને કહે છે. ]

રાજા : નથી માનતી.

બારોટ : ( જસમા પાસે જઈ ) શું કામ રાજાને સતાવો છો?

જસમા : તમે વચ્ચે ન પડો. શરમાઓ, બારોટ થઈને એટલું તો ભાન રાખો કે—

કેસરી મૂછ ને સેરંગ મણી, શરણાગત ને શૂરા
કરપી ધન ને સતી નાર, પર હાથ પડશે મૂઆં.

રાજા : હવે એને સંભળાવી દેવું જ પડશે.

[ ગાય છે. ]

આજ તને રાણી કરું રે જસમા

જસમા : ( ગાઈને )

રાજ હું તો સતી રે થાઉં સ્હેજમાં.

[ જસમા ચાલી જાય છે અને બાજુમાં ઊભેલી ઓડણોની પાછળ જઈને ઊભી રહે છે. ]

રાજા : ( ક્રોધાવેશમાં ) બોલાવો બધી ઓડણોને.

[ બારોટ ચાચરની બાજુમાં ઊભેલી ઓડણોને સાન કરીને બોલાવે છે. ]

ઓડ ઓડણો : મે'નતાણું મળશે...પગાર મળશે. ચાલો ચાલો.

બારોટ : જીવવાની આશા હોય તો જસમાને રાજાની રાણી થવા સમજાવો. મે'નતાણું બે'નતાણું કંઈ નહિ.

ઓડ ઓડણો : ( જસમાને સંબોધી )

સુણો સુણો જસમા,
રાજાજી તમને મોહ્યા.

[ જસમા પ્રવેશ કરતાં કરતાં ગાય છે. ]

જસમા :

આવો આવો કંથજી મારા
કરો મને સાહ્ય રે

[ બારોટ ચાબુક અને દંડાથી ઓડ મજૂરોને મારે છે. તે જોઈને ભારે નિરાશાથી જસમા ગાય છે. ]

જસમા : ના રે મારો રે રાજા, રાંકને
ઓડ તો બિચારા મજૂરી કરે
એમનો શો છે વાંક રે ?
ના રે મારો રે રાજા, રાંકને—

[ રાજા તલવારથી રૂડિયાને મારી નાખે છે અને બારોટને લઈ બહાર જાય છે—ઓડઓડણ વિલાપ કરે છે અને મરશિયા ગાય છે ]

ઓડ }<br>ઓડણે } અરે રંડાપો જસમા નારીને રે<br>કે સૂનો સોરઠ દેશ.

જસમા : અરે કાંકણુ ઉતાર્યાં ચૂડલા<br>મારો બેલીડો પહોડચો રે મસાણુ<br>પાટણુ થાશે રે પાયમાલ<br>એક પીરાના રે પ્રતાપથી<br>એ....મહેલના ઠેકાણે મસીદ રે<br>એક જસમાના શાપથી<br>એ....મહેલ ઠેકાણે મસાણુ<br>સુણજે પાટણુના ધણી—

[ ધીમા વિલંબિત રાગે આટલું ગાઈ જસમા એકાએક ઊભી થાય છે અને જુસ્સાપૂર્વક અભિનય સાથે ગાય છે. ]

અરે વારે વારે લઉં છું<br>વા'લાનાં વધામણાં<br>અરે વારે વારે લઉં છું<br>વાલીડાનાં દુઃખડાં<br>કેમ રે સિધાવ્યા મોજાર<br>આવુ છું તારી સાથમાં<br>હો રાજ !<br>આવું છું તારી સાથમાં—

[ પછાડ ખાઈ રૂડિયાના રાજા આગળ નિશ્ચેતન થઈને પડે છે—દોઢી બારે એક ફકીર ગાતો ગાતો પ્રવેશ કરે છે. ]

ફકીર : અરે તેરે લીયે મૈંને લિયા
ફકીરોંકા વેશ
મેરે તો અલ્લા બેલી હૈ—

हम अेक सतीके शापसे मकासे यहां आया है ।

લોકો
નાયક
બોક
: जुलम गुजारा है सारी रैयतको सताया है ।

ફકીર : वो सब तो ठीक है लेकिन अब ये दोनुको सजीवन करना है तो सवापांच रूपिया ले आओ ।

નાયક : સતીના નામ પર કોઈ સવા પાચ રૂપિયા આપો...સકળ સભાને વિનંતિ છે.

[ નાયક થાળી લઈ રંગલાના હાથમા આપી તેને પૈસા ભેગા કરવા મોકલે છે—સવા પાચ રૂપિયા જલદી ભેગા થઈ જાય છે—રંગલો તે નાયકને આપે છે. નાયક ફકીરના હાથમા આપે છે. ફકીર કાઈક મનમા ગણગણે છે. રૂપિયા લઈ જસમા રૂડિયાના શરીર ઉપર ગોળ ગોળ ફેરવે છે. આખ મીચીને બેસે છે. ધૂપસળી સળગાવી તે પણ બન્નેનાં શરીર પર ફેરવે છે અને પછી 'ઊઠો ઊઠો' કહી બન્નેને ઉઠાડીને ઊભાં કરે છે. ]

રૂડિયો : ( ઊભો થઈ એક લીટી ગાય છે. )

ઘોળકાની વાડીનાં જાંમફળ મને તો મીઠાં લાગે.—

( જસમાને ) એઈ જસમુડી, ઊઠ સવાર થયું.

તળાવ ખોદવા જવાનું છે.

જસમા : ( આંખો ચોળતી ઊઠે છે અને હસીને ગાય છે. )

એ અમે આવ્યાં રે અલબેલાજી
અમને સાસુ સંતાપે
નણદલ દે છે મહેણાં જી

અમે આવ્યા સાસરે
અલબેલા જી.

[ બન્ને એકબીજાના હાથ ઝાલી થોડી વાર નાચે છે વાજિંત્રો વાગે છે બાજુ પર ઊભેલા ઓડ-ઓડણો, નાયક, રબારી, ફકીર વ૦ જાય છે તે પછી જસમા તથા રૂડિયો પણ નીચેની પંક્તિ ગાતાં ગાતાં જાય છે ]

એ મેઘરાજ સૂતો હોય તો જાગ !
પાણી ઝટ મોકલો જી.
એ ઓડ તારી મજૂરીની જાત
હાથમાં ઝાલો ટોપલો જી

[ બન્ને જાય છે. ]

卐

# સૂચિ /